# હિન્દી રાષ્ટ્રીય કોંગ્રેસનો

# ઇતિહાસ.

( ગ્રંથ ૨ જો. )

---


લેખકો

જયકૃષ્ણ નાગરદાસ વર્મા.

એમ. એસસી. (લંડન); બી. એ; એલએલ. બી. (મુંબાઇ)

બાર–એટ્–લૉ.; એફ. એસ. એસ. ઇ૦.

અને

ભાનુચન્દ્ર.


---


પ્રકાશક

વિઠ્ઠલભાઇ આશારામ ઠક્કર.

માલીક, લુહાણામિત્ર સ્ટીમ પ્રિન્ટીંગ પ્રેસ, વડોદરા.


---


સને ૧૯૨૩. ]

[ સંવત ૧૯૭૯.




---


વડોદરા—ધી લુહાણામિત્ર સ્ટીમ પ્રિન્ટીંગ પ્રેસમાં પ્રકાશકે પોતાને માટે
છાપી પ્રસિદ્ધ કર્યું. તા. ૨૫–૪–૨૩


---

મુલ્ય રૂ. ૩–૦–૦

# ઉપોદ્‌ઘાત

"હિંદી રાષ્ટ્રીય કોંગ્રેસનો ઇતિહાસ" (પુસ્તક પહેલું) પ્રસિદ્ધ થયાને આજે બાર માસ કરતાં વધારે સમય વ્યતીત થયો છે. ગુજરાતના પાટનગર-અમદાવાદમાં રાષ્ટ્રીય મહાસભાની બેઠક સાબરમતીના તટપર અસહકારના પ્રણેતા સંતની છાયા હેઠળ મળી, તે વિરલ પ્રસંગ એ પુસ્તકની પ્રસિદ્ધિ માટે અમે સાધ્યો હતો. ઉક્ત પુસ્તકમાં કોંગ્રેસના ઉત્પત્તિકાળ સન ૧૮૮૫ થી માંડીને સન ૧૯૧૪ સુધીમાં મળેલી ઓગણત્રીસ બેઠકોનો ઇતિહાસ આલેખવામાં આવ્યો છે. તે પછીની બેઠકોનો ઇતિહાસ થોડા સમયમાં પ્રસિદ્ધ કરવાનું વચન અમે એ પુસ્તકના અંતભાગમાં વાચકવર્ગને આપ્યું હતું. તદનુસાર સન ૧૯૧૫ થી સન ૧૯૨૨ સુધીનાં આઠ વર્ષમાં મહાસભાની મળેલી આઠ સાધારણ અને બે અસાધારણ મળી દશ બેઠકોનો અહેવાલ આ બીજા પુસ્તકના આકારમાં વાચકવર્ગને નજર કરી, અમારું વચન પાળીએ છીએ.

મહાસભાની પ્રવૃત્તિનો આઠ વર્ષનો-દશ બેઠકોનો અહેવાલ તૈયાર કરતાં એક વર્ષ જેટલો સમય અમે લીધો તે કોઈ પણ રીતે વધારે પડતો નહિ ગણાય. જોઇતાં સાધનોનો જો કેટલેક અંશે અભાવ ન હોત તો એથી પણ ઓછા સમયમાં આ પુસ્તક તૈયાર કરી શકાત; પરન્તુ સન ૧૯૧૮ પછીની મહાસભાની બેઠકોના સવિસ્તર અને સત્તાવાર અહેવાલો અમદાવાદની મહાસભાનો અહેવાલ અપવાદરૂપે બાદ કરતાં-હજી સુધી પ્રકટ થયા નથી, અને હવે પછી થશે કે કેમ તે શંકાસ્પદ છે. પરિણામે અમારે વિવિધ દિશામાંથી સંશોધન કરી સામગ્રી ભેળી કરવી પડી છે; અને તેમ કરતાં વિલંબ થાય એ સ્વાભાવિક છે. યોગ્ય સાધનોનો આ પ્રકારે અભાવ હોવા છતાં, કહેવાની ભાગ્યેજ જરૂર રહે છે કે, ઇતિહાસ આલેખનની શૈલી પહેલા પુસ્તકના જેવીજ આ બીજા પુસ્તકમાં પણ રાખવાનો અમે બનતો પ્રયાસ કર્યો છે. અલબત્ત કેટલેક સ્થળે વિગતોમાં

થોડી ઘણી ઉણપ આવી હશે, પરન્તુ એ ખામી તરફ વાચકવર્ગ ક્ષમાની નજરથી જોશે એવો અમને વિશ્વાસ છે.

આ પુસ્તકની એક વિશિષ્ટતા તરફ અમારે વાચકવર્ગનું ખાસ ધ્યાન ખેંચવું જોઇએ. પહેલું પુસ્તક એક અંગ્રેજી પુસ્તકના અનુવાદ-રૂપ હતું. એ પુસ્તક પ્રસિદ્ધ થયું તે પહેલાં ગુજરાતી ભાષામાં એવું એક પણ પુસ્તક ન હતું, જે માતૃભૂમિની રાષ્ટ્રીય ચળવળનો, સ્વરાજ્ય–પ્રાપ્તિના પ્રયત્નોનો ઇતિહાસ ગુજરાતી આલમ સમક્ષ રજુ કરી શકે. એ ખોટ પૂરવાના ઉદ્દેશથીજ અમે ઉક્ત અનુવાદ કરવાને પ્રેરાયા હતા. આ બીજું પુસ્તક કોઇ પણ ભાષામાંથી અનુવાદ નથી, પણ સ્વતંત્ર કૃતિ છે અને એથીયે વધારે મોટી ખોટ પૂરે છે. છેલ્લાં આઠ વર્ષની રાષ્ટ્રીય ચળવળનો ઇતિહાસ માતૃભાષાના બીજા કોઇ પુસ્તકમાં આલેખાયો નથી, એટલુંજ નહિ પણ અન્ય કોઇ ભાષામાંયે એ અહેવાલ રજુ કરે એવું પુસ્તક હજી સુધી રચાયું નથી. આ કારણે આ પુસ્તક ધરાવવા માટે ગુજરાતી પ્રજા પ્રામાણિક ગર્વથી માથું ઉંચું રાખી શકશે અને અન્ય ભાષાઓને માટે આ પુસ્તક માર્ગદર્શક થશે.

છેલ્લાં આઠ વર્ષમાં મહાસભાની પ્રવૃત્તિમાં કેટલાક જાણવાજોગ ફેરફારો થયા છે. તેમનો ઉલ્લેખ અહિં કરીએ તો તે અસ્થાને નહિ ગણાય. મહાસભાની પહેલી ઓગણત્રીસ બેઠકો જેમનો અહેવાલ પહેલા પુસ્તકમાં આપવામાં આવ્યો છે, તેમની સરખામણીમાં આ પુસ્તકમાં આલેખાયલી છેલ્લી દશ બેઠકોનો ઇતિહાસ વિવિધ દૃષ્ટિએ જુદો પડે છે. સન ૧૯૧૫ પહેલાં મહાસભાની પ્રવૃત્તિ મોટે ભાગે દેશના કેળવાયલા વર્ગની પ્રવૃત્તિ હતી; નાતાલની રજાઓ દરમ્યાન એ સમુહ પ્રતિવર્ષ નિયત કરેલે સ્થાને મળી, પોતાની બુદ્ધિ અને શક્તિ અનુસાર દેશના પ્રશ્નોની ચર્ચા કરતો, હિંદના બ્રિટિશ રાજ્યતંત્રની ખામીઓ શોધવા મથતો અને હૃદયની જવાળાઓ પ્રકટ કરતો. આ ચર્ચાને પરિણામે દરેક બેઠકમાં લગભગ એકજ જાતના ઠરાવો, સમયાનુસાર કરેલા થોડા ઘણા ફેરફાર સાથે, પસાર કરવામાં આવતા. એ ઠરાવોમાં હિંદની પ્રજાને નામે એ સમુહ રાજ્યતંત્રમાં જોઇતા સુધારાવધારા કરવાને બ્રિટિશ પ્રજાને, બ્રિટનના

મુત્સદ્દીવર્ગને અને મંત્રીમંડળને ખોળા પાથરી કાકલુદીભરી વિનતિઓ કરતો, અને પ્રતિવર્ષ એ વિનતિઓની પુનરૂક્તિ કર્યાં છતાં તેમનો યોગ્ય સત્કાર ન થતો તોયે હિમ્મત હાર્યા વિના કે ધીરજ ખોયા વિના પોતાના પ્રયત્નો જારી રાખતો. આ પ્રકારની પ્રવૃત્તિને કેટલાક સનંદશીર પ્રવૃત્તિ કહે છે, અને કેટલાક ભીખારીવેડા તરીકે પણ ઓળખે છે. એ પદ્ધતિ સન ૧૯૧૫ માં બંધ તો નજ પડી; ખરું કહીએ તો સન ૧૯૧૯ ની આખર સુધી—અમૃતસરમાં મહાસભાની બેઠક મળી ત્યાં સુધી તે ચાલુ રહી. પરંતુ એક ફેરફાર તો અવશ્ય થયો. સન ૧૯૧૫ સુધી મહાસભા માત્ર કેળવાયલા વર્ગના ચર્ચામંડળ સ્વરૂપે હતી; તે બદલાઇને ધીમે ધીમે દેશની સમસ્ત પ્રજાના પ્રતિનિધિમંડળ રૂપ બની. પ્રતિવર્ષ વધતી જતી મહાસભાના પ્રતિનિધિઓની અને પ્રેક્ષકજનોની સંખ્યા આ બાબતની સચોટ પ્રતીતિ આપે છે.

આ પ્રકારે મહાસભા દેશના આમવર્ગનું પ્રતિનિધિમંડળ બની રહી છતાં તેનું સુકાન તો કેળવાયલા વર્ગના હાથમાં રહ્યું, અને મોટે ભાગે હજી પણ છે. ફેરફાર એટલો થયો કે સન ૧૯૧૫ પહેલાં જે સાધારણ પ્રજાવર્ગ મહાસભાની પ્રવૃત્તિથી અજ્ઞાત હતો, તે એના કાર્યક્રમમાં રસ લેતો થયો. દેશની રાજકીય પરિસ્થિતિ કેવા પ્રકારની છે તેનું ભાન એ વર્ગને પણ ધીમે ધીમે થવા લાગ્યું, અને તે ટાળવા માટે સ્વરાજ્યપ્રાપ્તિની અભિલાષા ઉત્તરોત્તર દૃઢ થતી ચાલી. આ ફેરફાર કેટલાક દેશનાયકોએ કરેલા પ્રયત્નોને આભારી છે. સન ૧૯૧૫ની ત્રીસમી કોંગ્રેસ મુંબાઇમાં મળી તે અરસામાંજ મિસિસ એની બિસેંટ " હોમરૂલ લીગ "ની સ્થાપના કરી અને તે પછી થોડેક સમયે લોકમાન્ય તિલકે " સ્વરાજ્ય સંઘ " ને જન્મ આપ્યો. બન્ને સંસ્થાઓનો ઉદ્દેશ એકજ હતો. સ્થળે સ્થળે એ સંસ્થાઓની શાખાઓ સ્થાપી લોકોને જાગ્રત કરવા, દેશના પ્રશ્નોમાં રસ લેતા કરી તેમને પણ રાજકીય સુધારા માટે પોકાર કરતા બનાવવા એ ઉદ્દેશ સંસ્થાઓના સ્થાપકોનો હતો અને તે મોટે ભાગે સફળ થયો છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી. એમના પ્રયત્નોને લીધે આમપ્રજા દેશના પ્રશ્નો સમજતી થઇ અને મહાસભાની પ્રવૃત્તિમાં સક્રિય ભાગ લેતા

લાગી. મહાસભા પોતે જો કે સન ૧૯૨૦ ની આખર સુધી વાર્ષિક ચર્ચામંડળ સ્વરૂપેજ રહી છતાં આ સંસ્થાઓએ એનાં કાર્યવાહકમંડળોનું રૂપ ધારણ કરી આખા વર્ષ દરમ્યાન રાજકીય ચળવળ જારી રાખી, અને લોકમત કેળવી લાંબા સમયની ખોટ પૂરી. " સ્વરાજ્ય સંઘે " શરૂ કરેલું કાર્ય મહાત્મા ગાંધીજીની પ્રવૃત્તિએ પૂરૂં કર્યું, તેમની ચંપારણ્ય અને ખેડાની સત્યાગ્રહની પ્રવૃત્તિએ પ્રજાને પોતાની શક્તિનું ભાન કરાવ્યું. " સ્વરાજ્ય સંઘે " લોક-જાગ્રતિનું બીજ રોપ્યું; મહાત્મા ગાંધીજીએ એ બીજ પર આત્મશ્રદ્ધાનું વારિસિંચન કરી પ્રજાના અંતરમાં સ્વરાજ્ય-પ્રાપ્તિના અભિલાષનું વૃક્ષ પ્રકટાવ્યું. આ વૃક્ષ તેમની પ્રવૃત્તિની સંભાળ હેઠળ દિન પ્રતિદિન વધારેને વધારે ફાલ્યું છે. છેલ્લાં બે વર્ષની રાષ્ટ્રીય ચળવળનો ઇતિહાસ તો તેમની અસહકારની પ્રવૃત્તિનોજ ઇતિહાસ છે. એ પ્રવૃત્તિએ તો અવધિ કર્યો; જે પ્રગતિ છેલ્લાં પાંત્રીસ વર્ષમાં મહાસભાની પ્રવૃત્તિ નહોતી કરી શકી તે એમણે બે વર્ષમાંજ કરી. દેશને ખૂણે ખાંચરે, દૂર દૂરનાં શહેરોમાં અને ગામડાંઓમાં એ પ્રવૃત્તિ પહોંચી ગઇ; આખા દેશમાં સર્વવ્યાપક બની ગઇ. એ પ્રવૃત્તિએ પ્રજાની આત્મશ્રદ્ધા કેળવી બીકારીવેડાનો ત્યાગ કરાવ્યો અને દેશના ઉત્કર્ષ માટે નવીન અને અને વધારે કાર્યસાધક દિશા સૂચવી; નિરર્થક પોકાર કરવાની ધાંધલ છોડાવી સમયનો દુરૂપયોગ થતો અટકાવ્યો, અને સ્વદેશીની પ્રવૃત્તિદ્વારાં દેશની ઉન્નતિમાં પ્રજાને સક્રિય ફાળો આપતી કરી. ગુજરાતના એ તપસ્વીએ દેશની નાડી બરોબર પારખી; ગરીબાઇ અને પરવશતા ટાળવા ભૂલાઇ ગયેલા ઉદ્યોગોને પુનર્જીવન આપ્યું. પરિણામે આજે રેંટીયા અને સાળો દેશમાં સર્વવ્યાપક થયાં છે. ખાદીનો ઉપયોગ દિન પ્રતિદિન વધતો ગયો છે, અને ગરીબોને ગુજરાતનું પવિત્ર સાધન મળ્યું છે. બીજી દિશામાં દૃષ્ટિ કરીએ તો, એ પ્રવૃત્તિથી લેંકેશીયર ખળભળી ઉઠયું છે અને બ્રિટનના મુત્સદ્દીઓ તેમજ પ્રજાજનો ચિંતા અને ભયની નજરે હિંદ તરફ જોઇ રહ્યા છે. જે અસર એ સ્વાર્થાંધ અને મહત્ત્વાકાંક્ષી પ્રજાના હૃદય પર મહાસભાની પાંત્રીસ વર્ષની પ્રવૃત્તિએ નહોતી કરી, તે અસર બે વર્ષની સ્વદેશી ચળવળે કરી દીધી છે. તેમ છતાં હજી ઘણું કરવાનું બાકી રહ્યું છે. પ્રજાનો અમુક વર્ગ હજી દેશના પરમ સ્વાર્થ માટે પોતાના નાની

નાના સ્વાર્થોનો ભોગ આપતાં શિખ્યો નથી. પરદેશી કાપડ વાપરનારા અને વેચનારા હજી પ્રમાણમાં ઘણા છે. જો એ વર્ગ પણ સ્વદેશીની ચળવળમાં અંતઃકરણપૂર્વક જોડાઇ જાય તો સ્વરાજ્ય ઘેર કરવામાં ઝાઝો વિલંબ ન થાય.

અસહકારના પ્રણેતા સંતે આ ઉપરાંત બીજું ઘણું કર્યું છે. મહાસભાનાં ધ્યેય અને બંધારણમાં ફેરફાર કરાવી, તેની પ્રવૃત્તિની દિશા બદલનાર એ મહાત્માજ છે. કલકત્તાની ખાસ કોંગ્રેસમાં પ્રજા પાસે અસહકાર સ્વાતંત્ર્યપ્રાપ્તિના અમોઘ શસ્ત્ર તરીકે સ્વીકારાવી દેશની ઉન્નતિ સાધવાનો નવો માર્ગ તેમણે બતાવ્યો. તે પછી મહાસભાની બીજી ત્રણ બેઠકો થઇ ગઇ છતાં આ સાધનનો ત્યાગ કરવાનું પ્રજાને કારણ મળ્યું નથી; એ સિદ્ધ કરે છે કે પ્રજાને એથી વધારે સારું કાર્યસાધક શસ્ત્ર હજી સુધી પ્રાપ્ત થયું નથી. અમને તો વિશ્વાસ છે કે હિંદના બ્રિટિશ રાજ્યતંત્ર સાથેનો એ અસહકાર જો દેશમાં સર્વવ્યાપક થાય તો અંતિમ ધ્યેય સાધતાં લાંબો સમય ન લાગે. મહાસભાનાં ધ્યેય અને બંધારણ ફેરવવામાં તો એ સંતે ખરેખર ડહાપણભરી કાર્યકુશળતાનો પરિચય કરાવ્યો છે. સનદશીર પદ્ધતિએ, અથવા કહો કે, ભીખારીવેડાથી અનુક્રમે ધીમાં પગલાં માંડીને સ્વરાજ્ય પ્રાપ્ત કરવાના પહેલાંના ધ્યેયમાં અને અત્યારના "યોગ્ય અને શાંત સાધનો દ્વારા સ્વરાજ્ય પ્રાપ્ત કરવાના" ધ્યેયમાં આસમાન-જમીન જેટલું અંતર છે. આ નવા ધ્યેયે પરવશતાનો ખ્યાલ દૂર કરી આત્મશ્રદ્ધા ખીલવી છે; "બીજાઓ આપશે ત્યારે મળશે" એ વૃત્તિનો ત્યાગ કરાવી "આપણે પોતેજ લેશું," એવી દૃઢ શ્રદ્ધા પ્રજાનાં હૃદયમાં પ્રકટાવી છે. આ શ્રદ્ધા પ્રજાને સ્વાશ્રયી અને આત્મસંયમી તેમજ ઉદ્યોગી થવા પ્રેરી રહી છે. બંધારણની વિગતોમાં નાગપુરની બેઠકમાં કરેલો ફેરફાર મહાસભાને દેશની પ્રજાનું વધારે વ્યાપક પ્રતિનિધિત્વ આપે છે એટલુંજ નહિ, પરંતુ તેનાં ચર્ચામંડળ તરીકેના સ્વરૂપને બદલી કાર્યવાહક મંડળ બનાવે છે. પરિણામે દૂર દૂરનાં શહેરો અને ગામોમાંથી પ્રજાના પ્રતિનિધિઓ એ મહાસભાની બેઠકોમાં ભેળા મળી પ્રજાનો અવાજ તેના નિર્ણયોમાં રજુ કરે છે; ઉપરાંત આખા વર્ષ દરમ્યાન પ્રાંતિક અને જીલ્લા

સમિતિઓદ્વારા રાષ્ટ્રીય ચળવળ સંતેજ રાખી શકાય છે, અને રચનાત્મક કાર્યને આગળ ધપાવવા પ્રયત્નો કરી શકાય છે. આ રીતે થયેલા ફેરફારોથી પ્રજામાં રાજકીય જાગ્રતિ સતત પ્રસરી રહે છે અને વિકાસ પામતી જાય છે.

આ સિવાય બીજી પણ એક વિશિષ્ટતા છેલ્લાં આઠ વર્ષની રાષ્ટ્રીય પ્રવૃત્તિના ઇતિહાસમાં જોઇ શકાય છે. સન ૧૯૦૭ માં સુરતની બેઠકમાં એક્સ્ટ્રીમીસ્ટ-ઉદ્દામ પક્ષ મોડરેટ–વિનીત પક્ષથી જુદો પડયા પછી સન ૧૯૧૫ માં મુંબાઇમાં મળેલી ત્રીસમી બેઠકમાં પહેલીવાર મહાસભામાં પુનઃ જોડાયો. એ રીતે પ્રારંભમાંજ ઐક્યના ગણેશ મંડાયા. આ એકતા લગભગ ત્રણ વર્ષ સુધી ટકી રહી સન ૧૯૧૮ માં મોન્ટેગ્યુ–ચેમ્સફર્ડ સુધારાની યોજના પ્રકટ થઇ. તે યોજના વિષે મતભેદ પડતાં વિનીત પક્ષ, વિખ્યાત દેશનાયકોએ ઐક્ય ટકાવી રાખવાના અનેક પ્રયત્નો કર્યાં છતાં, મહાસભાથી અલગ થયો. એકતામાં પડેલી આ ફાટ એક દૃષ્ટિએ શોચનીય ગણી શકાય, છતાં બીજી દૃષ્ટિએ વિચાર કરતાં એ ફાટ બહુ મહત્વની જણાતી નથી. ઉદ્દામ પક્ષે એ ત્રણ વર્ષમાં "સ્વરાજ્ય-સંઘ" દ્વારા પ્રજામતને કેળવી પોતાના અભિપ્રાયો તરફ વાળ્યો હતો અને મહાસભાનું સુકાન પોતાના હાથમાં લીધું હતું. પરિણામે જ્યારે ફાટ પડી ત્યારે આમપ્રજાવર્ગ મહાસભા પ્રતિ અડગ ભક્તિ રાખી રહ્યો અને ગણ્યા ગાંઠ્યા વિનીત નેતાઓજ તેમના અનુયાયીઓની જુજ સંખ્યા સહિત અલગ થયા અને હજી પણ છે.

સન ૧૯૧૫ માં એક બીજી પણ શુભ શરૂઆત થઇ. તે પહેલાં હિન્દના ઇસલામી ભાઇઓની મહાસભા–મુસ્લીમ લીગ કોંગ્રેસથી અલગ રહી સ્વતંત્રપણે પોતાની પ્રવૃત્તિ ચલાવતી હતી આ પ્રમાણે હિન્દની પ્રજાના બે મુખ્ય અને મોટા વિભાગો એક બીજાથી દૂર રહી કામ કરે તો સ્વાતંત્ર્ય પ્રાપ્તિની લડતને પૂરતું જોમ ન મળી શકે એવી કેટલાક નેતાઓની ખાત્રી થઇ અને તેમણે એ બન્નેને એક કરવાના પ્રયત્નો કર્યા. પરિણામે મુંબાઇમાં ત્રીસમી બેઠક મહાસભાની મળી તેજ અરસામાં મુસ્લીમ લીગની બેઠક પણ મુંબાઇમાંજ ભરવામાં આવી અને એકતા સાધવા માટે પ્રથમ પગલું મંડાયું. તે વર્ષે મહાસભામાં જે ઠરાવો પસાર કર્યાં તેવાજ

ઠરાવો મુસ્લીમ લીગે પણ પસાર કર્યા અને સર્વને ખાત્રી આપી કે હિન્દના મુસ્લીમોનું હિત પ્રજાના અન્ય વિભાગોના હિતથી કોઇ પણ પ્રકારે ભિન્ન નથી. આ લાગણી એક વર્ષના અરસામાં વધારે દૃઢ થઇ અને પરિણામે સન ૧૯૧૬ની લખનૌની બેઠકમાં એ બન્ને વિભાગો એકતાની મજબુત ગાંઠથી જોડાયા. મહાસભાએ તે વર્ષે ઘડી કાઢેલી વિખ્યાત "કોંગ્રેસ-લીગની સુધારાની યોજના" આ એકતાનુંજ શુભ પરિણામ છે. એ યોજનામાં દેશની ધારાસભાઓ માટે મુસ્લીમ તત્ત્વ કેટલા પ્રમાણમાં હોવું જોઇએ તે નક્કી કરી મહાસભાએ મુસ્લીમ ભાઇઓનો ભય હંમેશ માટે દૂર કર્યો. સન ૧૯૧૬ માં સધાયલું આ હિંદુ મુસ્લીમ ઐક્ય દિન પ્રતિદિન વધારે દૃઢ થતું ગયું છે, અને દેશની અત્યારની પ્રવૃત્તિઓમાં મુખ્ય સ્તંભ રૂપ છે. અસહકારની પ્રવૃત્તિ પણ એજ અડગ પાયા ઉપર રચાઇ છે. એ પ્રવૃત્તિની શરૂઆત કરી મહાત્મા ગાંધીજીએ મુસ્લીમભાઇઓને અભય વચન આપ્યું છે. દેશની સમસ્ત પ્રજાએ તેમનું ધર્મસંકટ ફેડવાની લડતમાં તેમને પડખે ઉભી હિંદુ-મુસ્લીમ ભેદની લાગણી નષ્ટ કરી છે અને "અમે સર્વ હિંદી છીએ" એવી લાગણી પ્રકટાવી છે. એકતાની, અભેદ ભાવની લાગણી હિંદના ઉત્કર્ષનું અતિ શુભ ચિન્હ છે; આપણી લડતનો મોટામાં મોટો સ્તંભ છે. એ લાગણી ટકી રહેશે ત્યાંસુધી એ લડતના અંતિમ પરિણામ માટે શંકા લાવવાની જરૂર નહિ રહે.

મોન્ટેગ્યુ-ચેમ્સફર્ડ યોજના સંબંધી મતભેદ થવાને કારણે વિનીતપક્ષ મહાસભાથી અલગ થવા વિષે અમે ઉપર નોંધ લીધી છે. આવોજ બીજો બનાવ સન ૧૯૨૦ માં બન્યો છે. મહાત્મા ગાંધીજીના "અસહકાર" વિષે વિચાર કરવાને કલકત્તામાં કોંગ્રેસની ખાસ બેઠક બોલાવવામાં આવી હતી. આ પ્રવૃત્તિના સિદ્ધાંત વિષે લોકનેતાઓમાં તીવ્ર મતભેદ પડયો હતો અને છે પણ છે. ખાસ કરીને મિસીસ બિસંટના પક્ષે એ પ્રવૃત્તિનો સખ્ત વિરોધ કર્યો અને પરિણામે એ પક્ષ પણ મહાસભાથી અલગ થયો. આ પક્ષ ૧૯૧૨ સુધી એક ઉદ્દામપક્ષ તરીકે ગણાતો હતો; પરન્તુ આમપ્રજાના વિચારો એટલી ત્વરિત ગતિથી આગળ વધતા હતા કે પ્રમાણમાં આ પક્ષ વદન મોળો-વિનીતપક્ષ જેવો જણાવા

લાગ્યો. આજે એ પક્ષના અનુયાયીઓની સંખ્યા પણ વિનીતપક્ષની સંખ્યાની જેમ નાનકડી અને મહત્ત્વ વિનાની છે; ખરું કહીએ તો એ બન્ને પક્ષો અત્યારે ભળી ગયા છે. આ બનાવ પ્રજાની એકતામાં બીજી અનિવાર્ય ફાટ પાડે છે. છતાં હજી સ્વરાજ્યની લડત માટે શંકાનું કારણ નથી. દેશની આમપ્રજાને અસહકાર માટે પરમ વિશ્વાસ છે, મહાસભા તરફ તેમની અડગ ભક્તિ છે.

. એક બીજી દેખીતી ફાટ ગયામાં મળેલી છેલ્લી બેઠકમાં પડી છે. સિદ્ધાંત તરીકે અહિંસાત્મક અસહકારની પ્રવૃત્તિજ સ્વાતંત્ર્યપ્રાપ્તિ માટે કાર્યસાધક છે એમ મહાસભામાં ભક્તિ રાખી રહેલી પ્રજા અને તેમના નેતાઓ સ્વીકારે છે. મતભેદ પડયો છે તે એ પ્રવૃત્તિની વિગતો માટે છે. બહુમતી માને છે કે મહાત્મા ગાંધીજીએ બારડોલીમાં જે રચનાત્મક કાર્યક્રમ ઘડયો છે, તે પૂરો કરવાથીજ આપણું ધ્યેય સાધી શકાશે. લઘુમતી માને છે કે એ કાર્યક્રમ પૂરતો નથી અને તેટલા માટે તેઓ ધારાસભાપ્રવેશની હિમાયત કરે છે. બહુમતીના અભિપ્રાય મુજબ ધારાસભામાં જવું એ અસહકારને તિલાંજલી આપવા જેવું છે; લઘુમતી આ માન્યતામાં સંમત નથી અને કહે છે કે ધારાસભા તોડવાનો પ્રયત્ન કરવો એ પણ એક પ્રકારનો અસહકાર છે. આ બે પક્ષમાં કોની માન્યતા સાચી છે એની ચર્ચા અને નિર્ણય કરવા માટે અહિં સ્થાન નથી. અમારી નમ્ર માન્યતા તો એ છે કે ધારાસભાપ્રવેશથી અસહકારનો સિદ્ધાંત જળવાતો નથી; એમ કરવું એ એક પ્રકારનો વિરોધી સહકારજ થશે. બીજી દૃષ્ટિએ જોતાં આ મતભેદ દેશને માટે હાનિકર લાગે છે. અત્યારે લઘુમતી પ્રજામતને પોતાની તરફ વાળવાના પ્રયાસો કરી તે ક્ષેત્રમાં પોતાનાં નાણાં અને શક્તિઓ ખર્ચે છે; બહુમતી એથી વિરોધી પ્રયત્નો કરવામાં પોતાનાં સાધનોનો ભોગ આપશે. પરિણામ એ આવશે કે સમય અને સાધનો નકામાં વેડફાશે અને રચનાત્મક કાર્યક્રમ અધૂરો રહેશે અને ખરું કહીએ તો એ કાર્યક્રમ અધૂરો રહેશે ત્યાં સુધી દેશની મુક્તિ થવાની નથી. આ પરિસ્થિતિનો વિચાર કરતાં અમને સ્વાભાવિક ખેદ થાય છે, અને અમને વિશ્વાસ છે કે દરેક દેશપ્રેમી સજ્જન અમારી જેમજ આ ઘટનાને ખેદજનક ગણશે.

દેશની છેલ્લાં આઠ વર્ષની રાષ્ટ્રીય ચળવળના ઉપર કરેલા સિંહાવલોકનથી વાચકવર્ગ જોઇ શકશે કે એ પ્રવૃત્તિ કેવી વિવિધતાથી ભરેલી છે. એ સર્વ બાબતો આ પુસ્તકમાં વિગતવાર આપવામાં આવી છે. અમને વિશ્વાસ છે કે ગુજરાતી આલમે જેવા ઉત્સાહથી અમારા પ્રથમ પ્રયત્નને સત્કાર્યો છે, તેવાજ ઉત્સાહથી આ બીજા પ્રયત્નને પણ સત્કારશે.

યોગ્ય કાળજી રાખ્યા છતાં કેટલીક છાપભૂલો જાણે વા અજાણે આ પુસ્તકમાં રહી જવા પામી છે. વાચકવર્ગ તે માટે અમને ઉદાર હૃદયે ક્ષમા કરશે એવી આશા રાખીએ છીએ.

અંતમાં જે જે સજ્જનો અને મિત્રોએ અમારા આ સાહસમાં અમને સહાય કરી છે, તેમનો સર્વનો આભાર માની અમે વિરમીએ છીએ.

મુંબાઇ, વસંત પંચમી,
વિક્રમાર્ક ૧૯૭૯.

# અનુક્રમણિકા.

# હિંદી રાષ્ટ્રીય કોંગ્રેસનો

# ઇતિહાસ.

## પ્રકરણ ૧ લું.

### ત્રીશમી રાષ્ટ્રીય કોંગ્રેસ.

ત્રીશમી રાષ્ટ્રીય કોંગ્રેસ મુંબાઇમાં ૧૯૧૫ ના ડીસેમ્બરની ૨૭, ૨૮ અને ૨૯ તારીખોએ મળી હતી. આ વર્ષે કોંગ્રેસનો મંડપ ક્યાં બાંધવો? એ સવાલ ઉભો થયો હતો. ૧૯૦૪ ની મુંબાઇ કોંગ્રેસ વખતે જે જગ્યાએ મંડપ ઉભો કરવામાં આવ્યો હતો, તે જગ્યા રોકાઇ ગઇ હતી. આ પ્રશ્નનો નિર્ણય કરવા માટે તે સમયના મુંબાઇના ગવર્નર લૉર્ડ વિલિંગડને આતુરતા બતાવી હતી, અને તેમાં અંતઃકરણપૂર્વક સહાય આપી હતી. અંતે મરીન લાઇન્સ મેદાનના દક્ષિણ ભાગપર મંડપ ઉભો કરવામાં આવ્યો.

વળી સરકારી નોકરોને કોંગ્રેસમાં પ્રેક્ષકો તરીકે હાજરી આપવામાં સરકારને વાંધો નથી, એ વાત પણ કેટલોક પત્રવ્યહાર ચાલ્યા પછી મુંબાઇ સરકારે જાહેર કરી હતી.

મરીન લાઇન્સ મેદાનના દક્ષિણ ભાગપર એક ભવ્ય અને વિશાળ મંડપ કોંગ્રેસને માટે ઉભો કરવામાં આવ્યો.

આ વર્ષે પ્રતિનિધિઓની સંખ્યા પહેલાં થઇ ગયલી સર્વ કોંગ્રેસો કરતાં વધારે હતી. પ્રેક્ષકોની મોટી સંખ્યા પરથી લોકો પણ તેમાં વર્ષ પ્રતિવર્ષ વધારે ભાગ લેવા લાગ્યા તે વાતની સાબિતી મળતી હતી. હાજર થયલા અગ્રેસરોમાં સાત કોંગ્રેસના માજી પ્રમુખો હતા. વળી અત્યાર

. સુધી બેંકરો તથા વ્યાપારીઓ અને જમીનદારોએ આ હીલચાલમાં સક્રિય ભાગ લીધો ન હતો તેમણે પણ હાજરી આપી હતી. પ્રતિનિધિઓની કુલ સંખ્યા ૨,૨૫૯ હતી. ૧૮૮૯ માં મુંબાઇની કોંગ્રેસ સમયે પ્રતિનિધિઓની સંખ્યા ૧,૯૮૯ હતી–એ સંખ્યા મોટામાં મોટી હતી.

વળી અખિલ–ભારત મુસ્લીમ લીગની સભા પણ કોંગ્રેસ ભરવાની હતી તેજ શહેરમાં–મુંબાઇમાં મળવાની હતી. રાષ્ટ્રીય કોંગ્રેસ અને મુસ્લીમ લીગની સભાઓ એકજ સ્થળે મળે એ બનાવ પહેલ વહેલો હતો. તેથી હિન્દુ–મુસ્લીમ મૈત્રીની ખીલવણીને માટે ઠીક અવસર મળ્યો. વળી મુસ્લીમ લીગના પ્રતિનિધિઓએ પણ કોંગ્રેસમાં પહેલવહેલી હાજરી આપી. તેમને કોંગ્રેસમાં આગલી બેઠકો આપવામાં આવી હતી, અને જ્યારે તેમણે મંડપમાં પ્રવેશ કર્યો ત્યારે સહર્ષ સ્વાગત આપવામાં આવ્યું હતું. તે ઉપરાંત કોંગ્રેસ અને મુસ્લીમ લીગ બંનેના સ્વયંસેવકોએ એકઠા મળીને એવો ઠરાવ કર્યો કે, સ્વયંસેવકોએ એ બંને સંસ્થાઓની વ્યવસ્થા ઉપાડી લેવી અને તે કાર્ય તેમણે ઉત્સાહપૂર્વક કર્યું.

પ્રતિનિધિઓ નીચે પ્રમાણે હતાઃ—

| | |
|---|---|
| મુંબાઇ.... | ૧,૪૬૧ |
| સિંધ.... | ૧૪૩ |
| મદ્રાસ.... | ૩૬૪ |
| સંયુક્ત પ્રાંતો... | ૧૫૮ |
| સંયુક્ત બંગાલ... | ૬૨ |
| પંજાબ.... | ૩૭ |
| વરાડ. | ૧૮ |
| બિહાર અને ઓરીસ્સા.... | ૧૩ |
| બ્રહ્મદેશ.... | ૬ |
| દક્ષિણ આફ્રિકા.... | ૨ |
| | ૨,૨૫૯ |

......ની સંખ્યા ઘણી મોટી હતી, અને તેમણે

કરેલી વ્યવસ્થામાં કશી મણા ન હતી. પ્રજાનો ઉત્સાહ એટલો બધો હતો કે, જ્યારે ચુંટાયલા પ્રમુખ બાબુ સત્યેન્દ્ર પ્રસન્ન સિંહ મુંબાઇમાં આવી પહોંચ્યા ત્યારે તેમને મુંબાઇની પ્રજાએ બહુ ભારે માન આપ્યું. તે દિવસે પ્રજામાં ઉત્સાહનો સમુદ્ર ઉમટ્યો હતો. ખુલ્લી કોંગ્રેસમાં કહેવામાં આવ્યું હતું કે, એવા માનથી મોટા મોટા રાજાઓને પણ ઇર્ષ્યા થઇ આવે. તે સમયે પ્રમુખપર મોતીઓ, ઝવેરાત, અને સોના ચાંદીનાં પુષ્પોનો વર્ષાદ મોતીના વહેપારીઓના મંડળ તરફથી વર્ષાવવામાં આવ્યો હતો.

ચુંટાયલા પ્રમુખ અને કોંગ્રેસના અન્ય અગ્રણીઓએ પોતપોતાની ક લીધા પછી મુંબાઇના ગાંધર્વ મહાવિદ્યાલયની શિષ્યાઓ-હિન્દી દરીઓ-એ મધુરૂં સંગીત આલાપ્યું. સ્વાગત સભાના પ્રમુખ માન. રા. નશા એદલજી વાચ્છાએ સ્વાગતના થોડાક શબ્દો કહ્યા. તેમણે ગોપાળ ણ ગોખલે, સર હેન્રી કૉટન, અને સર ફીરોઝશાહ મ્હેતાનાં મૃત્યુ માટે ક દર્શાવ્યો, અને પછી પોતાનું ભાષણ પોતાના પુત્ર રા. કે. ડી. ચ્છાને વાંચવા આપ્યું. યુરોપમાં ચાલતા ભીષણ યુદ્ધ વિષે બોલતાં તેણે કહ્યું કે, હિન્દના પુત્રોએ યુરોપની રણભૂમિપર બ્રિટન અને તેના

સુધી બેંકરો તથા વ્યાપારીઓ અને જમીનદારોએ આ હીલચાલમાં સક્રિય ભાગ લીધો ન હતો તેમણે પણ હાજરી આપી હતી. પ્રતિનિધિઓની કુલ સંખ્યા ૨,૨૫૯ હતી. ૧૮૮૯ માં મુંબાઇની કોંગ્રેસ સમયે પ્રતિનિધિઓની સંખ્યા ૧,૯૮૯ હતી–એ સંખ્યા મોટામાં મોટી હતી.

વળી અખિલ–ભારત મુસ્લીમ લીગની સભા પણ કોંગ્રેસ ભરવાની હતી તેજ શહેરમાં–મુંબાઇમાં મળવાની હતી. રાષ્ટ્રીય કોંગ્રેસ અને મુસ્લીમ લીગની સભાઓ એકજ સ્થળે મળે એ બનાવ પહેલ વહેલો હતો. તેથી હિન્દુ–મુસ્લીમ મૈત્રીની ખીલવણીને માટે ઠીક અવસર મળ્યો. વળી મુસ્લીમ લીગના પ્રતિનિધિઓએ પણ કોંગ્રેસમાં પહેલવહેલી હાજરી આપી. તેમને કોંગ્રેસમાં આગલી બેઠકો આપવામાં આવી હતી, અને જ્યારે તેમણે મંડપમાં પ્રવેશ કર્યો ત્યારે સહર્ષ સ્વાગત આપવામાં આવ્યું હતું. તે ઉપરાંત કોંગ્રેસ અને મુસ્લીમ લીગ બંનેના સ્વયંસેવકોએ એકઠા મળીને એવો ઠરાવ કર્યો કે, સઘળાઓએ એ બંને સંસ્થાઓની વ્યવસ્થા ઉપાડી લેવી અને તે કાર્ય તેમણે ઉત્સાહપૂર્વક કર્યું.

પ્રતિનિધિઓ નીચે પ્રમાણે હતાઃ—

| | |
|---|---|
| મુંબાઇ.... | ૧,૪૬૧ |
| સિંધ.... | ૧૪૩ |
| મદ્રાસ.... | ૩૬૪ |
| સંયુક્ત પ્રાંતો... | ૧૫૮ |
| સંયુક્ત બંગાલ... | ૬૨ |
| પંજાબ.... | ૩૭ |
| વરાડ. | ૧૮ |
| બિહાર અને ઓરીસ્સા.... | ૧૩ |
| બ્રહ્મદેશ.... | ૫ |
| દક્ષિણ આફ્રિકા.... | ૨ |
| | ૨,૨૫૯ |

સ્વાગત સભાના સભાસદોની સંખ્યા ઘણી મોટી હતી, અને તેમણે

કરેલી વ્યવસ્થામાં કશી મણા ન હતી. પ્રજાનો ઉત્સાહ એટલો બધો હતો કે, જ્યારે ચુંટાયલા પ્રમુખ બાબુ સત્યેન્દ્ર પ્રસન્ન સિંહ મુંબાઇમાં આવી પહોંચ્યા ત્યારે તેમને મુંબાઇની પ્રજાએ બહુ ભારે માન આપ્યું. તે દિવસે પ્રજામાં ઉત્સાહનો સમુદ્ર ઉમટયો હતો. ખુલ્લી કોંગ્રેસમાં કહેવામાં આવ્યું હતું કે, એવા માનથી મોટા મોટા રાજાઓને પણ ઇર્ષ્યા થઇ આવે. તે સમયે પ્રમુખપર મોતીઓ, ઝવેરાત, અને સોના ચાંદીનાં પુષ્પોનો વર્ષાદ મોતીના વહેપારીઓના મંડળ તરફથી વર્ષાવવામાં આવ્યો હતો.

ચુંટાયલા પ્રમુખ અને કોંગ્રેસના અન્ય અગ્રણીઓએ પોતપોતાની બેઠક લીધા પછી મુંબાઇના ગાંધર્વ મહાવિદ્યાલયની શિષ્યાઓ-હિન્દી સુંદરીઓ-એ મધુરૂં સંગીત આલાપ્યું. સ્વાગત સભાના પ્રમુખ માન. રા. દીનશા એદલજી વાચ્છાએ સ્વાગતના થોડાક શબ્દો કહ્યા. તેમણે ગોપાળ કૃષ્ણ ગોખલે, સર હેન્રી કૉટન, અને સર ફીરોઝશાહ મ્હેતાનાં મૃત્યુ માટે શોક દર્શાવ્યો, અને પછી પોતાનું ભાષણ પોતાના પુત્ર રા. કે. ડી. વાચ્છાને વાંચવા આપ્યું. યુરોપમાં ચાલતા ભીષણ યુદ્ધ વિષે બોલતાં તેમણે કહ્યું કે, હિન્દના પુત્રોએ યુરોપની રણભૂમિપર બ્રિટન અને તેના મિત્રોનાં લશ્કરો સાથે પોતાનું લોહી રેડયું છે, અને તે કોઇપણ પ્રકારની આશાથી નહિ. બ્રિટિશ હિન્દના દરેક પ્રાંતમાંથી ઘણા હિન્દીઓએ લડાઇ જાહેર થઇ ત્યારથી હિન્દી લશ્કરની સાથે રહી રણભૂમિપર ઝુમવાની અરજીઓ કરી છે, પરંતુ નોકરશાહીએ એ અરજીઓ નામંજુર કરી છે, જેનાં કારણો જાણવામાં આવ્યાં નથી. સરકારના આ વલણથી કડવામાં કડવી નિરાશા જન્મ પામી છે. હજીયે હિન્દના રાજ્યકર્તાઓ પ્રજા તરફ અવિશ્વાસ ધરાવતા દેખાય છે. વ્યવસ્થિત અને આરોગ્યાવહ પ્રગતિને માટે એક પ્રજાને આર્થિક આબાદાનીની જેટલી આવશ્યકતા છે, તેટલીજ આવશ્યકતા શૂરવીરતાની છે. યુદ્ધ અને શાંતિની કલાઓનું સુખદ સંયોજન થવું જોઇએ. તેથી તેમણે આશા દર્શાવી કે, હવે પછી ગ્રેટબ્રિટન હિન્દને હથીયાર વાપરવાની મનાઇ નહિ કરે.

હિન્દના પ્રશ્નો વિષે બોલતાં તેમણે કહ્યું કે, મોર્લી-મીંટોના સુધારાની મુખ્ય બાબતો અતિશય ખામી ભરી છે, અને તે ખામીઓ વ્હેલી

મોડી દૂર કરવી પડશે. વળી સત્તાની વહેંચણીને માટે ડીસેન્ટ્રાલીઝેશન કમીશન નીમવામાં આવ્યું હતું, તેનો રીપોર્ટ ઘણા સમયથી પ્રકટ થઇ ચુક્યો છે, પરન્તુ તે વિષે કાંઇ પણ પગલું ભરવામાં આવ્યું નથી. દક્ષિણ આફ્રિકામાં આપણા દેશબંધુઓની દુઃખદ સ્થિતિની તપાસ કરવાને માટે એક કમીશન નીમાવવામાં વાયસરોય લૉર્ડ હાર્ડીંજે જે દિલસોજી બતાવી હતી, તેને માટે તેમણે સંતોષ દર્શાવ્યો. બ્રિટિશ છત્ર હેઠળ સ્વરાજ્ય મેળવવાની હિન્દની માગણી વિષે બોલતાં તેમણે કહ્યું કે, સ્વરાજ્ય મળશેજ, પછી ભલેને ધીમે મળે. સ્વરાજ્ય મેળવવામાં અધીરા નહિ થવાનો બોધ તેમણે આપીને પોતાનું ભાષણ સમાપ્ત કર્યું.

બાબુ સત્યેન્દ્ર પ્રસન્ન સિંહને પ્રમુખ તરીકે ચુંટી કાઢવાની દરખાસ્ત માન. રા. ચીમનલાલ હરિલાલ સેતલવડે રજુ કરી, બાબુ સુરેન્દ્રનાથ બેનરજીએ તેને અનુમોદન આપ્યું, અને માન. પંડિત મદનમોહન માલવીય, માન. રા. હરચંદરાય વિશનદાસ, દિવાન બહાદુર એમ. આદીનારાયણ આયા એમણે વિશેષ અનુમોદન આપ્યું. તાળીઓની ગર્જના વચ્ચે દરખાસ્ત પસાર થઇ. પ્રમુખ ખુરશીપર વિરાજ્યા સારે સર્વ સભાજનોએ ઉભા થઇ " વન્દે માતરમ્ " નો જયઘોષ કર્યો.

પ્રમુખે ઉપકાર માની, ગોપાળકૃષ્ણ ગોખલે, ફીરોઝશાહ મ્હેતા અને હેન્રી કૉટનનાં મૃત્યુ માટે ખેદ બતાવ્યો. તેમણે ના. શહેનશાહ પ્રતિ હિન્દની વફાદારી દર્શાવી, યુરોપ, એશિઆ, અને આફ્રીકાનાં સમરાંગણોમાં લોહી રેડતા શૂરવીર હિન્દી સૈનિકોની પ્રશંસા કરી તેમના તરફ આભાર વૃત્તિ પ્રકટ કરી; અને જેમણે રણમાં પ્રાણ અર્પી દીધા હતા તેમનાં કુટુંબો તરફ દિલસોજી દર્શાવી. લડાઇના સમયમાં કૉંગ્રેસ ભરીને રાજકીય માગણીઓ કરવાથી સરકારની મુંઝવણમાં વધારો થાય છે, એ દલીલનો તેમણે સચોટ જવાબ આપ્યો અને સ્વરાજ્ય એજ આપણું આદર્શ છે એમ જાહેર કર્યું, અને "પ્રજાને માટે અને પ્રજા તરફથી ચલાવાતું રાજ્યતંત્ર " એવી સ્વરાજ્યની વ્યાખ્યા બાંધી. પરન્તુ સ્વરાજ્ય પ્રાપ્તિને માટે અધીરાઇ ન બતાવવાનો ઉપદેશ તેમણે કર્યો. સ્વરાજ્ય પ્રાપ્તિના ત્રણ શક્ય માર્ગો છેઃ (૧) બ્રિટિશ પ્રજા તરફથી વણમાગી બક્ષિસ; (૨) તેમની પાસેથી ઝુંટવી લેવું; (૩) આપણી માન-



બ્લોક ] બાબુ સત્યેન્દ્ર પ્રસન્ન સિંહ. [ સમાલોચક.

સિક; નીતિ વિષયક અને આર્થિક સ્થિતિમાં ધીમે ધીમે એવો સુધારો કરવો કે જેથી આપણે તેને માટે યોગ્ય બનીએ અને આપણા રાજ્યકર્તાઓથી તેની ના પાડી ન શકાય. પ્રમુખે ત્રીજો માર્ગ આપણે માટે યોગ્ય છે એમ બતાવી આપ્યું. દેશમાં ઘણાં સ્થળોએ નિરાશા વ્યાપેલી છે. તે દૂર કરવાને માટે હિન્દની ભવિષ્યની રાજનીતિ વિષે સરકારે એક જાહેરનામું બહાર પાડવું જોઇએ, અને સરકારનાં સર્વ ખાતાં પર ધીમે ધીમે લોકોનો અંકુશ વધારીને, અને આપણા દેશમાં તેમજ બ્રિટિશ મહારાજ્યના અન્ય ભાગોમાં જે બંધનો અને હકકની ઉણપો આપણે વેઠવી પડે છે, તે દૂર કરીને સ્વરાજ્યની દિશામાં ગતિ કરવાને પગલાં ભરવાં જોઇએ. લશ્કરમાં કમીશનના ઓદ્ધા અને લશ્કરી તાલીમના સંબંધમાં તેમણે નીચેના સત્ય ઉદ્‌ગારો કાઢયાઃ—

" જયાં પોતાના દેશનો બચાવ કરવા માટેની જોખમદારીની ભાવના નથી હોતી ત્યાં નાગરિકતાની સત્ય ભાવના હોઇ શકે નહિ. ' જો સંકટ ઉભું થશે તો બીજા તેને શાંત પાડશે. જો બંડ થશે તો બીજા તેને દાબી દેશે. જો ભય ઉભો થશે તો બીજાઓ તેની સામે થશે. જો આપણો દેશ ભયમાં આવી પડશે તો બીજાઓ તેનો બચાવ કરશે. ' જ્યારે એક પ્રજાને એમ લાગે છે ત્યારે તે દર્શાવે છે કે તેઓ એવી સ્થિતિએ પહોંચ્યા છે, કે નાગરિક જોખમદારીની સર્વ ભાવના તેમનામાંથી કચડી નાખવામાં આવી છે, અને એ લાગણીને માટે જે પદ્ધતિ જવાબદાર હોય તે પદ્ધતિ સામાન્ય મનુષ્યોના સ્વમાનને પ્રતિકૂળ છે. "

હિન્દની વર્તમાન વસ્તુસ્થિતિ વિષે તેમણે કહ્યું કે, શિખ અને રજપુત જેવી લડાયક જાતો વિના બીજા લોકોને લશ્કરી શિક્ષણ આપવામાં આવતું નથી. તેમને લશ્કરમાં દાખલ થવા દેવામાં આવતા નથી એટલુંજ નહિ પરન્તુ સ્વયંસેવકોની ટુકડીઓમાં પણ તેમને જોડાવા દેવામાં આવતા નથી. અને શિખો, રજપુતો, ગુરખા અને પઠાણોને લશ્કરમાં દાખલ થવા દેવામાં આવે છે, કેમકે આ દેશમાં વ્યવસ્થા અને અને શાંતિ જાળવવાને માટે અંગ્રેજ લશ્કરની સંખ્યા પૂરતી નથી, અને તેઓ પોતાની બહાદુરીથી વીકટોરીઆ ક્રોસ ( બહાદુરીનું મોટામાં

સર હેન્રી કૉટન, અને સર શીરોજશાહ મ્હેતાના સ્વર્ગવાસને માટે શોક દર્શાવ્યો. એ ચાર ઠરાવો સભાજનોએ શાંત ઉભા રહીને પસાર કર્યા. પાંચમો ઠરાવ ના. શહેનશાહ પ્રતિ રાજ્યભક્તિ દર્શાવવાનો પ્રમુખ સ્થાનેથી રજુ કરવામાં આવ્યો અને તે પસાર કરવામાં આવ્યો. છઠ્ઠા ઠરાવમાં મિત્ર રાજ્યોને યુદ્ધમાં ફતેહ ઇચ્છવામાં આવી. એ ઠરાવ પ્રમુખ સ્થાનેથી રજુ કરવામાં આવ્યો અને પસાર કરવામાં આવ્યો. લૉર્ડ હાર્ડીંજની વાઇસરોય તરીકેની મુદ્દત વધારી આપવા માટે ના. શહેનશાહ સરકારનો સાતમા ઠરાવમાં આભાર માનવામાં આવ્યો. એ ઠરાવ પણ પ્રમુખસ્થાનેથી રજુ કરવામાં આવ્યો અને પસાર કરવામાં આવ્યો.

હિન્દીઓને ખુશકી અને દરીયાઇ લશ્કરમાં કમીશનના ઓદ્ધા આપવા વિષે અને લશ્કરી સ્વયંસેવકો તરીકે જોડાવાના તેમના હક્ક વિષેનો ઠરાવ આઠમો સર નારાયણ ગણેશ ચંદાવરકરે રજુ કર્યો. સાધારણ સંયોગમાં એ ઠરાવ પ્રમુખસ્થાનેથી રજુ કરવામાં આવ્યો હોત, પરન્તુ યુરોપમાં ચાલતા યુદ્ધને લીધે એ પ્રશ્ન અત્યંત મહત્ત્વનો થઇ પડ્યો હતો. સર નારાયણે કહ્યું કે, આજથી ૧૧૫ વર્ષ ઉપર ઇ. સ. ૧૮૦૦ માં મુંબાઇથી હિન્દી લશ્કર ઇજીપ્ત મોકલવામાં આવ્યું હતું, અને તે સમયે તેમણે બતાવેલી બહાદુરીનાં સર જૉન માલ્કમે મુક્તકંઠે વખાણ કર્યાં હતાં. આજે સોમાંથી પંચાણુ યુવકો મહારાજ્યના બચાવ માટે ના. શહેનશાહની સેવા કરવાને જોડાવાને બહુ આતુર છે. માન. રા. એમ. વી. જોશીએ મરાઠીમાં ઠરાવને અનુમોદન આપતાં કહ્યું કે, જો હિન્દ તૈયાર હોત તો કદાચ જર્મનીએ બીલકુલ લડાઇ સળગાવી ન હોત અને દુનિયાના ઇતિહાસનું સ્વરૂપ જુદુંજ હોત. લડાઇને માટે તોપખાનું અને માણસો આવશ્યક છે. તેમણે ગોળા બનાવ્યા છે, પરન્તુ માણસો બનાવી શકે એમ નથી. બાબુ આર. સી. બેનરજીએ ઠરાવને વિશેષ અનુમોદન આપ્યું. લાલા એમ. બહાદુરચંદે ઠરાવને વિશેષ અનુમોદન આપતાં કહ્યું કે, હિન્દીઓને લશ્કરમાં છુટથી દાખલ નહિ થવા દેવાનું કારણ અવિશ્વાસની નીતિ છે. રા. કે. વેંકટારેડી નાયડુએ ઠરાવને વિશેષ અનુમોદન આપ્યા પછી ઠરાવ સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો.

કોંગ્રેસનું નથી. ઇમ્પીરીઅલ સીટીઝનશીપ એસોસીએશન જેવાં મંડળોનું એ કાર્ય છે, અને તે તેમણે કરવું જોઇએ. રા. છ. એ. નેટસને ઠરાવને અનુમોદન આપ્યું. રા. જહાંગીર બી. પિટીટે ઠરાવને વિશેષ અનુમોદન આપતાં કહ્યું કેઃ આ દેશમાં દરરોજ એવી મહાન્ શક્તિઓ અસ્તિત્વમાં આવતી જાય છે કે, કુદરતની શક્તિઓ માફક તે સર્વ મુશ્કેલીઓનો ઝપાટાબંધ નીવડો આણી દેશે. જ્યારે તેમ બનશે ત્યારે આપણી તમામ મુશ્કેલીઓનો એકદમ નીવડો આવી જશે. આપણને વારંવાર કહેવામાં આવે છે કે, આપણે આ બ્રિટિશ મહારાજ્યના નાગરિકો છીએ અને તેને માટે આપણે મગરૂર થવું જોઇએ. બ્રિટિશ વાવટા હેઠળ અને બ્રિટિશ તાજના છત્ર હેઠળ આપણી સાથે આવું વર્તન ચલાવવામાં આવે છે ત્યારે તે નાગરિકતાનો હિન્દને માટે શો અર્થ કરવો? બાબુ અરિક્ષણ સિંહાએ વિશેષ અનુમોદન આપતાં દક્ષિણ આફ્રિકામાં હિન્દીઓની અવદશા ટુંકામાં વર્ણવી. આપણા દેશબંધુઓને કોઇપણ નિશાળમાં કેળવણી લેવા માટે દાખલ થવા દેવામાં આવતા નથી. આપણા દેશબંધુઓનાં બાળકોની કેળવણીને માટે યુનીયન સરકાર તરફથી પ્રાથમિક કે માધ્યમિક શાળાઓ રાખવામાં આવતી નથી તો હાઇસ્કુલો અને કૉલેજોની તો વાતજ શી કરવી? સફેદ ચામડીના લોકોને માટે રાખવામાં આવેલા પગરસ્તાઓ પર આપણા દેશબંધુઓને ચાલવા દેવામાં આવતા નથી. મ્યુનિસિપલ બાગ કે બીજા બાગોમાં આપણા દેશબંધુઓને બેસવા દેવામાં આવતા નથી-અને તે બાગોને માટે આપણા દેશબંધુઓ પાસેથી પણ કર લેવામાં આવે છે. જ્યારે આપણો કોઇ દેશબંધુ તે દેશમાંથી કોઇપણ કામને માટે એકાદ વર્ષ સુધી અંહી આવવા માગે છે ત્યારે અમુક મુદત સુધીમાં પાછા ફરવાનો તેને પરવાનો આપવામાં આવે છે. તેનાં બાળકો, સ્ત્રી અને સંબંધીઓને તેનો ધંધો ચલાવવા દેવામાં આવતો નથી. હિન્દીઓને કોઇપણ સરકારી નોકરીમાં દાખલ થવા દેતા નથી. પાર્લામેંટમાં, અથવા મ્યુનિસિપાલિટી કે બીજા બોર્ડોમાં ચુંટાવાનો હક્ક આપવામાં આવતો નથી. ગમે તેટલું ધન હોવા છતાં, એક તસુ સરખી જમીન પણ મેળવવા દેવામાં આવતી નથી. આના ઉપાય તરીકે બાબજુ કહાંએ "થાય તેના થઇએ" એ માર્ગ બતાવ્યો. જો આપણને સમાન

હથીયારબંધીનો કાયદો દૂર કરવાનો નવમો ઠરાવ પ્રમુખ સ્થાનેથી રજુ કરવામાં આવ્યો અને તે પસાર કરવામાં આવ્યો.

સંસ્થાનોમાં હિન્દીઓની અસંતોષકારક સ્થિતિ વિષેનો દશમો
ઠરાવ મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધીએ રજુ કર્યો. તેમણે કહ્યું: જ્યારે
સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનોના વલણને માટે આપણે શોક દર્શાવીએ
છીએ ત્યારે દક્ષિણ આફ્રિકામાંથી આપણા દેશબંધુઓની બનેલી એક ટુકડ
આજારીઓ અને ઘવાયલાઓને મદદ કરવાને રણભૂમિપર પહોંચવા નીક
સુકી છે. આ મોટી ટુકડીમાં પહેલાંના ગીરમીટીયા હિન્દીઓ અને તેમ
બાળકો છે; તેમાં નાના ફેરીઆઓ, મજુરો અને વ્યાપારીઓ
છતાં સંસ્થાનો પોતાનું વલણ બદલતા નથી. આજકાલ એમ માનવા
પ્રથા પડી ગઇ છે કે, લડાઇમાં આપણે યથાશક્તિ ફાળો આપ્યો
અને બેવફા નીવડયા નથી તેથી જે હકકો અત્યાર સુધી આપણને આપવા
આવ્યા નથી તે અપાવા જોઇએ. આપણને હકો ન આપવ
કારણો જૂદાં છે, અને તે કારણો બદલવાં જોઇશે. તેમાંનાં કેટ
કારણો ઘુસી ગયલા ખ્યાલોને આભારી છે. અને કેટલાંક આ
કારણોને આભારી છે. ૧૯૧૪ માં સત્યાગ્રહીઓએ કેટલીક
તેમાં કાયદેસર સમાનતા મેળવી, પરન્તુ હજી તેમનાં સ્થાનિક
ટળ્યાં નથી. જમીનની માલીકી ધરાવવા સંબંધી, દક્ષિણ આફ્રિકામાં
વખત સ્થાયી થઇ રહેલા હિન્દીઓ ફરીથી દક્ષિણ આફ્રિકા જવા
છે તે સંબંધી, તેમનાં બાળકોને દાખલ કરવા સંબંધી અને વ્યા
પરવાના આપવા સંબંધી મુશ્કેલીઓ છે. કાનડામાં જે બહાદુર
સ્થાયી થઇ રહેલા છે, તેમનાં સ્ત્રીઓ અને બાળકોને ત્યાં લઇ
સંબંધી મુશ્કેલીઓ છે. કાયદો એકજ છે, પરન્તુ તેનો વહીવટ
પ્રકારે થાય છે. મને લાગે છે કે, હિન્દુસ્થાને મહારાજ્યને સુંદર
આપી છે, તેથી એ વહીવટમાં ફેરફાર નહિ થાય. મહાત્માજી
ભવિષ્યવાણી સાચી નથી પડી ?–કોંગ્રેસ આ બાબતમાં સંસ્થાનોન
દીઓને અને શાહી સરકારને વિનતિ કરે છે. લૉર્ડ હાર્ડીંજે આ
સમાધાની કરવા માટે હિન્દના જાહેર પુરૂષોની સહાય માગી છે.

બધી અસહ્ય થઇ પડી હતી કે, તે દેશમાં શું કરવું તેની સુઝ નહિ પડવાથી ચાલતાં હિન્દ પાછાં આવવાનો તેમણે વિચાર કર્યો હતો. દર સો પુરૂષોએ ચાળીશ સ્ત્રીઓને લઇ જવામાં આવે છે તેથી અનીતિનો મોટો અખાડો જામે છે. દુનિયામાં હિન્દુસ્થાનજ એક એવો દેશ છે કે તેની સરકાર આવી પશુસમાન પદ્ધતિ હેઠળ હિન્દીઓને ગિરમીટથી બંધાઇને જવા દે છે. જ્યારે ગુલામગિરીનો નાશ કરવામાં આવ્યો, ત્યારે તેને બદલે આ પદ્ધતિને માટે. તેમને આખી દુનિયામાંથી હિન્દીઓજ લાયક મળી આવ્યા. હબસીઓ પણ આ પદ્ધતિ સામું ભાળતા નથી. દુનિયાની કોઇપણ જંગલી પ્રજા આ પદ્ધતિ સામું ભાળશે નહિ; ફીજીના કાળા લોકો પણ હિન્દીઓની સામે તિરસ્કારથી જુવે છે કેમકે તેઓ પોતાનાં સ્ત્રી પુરૂષોને આવી અધમતામાં સડવા દે છે. રા. વી. એન. તિવરીએ ઠરાવને અનુમોદન આપ્યું, રા. એમ. કે. પાધ્યેએ વિશેષ અનુમોદન આપ્યું અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

કારોબારી અને ન્યાયી ખાતાં જૂદાં પાડવા વિષે ઠરાવ ચૌદમો પ્રમુખસ્થાનેથી રજુ કરવામાં આવ્યો અને તે પસાર કરવામાં આવ્યો.

પંજાબ, બ્રહ્મદેશ અને મધ્યપ્રાંતોમાં હાઇ કોર્ટોની સ્થાપના કરવા વિષે ઠરાવ પંદરમો લાલા નાનચંદે રજુ કર્યો, રાવ બહાદુર વી. આર. પંડિતે તેને અનુમોદન આપ્યું, ડૉ. પી. જે. મ્હેતાએ વિશેષ અનુમોદન આપ્યું અને તે પસાર કરવામાં આવ્યો.

સ્વદેશી હીલચાલનો ઠરાવ સોળમો રા. કે. એચ. વકીલે રજુ કર્યો. યુરોપમાં ચાલી રહેલા ભીષણ યુધ્ધે આપણને ઘણા પાઠ શિખવ્યા છે, અને તે તરફ આપણે બેદરકારી બતાવવી ન જોઇએ. સ્વદેશી હીલચાલનાં બે અંગો છે. એક તો ચાલુ ઉદ્યોગોને ઉત્તેજન આપવું અને આપણા દેશની વધતી જતી આવશ્યકતાઓને પહોંચી વળવા કેટલાક ભોગે પણ નવા ઉદ્યોગોની સ્થાપના કરવી. બહારની મદદ મળશે એવી આશામાં હાથપગ જોડીને આપણે બેસી રહેવું ન જોઇએ, પરન્તુ સ્વદેશાભિમાનના જુસ્સાપૂર્વક સ્વદેશી હીલચાલનું અનુસરણ કરવું જોઇએ. બાબુ સચિન્દ્ર પ્રસાદ બસુએ અનુમોદન આપતાં કહ્યું: આ ઠરાવમાં સરકાર પાસે રાજકીય સત્તા કે હકકો માગવામાં આવતા નથી.

હક્કો આપવામાં ન આવે તો આપણી સરકારે તેમને ચોકખે ચોકખું કહી દેવું જોઇએ કે, તેમની સામે હિન્દના દરવાજા બંધ કરવામાં આવશે. જ્યાં સુધી આપણને સમાન હક્કો આપવામાં ન આવે ત્યાં સુધી તેમને હિન્દ સાથે વ્યાપાર કરવા દેવો ન જોઇએ, અને હિન્દમાં આવવા દેવા ન જોઇએ.

ઠરાવ સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો.

શાહી પરિષદમાં હિન્દ તરફથી કમમાં કમ બે પ્રતિનિધિઓ મોકલવા વિષેનો ઠરાવ અગીઆરમો બી. જી. હોર્નીમેને રજુ કર્યો. પરિષદમાં જો હિન્દના અમલદારોમાંથી કોઇને મોકલવાનો હોય તો હિન્દને એવા પ્રતિનિધિત્વની બીલકુલ ગરજ નથી. જો હિન્દને પ્રતિનિધિત્વ આપવું હોય તો પ્રતિનિધિઓ હિન્દીઓજ હોવા જોઇએ, અને તે વડી ધારાસભાના ચુંટાયલા સભ્યો તરફથી મોકલવા જોઇએ. માન. રા. એ. એસ. કૃષ્ણરાવે ઠરાવને અનુમોદન આપ્યું, બાબુ ડી. સી. ઘોસે વિશેષ અનુમોદન આપ્યું અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

આગ્રા અને અયોધ્યાના સંયુકત પ્રાંતોને માટે કારોબારી સભાની માગણી બારમા ઠરાવમાં કરવામાં આવી. ઠરાવ માન. ડૉ. તેજ બહાદુર સપ્રુએ રજુ કર્યો. માન. રા. વિ. જે. પટેલે તેને અનુમોદન આપ્યું, બાબુ કે. બી. દત્ત, અને રા. સી. પી. રામસ્વામી આયરે વિશેષ અનુમોદન આપ્યું અને તે પસાર કરવામાં આવ્યો.

ગીરમીટીયા મજુરીનો નાશ કરવાનો ઠરાવ તેરમો માન. રા. વી. એસ. શ્રીનિવાસ શાસ્ત્રીએ રજુ કર્યો. તેમણે એ પદ્ધતિનો નાશ કરવાનાં ત્રણ કારણો બતાવ્યાં: (૧) તેથી મજુરોને ભારે અન્યાય થાય છે, અને ભારે હાડમારી ભોગવવી પડે છે; (૨) તેથી મોટા પાયાપર અનીતિ અને અધમતા વ્યાપે છે; (૩) તેથી આપણી પ્રજાની અવનતિ થાય છે. આગળ ચાલતાં તેમણે કહ્યું: અન્યાય અને હાડમારી એટલાં ભારે છે કે, ઘણાં સ્ત્રીપુરૂષોને આપઘાત કરવો પડે છે. દર હજાર મજુરોએ ફીઝીમાં એક આપઘાત થાય છે, ત્યારે હિન્દમાં દર વીશ હજારની વસ્તીમાં એક આપઘાત થાય છે, એક વખત તો કેટલાંક સ્ત્રીપુરૂષોને તે હાડમારી એટલી

બધી અસહ્ય થઇ પડી હતી કે, તે દેશમાં શું કરવું તેની સુઝ નહિ પડવાથી ચાલતાં હિન્દ પાછાં આવવાનો તેમણે વિચાર કર્યો હતો. દર સો પુરૂષોએ ચાળીશ સ્ત્રીઓને લઇ જવામાં આવે છે તેથી અનીતિનો મોટો અખાડો જામે છે. દુનિયામાં હિન્દુસ્થાનજ એક એવો દેશ છે કે તેની સરકાર આવી પશુસમાન પદ્ધતિ હેઠળ હિન્દીઓને ગિરમીટથી બંધાઇને જવા દે છે. જ્યારે ગુલામગિરીનો નાશ કરવામાં આવ્યો, ત્યારે તેને બદલે આ પદ્ધતિને માટે. તેમને આખી દુનિયામાંથી હિન્દીઓજ લાયક મળી આવ્યા. હબસીઓ પણ આ પદ્ધતિ સામું ભાળતા નથી. દુનિયાની કોઇપણ જંગલી પ્રજા આ પદ્ધતિ સામું ભાળશે નહિ; ફીજીના કાળા લોકો પણ હિન્દીઓની સામે તિરસ્કારથી જુવે છે કેમકે તેઓ પોતાનાં સ્ત્રી પુરૂષોને આવી અધમતામાં સડવા દે છે. રા. વી. એન. તિવરીએ ઠરાવને અનુમોદન આપ્યું, રા. એમ. કે. પાધ્યેએ વિશેષ અનુમોદન આપ્યું અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

કારોબારી અને ન્યાયી ખાતાં જૂદાં પાડવા વિષે ઠરાવ ચૌદમો પ્રમુખસ્થાનેથી રજુ કરવામાં આવ્યો અને તે પસાર કરવામાં આવ્યો.

પંજાબ, બ્રહ્મદેશ અને મધ્યપ્રાંતોમાં હાઇ કોર્ટોની સ્થાપના કરવા વિષે ઠરાવ પંદરમો લાલા નાનચંદે રજુ કર્યો, રાવ બહાદુર વી. આર. પંડિતે તેને અનુમોદન આપ્યું, ડૉ. પી. જે. મ્હેતાએ વિશેષ અનુમોદન આપ્યું અને તે પસાર કરવામાં આવ્યો.

સ્વદેશી હીલચાલનો ઠરાવ સોળમો રા. કે. એચ. વકીલે રજુ કર્યો. યુરોપમાં ચાલી રહેલા ભીષણ યુધ્ધે આપણને ઘણા પાઠ શિખવ્યા છે, અને તે તરફ આપણે બેદરકારી બતાવવી ન જોઇએ. સ્વદેશી હીલચાલનાં બે અંગો છે. એક તો ચાલુ ઉદ્યોગોને ઉત્તેજન આપવું અને આપણા દેશની વધતી જતી આવશ્યકતાઓને પહોંચી વળવા કેટલાક ભાગે પણ નવા ઉદ્યોગોની સ્થાપના કરવી. બહારની મદદ મળશે એવી આશામાં હાથપગ જોડીને આપણે બેસી રહેવું ન જોઇએ, પરન્તુ સ્વદેશાભિમાનના જુસ્સાપૂર્વક સ્વદેશી હીલચાલનું અનુસરણ કરવું જોઇએ. બાબુ સચિન્દ્ર પ્રસાદ બસુએ અનુમોદન આપતાં કહ્યું: આ ઠરાવમાં સરકાર પાસે રાજકીય સત્તા કે હક્કો માગવામાં આવતા નથી.

સ્વદેશી હીલચાલને ફતેહમંદ બનાવવાને માટે તેમાં હિન્દી પ્રજાને વિનતિ કરવામાં આવી છે. તેની પર હિન્દના ઔદ્યોગિક મોક્ષનો આધાર છે. આપણે રાજકીય સત્તા અને હકકોની મીઠી મીઠી વાતો કરીએ; આપણે મહારાજ્યમાં મતાધિકાર અને સમાન હકકો માગીએ; બ્રિટિશ તાજના છત્ર હેઠળ સ્વતંત્ર હિન્દનાં સ્વપ્ન ભોગવીએ; પરન્તુ જો આપણે આપણા દેશની આર્થિક અને ઔદ્યોગિક સ્વતંત્રતા મેળવી શકીશું નહિ તો એ સર્વ વાતો અને સ્વપ્ન મિથ્યા છે. દુનિયાની સર્વ પ્રજાઓની આર્થિક ગુલામગિરીમાં ભારતમાતા સપડાયલી છે, તેને મુક્ત કરવાને યત્નશીલ બનવાનો આ ઠરાવ તમને આગ્રહ કરે છે. આપણા ઔદ્યોગિક અભિલાષોને માટે ખરેખર આ ઠરાવ સ્વાશ્રય અને સ્વરાજ્યનો છે. જો તમે હવે તમારી આંખો નહિ ઉઘાડો તો બાકીની દુનિયા કહેશે કે, હિન્દમાં વહાણું વાયું હતું, પરન્તુ હિન્દીઓ ઉંઘ્યા કર્યાં, અને કદાચ તે ઉંઘમાંથી કદાપિ આપણે જાગીશું નહિ. રા. બી. પટ્ટાભી સીતારામય્યે વિશેષ અનુમોદન આપતાં જુસ્સાદાર ભાષણ આપ્યું. સ્વદેશી હીલચાલનો બહોળો અર્થ કરવો જોઇએ. તેમાં સંગીત, કાવ્ય, ચિત્રકલા, હુન્નર ઉદ્યોગો, ઘરબાંધણી, જીવનની અભિરૂચીઓ અને ટેવો વિગેરેનો સમાવેશ થાય છે. શ્રી કૃષ્ણની મોરલી અને સરસ્વતીની વીણાનો ત્યાગ કરીને આપણે હારમોનીયમ અને નિર્જીવ ગ્રામોફોનનો સ્વીકાર કરીશું ? આધ્યાત્મિક આદર્શો અને ભવ્ય વિચારોથી છલબલ ભરેલાં પ્રાચીન મોગલ અને રજપૂત ચિત્રો મુકીને આપણે સામાન્ય સૌંદર્યનાં ખરેખરી જીંદગીનાં ચિત્રો પર મોહી પડીશું ? આપણા કારીગરોની હાથબનાવટની સુંદર ચીજોનો ત્યાગ કરીને સંચાથી બનાવેલી સોંઘી અને કુબડી ચીજો આપણાં ગૃહોમાં દાખલ કરીશું ? સુંદર હાથબનાવટની શેત્રંજીઓ આપણે વાપરીશું કે સસ્તી પરદેશી શેત્રંજીઓ ? આપણે રાષ્ટ્રીય પોષાક પહેરીશું કે ચપટ આવી રહેતો પરદેશી પોષાક ? આપણે નમસ્કાર કરીશું અને રાષ્ટ્રગીત ગાઇશું કે હાથમાં રૂમાલ હલાવીને "હીપ, હીપ, હુરરા "ની બૂમો પાડીશું ? સ્વદેશી હીલચાલમાં આપણા ધારવા જેટલી ઝડપથી પ્રગતિ ન થઇ હોય તો તેનું કારણ એ છે કે, રાષ્ટ્રીય અભિરૂચીઓને ફરીથી કેળવવાની જરૂર છે અને આ બાબતમાં મોટામાં મોટા પાપીઓ કેળવાયલાઓ છે

તેમને આ દેશના પ્રાચીન ગૌરવનું ફરીથી ભાન થવાનું છે, અને તેનાં અમૂલ્ય ભંડાર તે સમૃદ્ધ બનાવી ન શકે તો પણ તે જેવો ને તેવો ભાવિ પ્રજાને માટે તેણે મુકી જવાનો છે. તેથી સ્વદેશી હીલચાલમાં આત્મભોગની વાત કરવી એ મશ્કરી સમાન અને મ્હેરબાની બતાવ્યા સમાન છે. માતાની સુશોભિત બક્ષિસોનો પરિત્યાગ કરવો અને ચાલુ જમાનાના એશઆરામના છોતરાં ગોટલા પાછળ દોડવું એમાં આત્મભોગ નથી, પરન્તુ દેશમાં ભાવના કેટલી બધી અધમ બની ગઇ છે, અને આત્માની અવનતિ કેટલી થઇ ગઇ છે તે બતાવી આપે છે. આ હીલચાલના સંબંધમાં આપણે અત્યારે બહુ કરૂણાજનક દશાએ પહોંચ્યા છીએ. એક સમય એવો હતો કે આપણામાંના ઘણાખરાને સ્વદેશીની લ્હે લાગેલી હતી, હવે તો માત્ર થોડાકની પ્રીતિજ તેની પર રહી છે. પછી શેઠ દામોદરદાસ રટીએ હિન્દીમાં વિશેષ અનુમોદન આપ્યું અને ઠરાવ સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો અને તે દિવસે કોંગ્રેસ મુલત્વી રહી.

ત્રીજે દિવસે કોંગ્રેસમાં પ્રેક્ષકોની સંખ્યા પહેલા બે દિવસો કરતાં વધારે હતી. મુંબાઇની હાઇકોર્ટના ન્યાયાધીશ મી. મૅક લાઉડે ત્રીજે દિવસે કોંગ્રેસમાં હાજરી આપી હતી. મહમદાબાદના રાજાએ પણ પાછળથી હાજરી આપી હતી,

ત્રીજા દિવસના કાર્યની શરૂઆત મી. બી. જી. હોર્નીમેને કરી. છાપખાનાંને લગતો કાયદો રદ કરવા વિષેનો ઠરાવ સત્તરમો, તેમણે રજુ કર્યો. યુરોપમાં જે લડાઇ ચાલી રહી હતી અને તેને પરિણામે લોકોમાં નવો જુસ્સો અને નવી ભાવનાઓ ઉદ્‌ભવતાં હતાં, તેથી કેટલાક અધિકારીઓની કલ્પનાશકિત પર ભારે અસર થતી હતી. પરિણામે એ સ્થિતિ ઉત્પન્ન કરવાના મુખ્ય સાધનરૂપ વર્તમાનપત્રો પર અધિકારીઓએ ત્રાપ મારવા માંડી. દિવસે દિવસે પ્રેસ ઍક્ટની કલમોનો વધારે દુરૂપયોગ થતો માલૂમ પડયો; તેથી આ ઠરાવને કોંગ્રેસમાં આટલું બધું મહત્વ આપવામાં આવ્યું હતું. મી. હોર્નીમેને કહ્યું: આ કાયદાની કલમો એટલી બધી ખરાબ છે કે, તેનો જગમાં જોટો મળશે નહિ. અમુક ખાસ પરિસ્થિતિને પહોંચી વળવાને માટે એ કાયદો ઘડવામાં આવ્યો હતો.' તે પરિસ્થિતિ આજે

હકકો આપવામાં ન આવે તો આપણી સરકારે તેમને ચોકખે ચોકખું કહી દેવું જોઇએ કે, તેમની સામે હિન્દના દરવાજા બંધ કરવામાં આવશે. જ્યાં સુધી આપણને સમાન હકકો આપવામાં ન આવે ત્યાં સુધી તેમને હિન્દ સાથે વ્યાપાર કરવા દેવો ન જોઇએ, અને હિન્દમાં આવવા દેવા ન જોઇએ.

ઠરાવ સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો.

શાહી પરિષદ્‌માં હિન્દ તરફથી કમમાં કમ બે પ્રતિનિધિઓ મોકલવા વિષેનો ઠરાવ અગીઆરમો બી. જી. હોર્નીમેને રજુ કર્યો. પરિષદ્‌માં જો હિન્દના અમલદારોમાંથી કોઇને મોકલવાનો હોય તો હિન્દને એવા પ્રતિનિધિત્વની બીલકુલ ગરજ નથી. જો હિન્દને પ્રતિનિધિત્વ આપવું હોય તો પ્રતિનિધિઓ હિન્દીઓજ હોવા જોઇએ, અને તે વડી ધારાસભાના ચુંટાયલા સભ્યો તરફથી મોકલવા જોઇએ. માન. રા. એ. એસ. કૃષ્ણરાવે ઠરાવને અનુમોદન આપ્યું, બાબુ ડી. સી. ઘોસે વિશેષ અનુમોદન આપ્યું અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

આગ્રા અને અયોધ્યાના સંયુકત પ્રાંતોને માટે કારોબારી સભાની માગણી બારમા ઠરાવમાં કરવામાં આવી. ઠરાવ માન. ડૉ. તેજ બહાદુર સપ્રુએ રજુ કર્યો. માન. રા. વિ. જે. પટેલે તેને અનુમોદન આપ્યું, બાબુ કે. બી. દત્ત, અને રા. સી. પી. રામસ્વામી આયરે વિશેષ અનુમોદન આપ્યું અને તે પસાર કરવામાં આવ્યો.

ગીરમીટીયા મજુરીનો નાશ કરવાનો ઠરાવ તેરમો માન. રા. વી. એસ. શ્રીનિવાસ શાસ્ત્રીએ રજુ કર્યો. તેમણે એ પદ્ધતિનો નાશ કરવાનાં ત્રણ કારણો બતાવ્યાં: (૧) તેથી મજુરોને ભારે અન્યાય થાય છે, અને ભારે હાડમારી ભોગવવી પડે છે; (૨) તેથી મોટા પાયાપર અનીતિ અને અધમતા વ્યાપે છે; (૩) તેથી આપણી પ્રજાની અવનતિ થાય છે. આગળ ચાલતાં તેમણે કહ્યું: અન્યાય અને હાડમારી એટલાં ભારે છે કે, ઘણાં સ્ત્રીપુરૂષોને આપઘાત કરવો પડે છે. દર હજાર મજુરોએ ફીઝીમાં એક આપઘાત થાય છે, ત્યારે હિન્દમાં દર વીશ હજારની વસ્તીમાં એક આપઘાત થાય છે, એક વખત તો કેટલાંક સ્ત્રીપુરૂષોને તે હાડમારી એટલી

અને તે થોડા સમય પરજ નષ્ટ થઇ. સ્થ નિક સ્વરાજ્યમાં આપણી કસોટી કરવામાં આવી છે, અને તે પ્રયોગ સફળ નીવડયો છે. સ્વરાજ્યને માટે તાલીમ લેવાનું ઉત્તમ સાધન સ્વરાજ્ય જ છે. અને વકતાએ જાપાન તથા ફીલીપ્પાઇન્સના દાખલા ટાંકી બતાવ્યા. પછી. ઠરાવમાં સમાયલી કલમો વિગતવાર ચર્ચીને સ્વરાજ્ય પ્રાપ્તિને માટે વકતાએ હિન્દુ, મુસલમાન, પારસી અને શીખો વચ્ચે એકસંપની જરૂર જણાવી. હવે ખરેખરી તક આવી છે, અને આપણે એક મહાન્ પ્રયત્ન કરવો જોઇએ જેથી સ્વરાજ્યની પ્રાપ્તિ થાય. આપણે સ્વરાજ્ય શા માટે જોઇએ છે ? કેમકે આપણે એક પ્રજા થવા માગીએ છીએ. રાષ્ટ્રીય અને નીતિવિષયક પુનરૂદ્ધારને માટે, આપણા લોકના અભ્યુદયને માટે આપણે સ્વરાજ્ય જોઇએ છીએ. જ્યાં સુધી રાજકીય ઉતરતાપણાની છાપ આપણે કપાળે મારેલી રહેશે ત્યાં સુધી નાગરિક જવાબદારની ભાવના આપણામાં સંપૂર્ણ વિકાસી શકશે નહિ. આપણે ભલા, જવાબદાર અને શુભાશયોવાળા નાગરિકો બનીએ તે પહેલાં આપણે સ્વતંત્ર બનવું જોઇએ અને તેથી આ હીલચાલ નીતિવિષયક તેમજ રાજકીય છે, અને આપણા પક્ષમાં સુધરેલા દેશોની દિલસોજી અને દુનિયાના સર્વે વિભાગોમાં સત્ય-વિચારક લોકોની શુભેચ્છાઓ છે, કાળની મહાન્ શકિતઓ અને તે ઉપરાંત સર્વશક્તિમાન ઇશ્વરની શુભાશિષ આપણા પક્ષમાં છે. આ પ્રમાણે સુસજ્જ બનેલા આપણે દુર્દર્પિ, દુર્વિજેય્ય છીએ. તે શ્રદ્ધાનું શસ્ત્ર ધારણ કરી આપણે આ યુદ્ધનું મંડાણ કર્યું છે અને ઇશ્વરેચ્છા હશે તો સમય જતાં આ મહાન્ અને પ્રાચીન ભૂમિમાં બ્રિટિશ છત્ર હેઠળ સ્વરાજ્યનાં અમૂલ્ય સુખોની આપણે સ્થાપના કરીશું.

મિસીસ બિસંટે ઠરાવને અનુમોદન આપ્યું. આપણે રાજ્યપદ્ધતિ શા માટે બદલવા માગીએ છીએ તેનાં કેટલાંક કારણો તેમણે જણાવ્યાં. આર્થિક કારણ જણાવતાં તેમણે કહ્યું: આપણા ગામડાંના લોકોનું કરજ ૫ અબજ રૂપીઆ જેટલું છે. રાજ્યપદ્ધતિ બદલવાનું એ કારણ નથી ? વળી ઉપજના પ્રમાણમાં હિન્દમાં આખી દુનિયા કરતાં ભારેમાં ભારે કરો નાખવામાં આવે છે. અહીનું રાજ્યતંત્ર આખી દુનિયા કરતાં વધારે

તદ્દન બદલાઇ ગયા છે. આ કાયદાનો દુરૂપયોગ અટકાવવાને માટે જે અંકુશો રાખવામાં આવ્યા હતા, તે નિરૂપયોગી નીવડયા છે. હાઇકોર્ટ પણ આ કાયદા વિષે કાંઇ રક્ષણ આપવા અશક્ત છે. બાબુ આઇ. બી. સેને ઠરાવને અનુમોદન આપ્યું, રા. ક્રે. એન. ઐયા આયરે વિશેષ અનુમોદન આપ્યું, અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

જકાત નાખવાની સ્વતંત્રતા વિષેનો ઠરાવ અઢારમો માન. સર ઇબ્રાહીમ રહીમતુલ્લાએ રજુ કર્યો. વક્તાએ કહ્યું કે, જ્યારે ઇંગ્લાંડે સંસ્થાનોને જકાતી સ્વતંત્રતા આપી છે, ત્યારે હિન્દને તે શા માટે ન આપવી જોઇએ ? જ્યાં સુધી સર્વ જકાતી બાબતોમાં હિન્દને સંપૂર્ણ સ્વતંત્રતા ન મળે ત્યાં સુધી ઔદ્યોગિક વિકાસમાં હિન્દ આગળ વધશે એવી આશા રાખવી વ્યર્થ છે. પ્રોફેસર વી. જી. કાળેએ અનુમોદન આપતાં કહ્યું કે, આજે આપણે રાજકીય બાબતોમાં સ્વરાજ્યની માગણી કરી રહ્યા છીએ, પરન્તુ આર્થિક અને જકાતી બાબતોમાં સ્વરાજ્ય વધારે મહત્ત્વનું છે. આપણા દેશનાં નાણાંના ઇતિહાસમાં બ્રિટિશ વ્યાપારીઓના સ્વાર્થની કાળી કથા લખાયલી છે, અને તે સ્વાર્થને હીમ્મતપૂર્વક ખુલ્લો પાડવો જોઇએ, અને શાહી સરકારને આપણે કહી દેવું જોઇએ કે જ્યાં સુધી હિન્દી વ્યાપાર અને ઉદ્યોગોનાં હિતો તરફ પૂરતું ધ્યાન આપવામાં નહિ આવે ત્યાં સુધી અમારે " ઇમ્પીરીઅલ પ્રેફરંસ " ની નીતિ સાથે કાંઇ લેવા દેવા નથી. મી. એ. પી. પેટ્રોએ ઠરાવને વિશેષ અનુમોદન આપ્યું અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

સ્વરાજ્ય વિષે ઓગણીસમો ઠરાવ બાબુ સુરેન્દ્રનાથ બેનરજીએ રજુ કર્યો. આપણે સ્વરાજ્યને માટે લાયક નથી એવી આપણા પ્રતિપક્ષીઓની દલીલનો જવાબ આપતાં વક્તાએ કહ્યું: દુનિયાના પ્રાતઃકાળમાં, રોમ બંધાયું તે પહેલાં, નિનેવે અને બેબીલોન ઇતિહાસની રંગભૂમિ પર આવ્યાં તે પહેલાં, આપણા પૂર્વજોએ સ્વરાજ્યના પ્રારંભરૂપ ગ્રામ્ય પંચાયતો સ્થાપી હતી. તે સંસ્થાઓનું બંધારણ એટલું બધું સુંદર હતું, તેમાં જીવન અને ચૈતન્ય એટલાં બધાં હતાં કે, સામ્રાજ્યો નષ્ટ થયાં, ગાદીઓ ઉંધી વળી ગઇ, વંશો બદલાયા પરન્તુ તે સંસ્થાઓ જેવીને તેવીજ રહી,

અને તે થોડા સમય પરજ નષ્ટ થઇ. સ્થ નક સ્વરાજ્યમાં આપણી કસોટી કરવામાં આવી છે, અને તે પ્રયોગ સફળ નીવડયો છે. સ્વરાજ્યને માટે તાલીમ લેવાનું ઉત્તમ સાધન સ્વરાજ્ય જ છે. અને વક્તાએ જાપાન તથા ફીલ્લીપ્પાઇન્સના દાખલા ટાંકી બતાવ્યા. પછી. ઠરાવમાં સમાયલી કલમો વિગતવાર ચર્ચીને સ્વરાજ્ય પ્રાપ્તિને માટે વક્તાએ હિન્દુ, મુસલમાન, પારસી અને શીખો વચ્ચે એકસંપની જરૂર જણાવી. હવે ખરેખરી તક આવી છે, અને આપણે એક મહાન્ પ્રયત્ન કરવો જોઇએ જેથી સ્વરાજ્યની પ્રાપ્તિ થાય. આપણે સ્વરાજ્ય શા માટે જોઇએ છે ? કેમકે આપણે એક પ્રજા થવા માગીએ છીએ. રાષ્ટ્રીય અને નીતિવિષયક પુનરૂદ્ધારને માટે, આપણા લોકના અભ્યુદયને માટે આપણે સ્વરાજ્ય જોઇએ છીએ. જ્યાં સુધી રાજકીય ઉતરતાપણાની છાપ આપણે કપાળે મારેલી રહેશે ત્યાં સુધી નાગરિક જવાબદારીની ભાવના આપણામાં સંપૂર્ણ વિકાસી શકશે નહિ. આપણે ભલા, જવાબદાર અને શુભાશયોવાળા નાગરિકો બનીએ તે પહેલાં આપણે સ્વતંત્ર બનવું જોઇએ અને તેથી આ હીલચાલ નીતિવિષયક તેમજ રાજકીય છે, અને આપણા પક્ષમાં સુધરેલા દેશોની દિલસોજી અને દુનિયાના સર્વ વિભાગોમાં સત્ય–વિચારક લોકોની શુભેચ્છાઓ છે, કાળની મહાન્ શક્તિઓ અને તે ઉપરાંત સર્વશક્તિમાન ઇશ્વરની શુભાશિષ આપણા પક્ષમાં છે. આ પ્રમાણે સુસજ્જ બનેલા આપણે દુર્દર્ષ, દુર્વિજેય્ય છીએ. તે શ્રદ્ધાનું શસ્ત્ર ધારણ કરી આપણે આ યુદ્ધનું મંડાણ કર્યું છે અને ઇશ્વરેચ્છા હશે તો સમય જતાં આ મહાન્ અને પ્રાચીન ભૂમિમાં બ્રિટિશ છત્ર હેઠળ સ્વરાજ્યનાં અમૂલ્ય સુખોની આપણે સ્થાપના કરીશું.

મિસીસ બિસંટે ઠરાવને અનુમોદન આપ્યું. આપણે રાજ્યપદ્ધતિ શા માટે બદલવા માગીએ છીએ તેનાં કેટલાંક કારણો તેમણે જણાવ્યાં. આર્થિક કારણ જણાવતાં તેમણે કહ્યું: આપણા ગામડાંના લોકોનું કરજ ૫ અબજ રૂપીઆ જેટલું છે. રાજ્યપદ્ધતિ બદલવાનું એ કારણ નથી ? વળી ઉપજના પ્રમાણમાં હિન્દમાં આખી દુનિયા કરતાં ભારેમાં ભારે કરો નાખવામાં આવે છે. અહીનું રાજ્યતંત્ર આખી દુનિયા કરતાં વધારે

ખર્ચાળ છે, અને તેથી ભારે કરો નાખવા પડે છે. વળી કરોથી થતી ઉપજનો મોટો ભાગ પરદેશ તણાઇ જાય છે. બે કરોડ પાઉંડ દેશમાંથી દર વર્ષે તણાઇ જાય છે. બીજા બે કરોડ પાઉંડ રોકેલી મુડી પરના વ્યાજ વિગેરેમાં તણાઇ જાય છે. દિવસે દિવસે દેશ વધારે ને વધારે ગરીબ બનતો જાય છે. પાંચ કરોડ લોકો ભૂખમરા જેવી સ્થિતિ વેઠે છે—એ સંખ્યામાં પણ દર વર્ષે વધારો થતો જાય છે, અને દર દશ વર્ષે લાખો લોકો ભૂખમરાથીજ મરણુ-શરણુ થઇ જાય છે. સર ચાર્લ્સ ઇલીઅટના કથન અનુસાર અર્ધી વસ્તીને તો પેટ ભરીને ખાવાનું પણ મળતું નથી. સારા રાજ્યની કસોટી તેની પ્રજાની સંપત્તિ અને આબાદાની પર છે. જ્યારે હિન્દુસ્થાન પોતે રાજ્ય ચલાવતું ત્યારે તેની પ્રજા એવી રૂષ્ટપુષ્ટ હતી કે, આ દેશ સાથે વ્યાપાર કરવાનો પરવાનો મેળવવાના હક્કને માટે યુરોપનો દરેક દેશ લડતો હતો. આ દેશમાં તે પરિણામ સ્વરાજ્યનું હતું. તે પદ્ધતિમાં ગમે તે દોષો હશે પરન્તુ આજે આખી દુનિયામાં હિન્દુસ્તાન ગરીબમાં ગરીબ દેશ છે.

માન. સર ઇબ્રાહીમ રહીમતુલ્લાએ ઠરાવને વિશેષ અનુમોદન આપ્યું અને સ્વરાજ્યપ્રાપ્તિને માટે હિન્દુઓ તથા મુસલમાનોને પરસ્પર સહકાર્ય કરવાની વિનંતિ કરી. દિવાન બહાદુર એલ. એ. ગોવિંદરાઘવ ઐયરે વિશેષ અનુમોદન આપ્યું. મિસીસ સરોજિની નાયડુએ હિન્દની સુંદરીઓ તરફથી આ સ્વરાજ્યના ઠરાવને વિશેષ અનુમોદન આપ્યું. માન. રાવ બહાદુર આર, એન. મુઢોલકરે વિશેષ અનુમોદન આપ્યા પછી, માન. પંડિત મદન મોહન માલવીયે આ મહત્ત્વના પ્રશ્ન પર પોતાની વાગ્ધારા છોડવી શરૂ કરી. તેમણે પોતાના અનુભવનો ખજાનો ખોલતાં કહ્યું: છેલ્લાં ત્રીશ વર્ષો થયાં મેં દેશની યથાશક્તિ સેવા કરી છે, પ્રાન્તિક ધારાસભાઓમાં લગભગ દશ વર્ષ કાર્ય કર્યું છે, વડી ધારાસભામાં લગભગ ૭ વર્ષ કાર્ય કર્યું છે, અને અંતે હું એવા નિર્ણય પર આવ્યો છું કે, જ્યાં સુધી તમને સ્વરાજ્યનો સાચો ફાળો નહિ મળે ત્યાં સુધી રાજકીય પ્રગતિની આશા નથી, લોકોની સામાજિક પરિસ્થિતિમાં સુધારો થવાની આશા નથી, લોકોમાં કેળવણીની જરૂરી પ્રગતિની આશા નથી, અને બીજા જરૂરી સુધારા પૂરતા અને સંપૂર્ણ કરવામાં આવે એવી આશા

નથી. મારો એ નિર્ણય શોચનીય છે. હું ધારૂં છું કે, બ્રિટિશ રાજ્ય હેઠળ હિન્દના સરખો બીજો દાખલો તમને દુનિયામાં ક્યાંઇ મળશે નહિ. હિન્દ એ આજકાલનો સુધરેલો દેશ નથી. આપણી પીઠે સુધારાનાં પાંચ હજાર વર્ષો છે. અશોકનું રાજ્ય આજના બ્રિટિશ મહારાજ્ય કરતાં વધારે વિસ્તીર્ણ હતું. હજી આજે પણ હિન્દના ત્રીજા ભાગપર હિન્દીઓ રાજ્ય ચલાવે છે; દેશી રાજાઓ હિન્દીઓજ છે, તેમના દિવાનો પણ હિન્દીઓ છે. તેઓ ૭ થી સાત કરોડ લોકોપર રાજ્ય ચલાવે છે. જે પ્રજાનો ઇતિહાસ એવો હોય, જે પ્રજાનું શિક્ષણ એવું હોય, તે પ્રજા આજે સ્વરાજ્યનો પ્રશ્ન ચર્ચે ત્યારે ખરેખર દેવોએ પણ અશ્રુનો વર્ષાદ વર્ષાવવો જોઇએ. સ્વતંત્રતાને માટે બડાશો હાંકતી પ્રજા હેઠળ આપણે મુકાયા છીએ, અને આપણને સ્વરાજ્યને માટે અયોગ્ય ગણવામાં આવે છે. ખરેખર એ શરમની વાત છે. હિન્દીઓ સ્વરાજ્યને માટે લાયક નથી એમ કહેવું કોઇને પણ શોભતું નથી. સ્વરાજ્યને માટે પ્રત્યેક હિન્દી સ્ત્રી પુરૂષને યત્નશીલ બનવાનો અને ચળવળ કરવાનો આગ્રહ કરીને અંતમાં તેમણે કહ્યું: " શાસ્ત્રો કહે છે, વેદો કહે છે, મનુષ્ય જેવો બનવા ચાહ્ય છે તેવો બને છે. બંધુઓ અને ભગિનિઓ, તેથી હું તમને વિનતિ કરૂં છું કે, ઉત્સાહપૂર્વક, કાળજીપૂર્વક સ્વતંત્ર પુરૂષો અને સ્વતંત્ર સ્ત્રીઓ બનવા ચાહો. તમે ગુલામ છો, એવો વિચાર ન કરો; સ્વરાજ્યને માટે તમારામાં શક્તિ નથી એવો વિચાર ન કરો, આપણામાં જે મતભેદો હોય, જે મતભેદો છે તે એવા અંતરાયરૂપ છે કે તે દૂર કરી શકાય નહિ, એવો વિચાર ન કરો. હું કહું તે માનજો કે, કોઇ પણ દેશમાં જન્મેલા મર્ત્ય માનવીના જેટલાજ તમે સારા છો. એમ માનજો કે, તમે શું પ્રાપ્ત કરી શકો છો તે બતાવવાને તમને માત્ર તક મળવાનીજ જરૂર છે, અને ઇશ્વરેચ્છા હશે તો તમે ધારો છો તે કરતાં જલ્દી તમને ફત્તેહ મળશે. " ભાષણ સમાપ્ત થતાં તાળીઓની ગગનભેદક ગર્જના થઇ.

ઠરાવ સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો.

જમીન મ્હેસુલની આંકણી હંમેશને માટે મુકરર કરવાનો અથવા તો ૬૦ વર્ષની મુદતે નવી જમાબંદી કરવાનો ઠરાવ વીશમો માન. રા. કે.

ચિદંબરનાથ મુદાલીયારે રજુ કર્યો. રાય બહાદુર હીરાનંદ ખેમસીંગે અનુમોદન આપ્યું, રાય સાહેબ લક્ષ્મીનારાયણે વિશેષ અનુમોદન આપ્યું અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

ઔદ્યોગિક વિકાસ વિષે એકવીસમો ઠરાવ માન. રાવ બહાદુર આર. એન. મુદ્ધોલકરે રજુ કર્યો. વક્તાએ કહ્યું: આપણા દેશની વધતી જતી ગરીબાઇ વિષે આપણને વારંવાર કહેવામાં આવ્યું છે. જેમણે હિન્દનો પ્રાચીન ઇતિહાસ વાંચ્યો હોય અને દેશ ન જોયો હોય તેમને અચંબો લાગ્યા વિના રહે નહિ કે દશ હજાર વર્ષ ઉપર જે દેશ સુવર્ણભૂમિ તરીકે પ્રખ્યાત હતો, જે દેશની ફળદ્રૂપતાનો જોટો ભાગ્યેજ જડતો, જેનું હવામાન સર્વ પ્રકારની ખેતીવાડીને પોષવાને યોગ્ય ગણાતું, જેમાં પુષ્કળ સરસ ખનિજ પદાર્થો હતા, જે ભૂમિએ સીકંદરને આકર્ષ્યો હતો, જે ભૂમિએ મહમ્મદ ગીઝની, મહમ્મદ ઘોરી અને મુગલોને આંકર્ષ્યાં હતા, જે ભૂમિએ પશ્ચીમ યુરોપની લાલસાને પણ જન્મ આપ્યો હતો, જે ભૂમિનાં નાણાં પોતાને દેશ લઇ જવાને ફીરંગીઓ, વલંદાઓ, બ્રિટિશ. અને ફ્રેંચ લોકો આવ્યા હતા, તેજ ભૂમિ આજે દુનિયામાં એક ગરીબમાં ગરીબ દેશ ગણાય છે. દેશમાં દર દશ વર્ષે બે દુષ્કાળો પડે છે, અને જ્યારે જ્યારે દુષ્કાળ પડે છે ત્યારે ત્યારે સેંકડો, હજારો લોકો માખીઓની માફક મરણ પામે છે. લૉર્ડ કર્ઝનની ગણત્રી પ્રમાણે દરેક હિન્દીની સરેરાશ વાર્ષિક આવક રૂ. ૩૦ છે. સર ડેવીડ બાર્બુરના કથન અનુસાર રૂ. ૨૭ છે. આપણી ગણત્રી માથા દીઠ રૂ. ૨૦ છે. આમ થવાનું કારણ શું? ઢાકા, બનારસ, અને અમદાવાદમાં બનાવવામાં આવતા કીમતી મસ્લીન અને કીનખાબ લેવાને, અને દેશમાં બનતા કળાના અનેક ખજાના પોતાને દેશ લઇ જવાને ગયા સૈકા સુધી પશ્ચિમ યુરોપના લોકો અંહીયાં આવતા હતા, ત્યારે સો વર્ષ જેટલી ટુંકી મુદતમાં આવો ફેરફાર શાથી થયો? અનેક કારણોથી થયલી એક વિચિત્ર આર્થિક ઉત્ક્રાંતિનું એ પરિણામ છે. પરિણામ એ આવ્યું છે કે, કારીગરોની અને માલ નિકાસ કરનારી આપણી પ્રજા માલ આયાત કરનારી અને ખેતીવાડી કરનારી બની ગઇ છે. આપણે અંહીથી રૂ લઇએ છીએ, તેને માન્ચેસ્ટર મોકલીએ છીએ, અને માલ પાછો લઇએ છીએ. તમે અંહીથી બીયાં લો છો,

તેમને જર્મની, ઑસ્ટ્રીઆ, બેલ્જીયમ અથવા ઇંગ્લાંડ મોકલો છો અને તમને જોઇતાં જૂદી જૂદી જાતનાં તેલો, વૉરનીશો, અને રંગો મેળવો છો. કમમાં કમ આપણી જરૂરીયાતો પૂરી પાડી શકે એવો આપણે આપણા દેશને બનાવવો હોય તો આપણે દેશમાં કારીગીરીઓ દાખલ કરવી જોઇએ. આપણા નષ્ટ થયેલા અને નષ્ટ થતા ઉદ્યોગોનો પુનરૂદ્ધાર કરવો જોઇએ, અને તેટલા માટે પશ્ચિમની રીતોનો ઉપયોગ કરવો જોઇએ. આ આખા દેશમાં પારિભાષિક સંસ્થાઓ સ્થાપવાની જરૂર જણાવીને વકતાએ કહ્યું: ગામો અને શહેરોના આપણા બાળકોના મનમાં ઠસાવવું જોઇએ કે, ફક્ત કામથીજ, હાથના કામથીજ, આંખોના કામથીજ તમે આબાદ બની શકશો. ઉદ્યોગ અને કળાથીજ જીંદગીમાં સારી આવક મળી શકશે. બીજા ધંધા, વકીલનો ધંધો, દાક્તરનો ધંધો, વિગેરે જોઇતા ખોરાકમાં અધોળનો પણ વધારો નહિ કરી શકે. અથવા હિન્દને ઢાંકવાને જોઇતા કાપડમાં એક તસુનો પણ વધારો નહિ કરી શકે. ફક્ત ખેતીવાડી અને કારીગરીઓજ હિન્દની જરૂરીઆતોને પહોંચી વળી શકે એટલું ધન આપશે. તેથી તમારાં ગામોનાં છોકરાઓ અને કન્યાઓને અને શહેરનાં છોકરાઓ અને કન્યાઓને મજુરીનું ગૌરવ શિખવો અને તેમને પ્રત્યેકને કોઇ ને કોઇ ઉદ્યોગ શિખવો. માન. શ્રી. કે. આર વી. કૃષ્ણરાવ બહાદુરે ઠરાવને અનુમોદન આપ્યું, માન. રાવબહાદુર દ્વારકાનાથે હિન્દીમાં વિશેષ અનુમોદન આપ્યું અને તે પસાર કરવામાં આવ્યો.

ઇંગ્લાંડમાં હિન્દી વિદ્યાર્થીઓની અસંતોષકારક સ્થિતિ વિષે બાવીસમો ઠરાવ માન. પ્રીન્સીપાલ આર. પી. પ્રાંજપેએ રજુ કર્યો. વિદ્યાર્થીઓને નડતી મુશ્કેલીઓનું મુખ્ય કારણ કોમી લાગણી છે, અને તે બ્રિટિશ મહારાજ્યના સર્વ ભાગોમાં વધતી જાય છે. હિન્દની સ્થિતિ એવી છે કે, આપણને ઇંગ્લાંડ જવાની ફરજ પડે છે તેથી આપણે ઇંગ્લાંડ જવાનો આપણો હક્ક માગીએ છીએ અને તેથી આપણને જે મુશ્કેલીઓ વેઠવી પડે છે. તે તે દૂર કરવાનો હિન્દી સરકારને અને હિન્દી પ્રધાનને આગ્રહ કરીએ છીએ. આપણા યુવકો ભવિષ્યના આગેવાનો છે, તેમની તરફ ઇંગ્લાંડમાં આવું વર્તન શરૂઆતથી ચલાવવામાં આવે તો અંગ્રેજો અને હિન્દીઓ વચ્ચે સારી સમજુતની વાતો કરવી વ્યર્થ છે.

ડૉ. જીવરાજ એન. મ્હેતાએ ઠરાવને અનુમોદન આપ્યું. રા. જમનાદાસ એમ. મ્હેતાએ વિશેષ અનુમોદન આપ્યું અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

નવા જનરલ સેક્રેટરીઓની નીમણુંકનો ઠરાવ ત્રેવીસમો અને બ્રિટિશ કોંગ્રેસ કમિટીની સેવાઓની કદરનો ઠરાવ ચોવીસમો પ્રમુખસ્થાનેથી રજુ કરવામાં આવ્યો અને પસાર કરવામાં આવ્યો.

પચીસમો ઠરાવ કોંગ્રેસના બંધારણમાં કેટલાક સુધારા કરવા વિષે હતો. ગઇ કોંગ્રેસમાં એ સુધારાનો પ્રશ્ન એક કમિટીને સોંપવામાં આવ્યો હતો. તે કમિટીએ અખિલ હિન્દની કોંગ્રેસ કમિટીને રીપોર્ટ કર્યો હતો, અને અખિલ હિન્દની કોંગ્રેસ કમિટીએ તે રીપોર્ટ મંજુર કર્યો હતો. તે ઠરાવ પણ પ્રમુખ સ્થાનેથી રજુ કરવામાં આવ્યો અને પસાર કરવામાં આવ્યો.

છવીસમા ઠરાવમાં કોંગ્રેસને આવતે વર્ષે લખનૌ તરફથી આમંત્રણ કરવામાં આવ્યું. માન. પંડિત મદન મોહન માલવીયે તે રજુ કર્યો, પંડિત ધ્રકબલ નારાયણ મસલદાને તેને અનુમોદન આપ્યું અને તે પસાર કરવામાં આવ્યો.

સત્તાવીસમા ઠરાવમાં પ્રમુખનો આભાર માનવામાં આવ્યો. રા. એચ. એ. વાડીયાએ તે રજુ કર્યો, સર નારાયણ ચંદાવરકરે અનુમોદન આપ્યું અને તે પસાર કરવામાં આવ્યો.

પ્રમુખે વળતો આભાર માન્યો, અને કોંગ્રેસ સમાપ્ત થઇ.

---

## ઠરાવો.

### કોંગ્રેસનો શોક.

૧. ભારે સાર્વજનિક ઉપયોગિતાની કારકીર્દિની મધ્યમાં ગોપાલ કૃષ્ણ ગોખલેના અકાળ મૃત્યુથી દેશને ગયલી ભારે ખોટની આ કોંગ્રેસ નોંધ લે છે. તે સરકારનો વિશ્વાસ અને લોકોનો પ્રેમ એક સરખો ધરાવતા હતા. તેમની મહાન શક્તિઓ, ચારિત્રની દુર્લભ વિનયશીલતા, દેશ તરફ આત્મ-ભોગપૂર્ણ

ભક્તિ, અને લોકોની અમૂલ્ય સેવાઓથી તેમનું નામ લોકોના ઉપકાર પૂર્ણ સ્મરણમાં ટકી રહેશે અને તેમના દેશબંધુઓના દૂર ભવિષ્યના વંશજોને પણ તે ઉત્સાહના અખૂટ ઝરા રૂપ બનશે.

૨. કેર હાર્ડીના મૃત્યુથી હિન્દને થયલા ભારે શોકની નોંધ લેવા આ કોંગ્રેસ ઇચ્છે છે; તેમણે દિવાન-ઇ-આમમાં અને તેની બહાર આ દેશની જે મહાન્ સેવાઓ કરી છે તેનું હિન્દના લોકો આભાર સ્મરણ કરશે.

૩. સર હેન્રી કૉટનના મૃત્યુથી ગયલી ખોટની આ કોંગ્રેસ નોંધ લે છે; હિન્દની પ્રજા તરફથી તેમની સક્રિય દિલસોજી અને હિન્દી પ્રગતિ અને સારા રાજ્યતંત્રને માટે જીવનભર કરેલી સેવાઓનું આ દેશમાં હંમેશાં આભાર સ્મરણ થશે. આસામના મજુરોનો તેમણે હીંમતપૂર્વક કરેલો પક્ષ એ તેમની અડગ હીંમત અને હૃદયની મોટાઇનો ચિરઃસ્મરણીય દાખલો છે. સીવીલ સવન્ટ તરીકે તેમણે હિન્દની એકનિષ્ઠાથી સેવા કરી હતી. તેટલીજ એકનિષ્ઠાથી તેમણે પાર્લામેંટમાં હિન્દની સેવા કરી હતી અને મહાન્ રાજ્યવહીવટ કરનાર તરીકે તેમજ સાચા મિત્ર તરીકે હિન્દ તેમનું દીર્ઘકાળ સુધી સ્મરણ કરશે.

૪. કોંગ્રેસના પ્રખ્યાત સંસ્થાપકો અને ચુસ્ત સહાયકોમાંના એક સર ફીરોઝશાહ એમ. મ્હેતાના મૃત્યુ માટે આ કોંગ્રેસ પોતાનો ઉંડો શોક દર્શાવવા ઇચ્છે છે. મુંબાઇની ધારાસભામાં તેમની લાંબી અને અદ્ભુત કારકીર્દિ, વડી ધારાસભામાં તેમનું સુંદર કાર્ય, અને લગભગ પચાશ વર્ષની મુદ્દત સુધીની તેમની અન્ય જાહેર પ્રવૃતિઓ દેશને અત્યંત કીંમતી હતાં. સ્થાનિક સ્વરાજ્ય, ઉચ્ચતર કેળવણી અને સનદશીર પ્રગતિ વિષે તેમણે કરેલી અમૂલ્ય સેવાઓ સિદ્ધાંતોનો મજબૂત સ્વીકાર અને વિશાળ દૃષ્ટિ-એથી તે હિન્દના એક મહાન અને જાજ્વલ્યમાન અગ્રેસર બન્યા હતા, અને હિન્દના લોકોને માટે તે એક ઉજ્જવલ દાખલા અને સમૃદ્ધ વારસા તરીકે રહેશે. દુર્લભ શક્તિ અને નિઃસ્વાર્થ અડગ હીંમત અને શાણા મુત્સદ્દીપણાથી તેમણે તેમની સેવા કરી હતી.

## હિન્દની વફાદારી.

૫. ના. શહેનશાહને હમણાં અકસ્માત થયો હતો તેમાંથી આરામ થયો તે તરફ આ કોંગ્રેસ છુટકારાનો દમ ખેંચે છે અને આભાર દર્શાવે છે અને હિન્દની પ્રજાની વતી તેમની ઉંડી વફાદારી, બ્રિટિશ સંબંધ પ્રતિ તેમની અડગ મૈત્રી, અને ગમે તે દુઃખો ખમીને અને સર્વ ભોગો આપીને સામ્રાજ્ય પડખે ઉભા રહેવાનો તેમનો દૃઢ નિશ્ચય ના. શહેનશાહને માનપૂર્વક દર્શાવે છે.

## લશ્કર વિષયક.

### ગ્રેટ બ્રિટન અને યુરોપીય યુદ્ધ.

૬. સ્વતંત્રતા, ન્યાય અને માનુષિકતાના સિદ્ધાંતોની કુમકે ચઢીને ગ્રેટ બ્રિટન અને તેનાં મિત્ર રાજ્યોએ જે કાર્ય હાથપર લીધું છે, તેની ધાર્મિકતા વિષેની પોતાની ઉંડી લાગણીની આ કોંગ્રેસ નોંધ લે છે, અને પોતાના ઉજ્જવલ ભૂતકાળ અનુસાર બ્રિટિશ નૌકા લશ્કરે કરેલી ઉજ્જવલ સેવાઓ માટે અને બ્રિટિશ, હિન્દી અને સંસ્થાનોનાં લશ્કરોએ બતાવેલી બહાદુરી માટે સંતોષ અને અભિમાન બતાવીને અંતઃકરણપૂર્વક પ્રાર્થના કરે છે કે, મિત્ર રાજ્યોના પ્રશ્નને ફત્તેહ મળો.

### લશ્કરી તાલીમ અને સ્વયંસેવકો.

૮. લશ્કરી તાલીમ અને સ્વયંસેવકો વિષેના પોતાના પહેલાંના ઠરાવો મંજુર રાખીને આ કોંગ્રેસ

(૧) લશ્કરમાં અને નૌકા લશ્કરમાં હિન્દીઓને કમીશનના ઓદ્ધાઓપર દાખલ કરવાના અને તેમને લશ્કરી તથા નૌકા લશ્કરની કારકીર્દિઓ માટે તાલીમ મળે આ માટે હયાત લશ્કરી અને નૌકા લશ્કર વિષયક શાળાઓ અને પાઠશાળાઓ તેમને માટે ખુલ્લી રાખવાના અને દેશમાં નવી શાળાઓ અને પાઠશાળાઓ સ્થાપવાના ન્યાય અને આવશ્યકતા તરફ,

(૨) કોમ, વર્ગ અથવા ધર્મના ભેદ વિના મહારાજ્યના નાગરિક સીપાઇઓ તરીકે નામ નોંધાવવાના આ દેશની પ્રજાના હક્કને ધ્યાનમાં રાખીને સ્વયંસેવકો નોંધવાની ચાલુ પદ્ધતિની પુનઃ રચના કરવાની આવશ્યકતા તરફ,

સરકારનું ધ્યાન ખેંચે છે.

### હથીયારબંધીનો કાયદો.

૯. હથીયારબંધીના કાયદાનો ( ૧૮૭૮ નો ૧૧ મો કાયદો ) હમણાં વહીવટ કરવામાં આવે છે તે પ્રમાણે વેઠવી પડતી હાડમારી અને તે આ દેશની પ્રજા પર અનુચિત દોષારોપણ કરે છે; તે જોતાં, આ કોંગ્રેસનો અભિપ્રાય છે કે, મજકુર કાયદો અને તેની હેઠળ કરવામાં આવેલા નિયમોમાં એવા ફેરફારો કરવા જોઇએ કે હથીયારો રાખવા અથવા ધારણ કરવા વિષેના પ્રતિબંધો હિંદમાં રહેતા અથવા હિન્દની મુલાકાતે આવતા સર્વ મનુષ્યોને એક સરખી રીતે લાગુ પડે; નિયમોની રૂએ આપવામાં આવેલા સર્વ પરવાના ઉદારતાથી આપવામાં આવશે, વખતો વખત નવેસર કઢાવવા નહિ પડે; જે ગ્રાંતિક

હકુમતમાં તે આપવામાં આવ્યા હોય તેમાં તે ચાલશે, માત્ર દુરૂપયોગની સાબીતીથીજ તે પાછા ખેંચી લેવામાં આવશે.

## વાયસરોયની મુદતમાં વધારો.

૭. હિન્દના વાયસરોય તરીકે ના. લૉર્ડ હાર્ડીંજના ઓહ્દાની મુદત આવતા માર્ચ માસ સુધી લંબાવવા માટે ના. શાહેનશાહની સરકાર તરફ પોતાની ઉપકાર વૃત્તિની આ કોંગ્રેસ નોંધ લે છે, અને પ્રાર્થના કરે છે કે, હાલનો ટટાકટીનો મામલો પૂરો થાય ત્યાં સુધી તે નામદારના ઓહ્દાની મુદ્દતમાં વધારો કરી આપવો.

## હિન્દ અને સંસ્થાનો.

૧૦. આ કોંગ્રેસ શોક દર્શાવે છે કે, દક્ષિણ આફ્રિકા અને કાનડામાં સંસ્થાનોના મુત્સદીઓના ઉદાર અને સામ્રાજ્યહિતના ઉદ્ગારો નીકળ્યા છતાં હિન્દીઓ માટેના ચાલુ કાયદાઓનો વહીવટ ન્યાયપૂર્વક અને સમાનતાપૂર્વક કરવામાં આવતો નથી અને આ કોંગ્રેસ વિશ્વાસ રાખે છે કે, સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનો યુરોપીયન એમીગ્રેટો જે હકકો આપે છે, તેવાજ હકકો હિન્દી એમીગ્રેટોને આપશે, અને અત્યાર સુધી અન્યાયપૂર્ણ રીતે તેમને જે હકકોથી વિમુખ રાખવામાં આવ્યા છે, અને જેથી પુષ્કળ અસંતોષ ફેલાયલો છે તે હકકો તેમને અપાવવાને શાહી સરકાર સર્વ શક્ય સાધનોનો ઉપયોગ કરશે.

૧૩. કોંગ્રેસની ગઇ બેઠકમાં ગીરમીટીયા મજુરીની પદ્ધતિની સામે પસાર કરવામાં આવેલા ઠરાવને આ કોંગ્રેસ મંજુર રાખે છે અને જેમ બને તેમ જલદી તેનો નાશ કરવાનો આગ્રહ કરે છે કેમકે એ પદ્ધતિ એક પ્રકારની ગુલામગિરી છે, તેથી મજુરોનો સામાજિક અને રાજકીય અધઃપાત થાય છે અને દેશનાં આર્થિક અને નીતિવિષયક હિતોને ગંભીર પ્રકારે નુકસાનકારક છે.

## શાહી પરિષદ્.

૧૧. શાહી પરિષદ્માં પ્રતિનિધિત્વ મેળવવાની હિન્દની વતી માગણી કરતા વડી ધારાસભાના ઠરાવને મુત્સદીને છાજે તેવું અનુમોદન આપવા માટે આ કોંગ્રેસ ના. વાયસરોયનો અંતઃકરણપૂર્વક આભાર માને છે. કોંગ્રેસ આશા દર્શાવે છે કે, હિન્દની પ્રજાની વતી વડી ધારાસભાએ સર્વાનુમતે કરેલી માગણીનો પૂરતો જવાબ સંસ્થાનો અને શાહી સરકાર તરફથી વાળવામાં આવશે, અને આગ્રહ કરે છે કે, હિન્દની વતી પરિષદ્માં ભાગ લેવાને પસંદ કરવાના હિન્દીઓ કમમાં કમ બે હોવા જોઇએ અને વડી ધારાસભાના ચુંટાયલા સભ્યોએ તેમને ચુંટી કાઢવા જોઇએ.

## સંયુક્ત પ્રાંતો માટે કારોબારી સભા.

૧૨. આગ્રા અને અયોધ્યાના સંયુક્ત પ્રાંતો માટે કારોબારી સભા સ્થાપવાની દરખાસ્ત ઉમરાવોની સભાએ ઉડાવી દીધી તેની સામે આ કોંગ્રેસ મજબૂત વાંધો ઉઠાવે છે, અને તે મજબૂત આગ્રહ કરે છે કે સંયુક્ત પ્રાંતોને ગવર્નર-ઇન-કાઉન્સીલની હેઠળ ઇલાકો બનાવવો જોઇએ અને કારોબારી સભામાં કમમાં કમ એક હિન્દી હોવો જોઇએ.

## કાયદા વિષયક.

૧૪. અગાઉની કોંગ્રેસો સાથે સંમત થઇને આ કોંગ્રેસ આગ્રહ કરે છે કે, ન્યાય અને રાજતંત્રની વિશુદ્ધિ માટે ન્યાયી અને કારોબારી ફરજોના સ્પષ્ટ વિભાગ પાડવા અને પ્રાર્થના કરે છે કે, વિભાગની કોઇપણ યોજના હાથ ધરવામાં આવે તે ખરેખાત અસરકારક થાય તેને માટે સકળ ન્યાયાધીશ મંડળને પ્રત્યેક પ્રાંતની ઉચ્ચતમ અદાલતના એકલા અંકુશ હેઠળ મુકવું, અને વિશેષમાં હિન્દી સીવીલ સર્વીસથી ભિન્ન અને સ્વતંત્ર જ્યુડીશ્યલ સર્વીસની સ્થાપના કરવાની આવશ્યકતા આ કોંગ્રેસ ભારપૂર્વક દર્શાવે છે, અને તે સર્વીસમાં કેટલીક જગ્યાઓ હરીફાઇની પરીક્ષાઓથી ભરવી અને કેટલીક જગ્યાઓ કાયદાના ધંધાદારીઓમાંથી ભરવી.

૧૫. પંજાબ, બ્રહ્મદેશ અને મધ્યપ્રાંતોની ચીફ કોર્ટોને ચાર્ટર્ડ હાઇકોર્ટોનો દરજ્જો અને અધિકારો આપવા ઇષ્ટ છે, એવો પોતાનો ઠરાવ આ કોંગ્રેસ મંજુર રાખે છે, અને આ તાકીદનો સુધારો દાખલ કરવા માટે જલ્દી પગલાં ભરવાની હિન્દી પ્રધાનને પ્રાર્થના કરતાં દિલગિરી દર્શાવે છે કે, પંજાબ વિષે તે સંબંધી સ્થાનિક સરકાર અને હિન્દી સરકારની ભલામણોનો હિન્દી પ્રધાને ત્યાગ કર્યો છે.

## સ્વદેશી હીલચાલ.

૧૬. આ કોંગ્રેસ સ્વદેશી હીલચાલને સંપૂર્ણ અંતઃકરણપૂર્વક અનુમોદન આપે છે અને સ્વદેશી ઉદ્યોગોના વિકાસને ઉત્તેજન આપવાને માટે ગંભીર અને સતત પ્રયત્નો કરીને અને ભોગ આપીને પણ આયાત થયલી ચીજોને બદલે જ્યાં જ્યાં વ્યાવહારિક લાગે ત્યાં ત્યાં હિન્દી પદાર્થો પસંદ કરીને તેની ફતેહને માટે પરિશ્રમ કરવાની હિન્દી પ્રજાને આજ્ઞા કરે છે.

## દમન.

૧૭. હિન્દી વર્તમાનપત્રોનો કાયદો ધારાપોથી પર ચાલુ રહ્યો છે, તેની સામે આ કોંગ્રેસ પુનઃ પોતાનો અણગમો દર્શાવે છે અને આગ્રહ કરે છે કે તે રદ કરવો.

### જકાતી સ્વતંત્રતા.

૧૮. કોંગ્રેસનો એવો અભિપ્રાય છે કે, હિન્દની પ્રજાના ઉત્તમ લાભોની ખાતર ખાસ કરીને આયાત, નિકાસ અને આબકારી વેરાઓની બાબતમાં હવે હિન્દી સરકારને સંપૂર્ણ જકાતી સ્વતંત્રતા આપવાની આવશ્યકતા છે.

### સ્વરાજ્ય.

૧૯. આ કોંગ્રેસનો અભિપ્રાય છે કે, તેના બંધારણની કલમ ૧ માં આપવામાં આવેલી વ્યાખ્યા પ્રમાણે સ્વરાજ્યપ્રાપ્તિને માટે વિશેષ અને સંગીન સુધારા દાખલ કરવાનો એટલે કે રાજ્યતંત્ર ઉપર લોકોને અસરકારક અંકુશ મળે એવી રીતે રાજ્યતંત્રની પદ્ધતિ સુધારવાનો અને તેને ઉદાર બનાવવાનો સમય આવી પહોંચ્યો છે; તેમાંના કેટલાક સુધારા નીચે પ્રમાણે છેઃ—

( ક ) પ્રાંતિક સ્વતંત્રતા અને નાણાં વિષયક સ્વતંત્રતા દાખલ કરવી.

( ખ ) ધારાસભાઓને વિસ્તીર્ણ બનાવવી અને સુધારવી; જેથી કરીને તે પ્રજાના સર્વ વિભાગોની ખરેખરી અને પૂરતા પ્રમાણમાં પ્રતિનિધિરૂપ બને અને કારોબારી સરકારનાં કામો ઉપર તેમને અસરકારક અંકુશ મળે;

( ગ ) હયાત કારોબારી સભાઓની પુનઃરચના કરવી અને જે પ્રાંતોમાં કારોબારી સભાઓ ન હોય ત્યાં તે સ્થાપવી;

( ઘ ) હિન્દી પ્રધાનની કાઉન્સીલમાં સુધારો કરવો અથવા તેનો નાશ કરવો.

( ચ ) જે પ્રાંતોમાં ધારાસભાઓ ન હોય ત્યાં ધારાસભાઓ સ્થાપવી.

( છ ) હિન્દી પ્રધાન અને હિન્દી સરકાર વચ્ચેના સંબંધોની પુનઃરચના કરવી.

( જ ) સ્થાનિક સ્વરાજ્યમાં ઉદારતાપૂર્વક આગળ વધવું.

આ ઠરાવમાં સમાયલા સિદ્ધાંતો ધ્યાનમાં રાખીને સુધારાની એક યોજના ઘડી કાઢવાની અને કેળવણી વિષયક તેમજ પ્રચારનું સતત કામ કરવાનો કાર્યક્રમ યોજવાની અખિલ હિન્દની કોંગ્રેસ કમિટીને આ કોંગ્રેસ સત્તા આપે છે; અને તેજ હેતુને માટે અખિલ હિન્દની મોસ્લેમ લીગ તરફથી જે કમિટી નીમવામાં આવે તેની સાથે ચર્ચા કરવાની અને જરૂરી લાગે તેવાં બીજાં પગલાં ભરવાની સત્તા પણ મજકુર કમિટીને આપે છે; મજકુર કમિટીએ ૧૯૧૬ ની ૧ લી સપ્ટેમ્બરે કે તે પહેલાં જનરલ સેક્રેટરીઓ સમક્ષ પોતાનો રીપોર્ટ રજુ કરવો અને તેઓ જેમ બને તેમ જલદી તે રીપોર્ટ જુદી જુદી પ્રાંતિક કમિટીઓને મોકલી આપશે.

## કાયમની જમાબંદી.

૨૦ આ કોંગ્રેસનો દૃઢ અભિપ્રાય છે કે, જમીન પર રાજ્યની માગણીની વ્યાજબી અને ચોક્કસ મર્યાદા બાંધવી જોઇએ, અને રૈયતવારી અથવા જમીન-દારીની સર્વ જમીનમાં જ્યાં જ્યાં શક્ય હોય ત્યાં ત્યાં જમીન ધરાવનારાઓને માટે અમુક જમાબંદી નક્કી થાય. જો સરકાર આવી જમાબંદી દાખલ કરવા માગતી ન હોય તો કમમાં કમ ૬૦ વર્ષની મુદતની જમાબંદી દાખલ કરવી જોઇએ.

વળી કોંગ્રેસનો અભિપ્રાય છે કે, સત્તાની વહેંચણીના શાહી કમીશનની ભલામણનો અમલ થવો જોઇએ, પ્રાંતિક કાયદાઓમાં જમીન મ્હેસુલની આંકણીના સામાન્ય સિદ્ધાંતોનો સમાવેશ થવો જોઇએ અને આંકણી વધારાની હદ તેના કાયદામાં સ્પષ્ટ જમાવવી જોઇએ.

## ઔદ્યોગિક વિકાસ.

૨૨ દેશના ઔદ્યોગિક વિકાસને માટે સરકારે ભરેલાં પગલાંની કદર કરવા છતાં આ કોંગ્રેસનો એવો અભિપ્રાય છે કે, અત્યાર સુધી ભરવામાં આવેલાં પગલાં વસ્તુસ્થિતિની જરૂરીયાતોને પહોંચી વળવાને પૂરતાં નથી અને પોતાની પ્રતીતિ દર્શાવે છે કે, હિન્દનું ઔદ્યોગિક પછાતપણું દૂર કરવાને માટે નીચેની બાબતો આવશ્યક છેઃ—

( ક ) મુખ્ય હિન્દી યુનિવર્સિટીઓમાં પારિભાષિક કેળવણીની ફેકલ્ટી ( શાખા ) સ્થાપીને, શોધખોળની સંસ્થાઓ સ્થાપીને, અને તેમાં ફેલોશીપો કાઢીને, હયાત પારિભાષિક સંસ્થાઓ વિકસાવીને અને નવી સંસ્થાઓ ખોલીને અને પ્રાથમિક તથા માધ્યમિક શાળાઓમાં ધીમેધીમે પ્રાથમિક પારિભાષિક કેળવણી દાખલ કરીને ઔદ્યોગિક અને પારિભાષિક કેળવણીને માટે બહુ વધારે સગવડ કરવી જોઇએ.

( ખ ) આયાત અને નિકાસ ઉપર વેરા નાખવાના સંબંધમાં હિન્દને જકાતી સ્વતંત્રતા મળવી જોઇએ.

( ગ ) પ્રત્યેક પ્રાંતમાં ઉદ્યોગ ખાતાની સાથે સહકાર્ય કરવાને ઔદ્યોગિક સલાહકારક કમિટીઓ જમાવવી જોઇએ, જેમની એક ફરજ એ હોવી જોઇએ કે નવા ઉદ્યોગો ઉભા કરવા વિષે યોજનાઓ ઘડવી.

( ઘ ) રેલ્વે માલ ઉપર જકાતો અને દેશી કારીગરને ભોગે પરદેશી કારીગરને લાભ આપનાર આગગાડી મારફતે માલ મોકલવાના વિષમ દરો જેવા કૃત્રિમ અને અન્યાયી અંતરાયો દૂર કરવા જોઇએ.

## ઈંગ્લાંડમાં હિન્દી વિદ્યાર્થીઓ.

ઈંગ્લાંડમાં હિન્દી વિદ્યાર્થીઓના ખાતાનું બંધારણ હમણાં જેવું છે તે તરફ અને તેની કામ કરવાની રીતો તરફ આ કોંગ્રેસ સખ્ત નાપસંદગી બતાવે છે અને યુનાઈટેડ કીંગ્ડમમાં ( ઈંગ્લાંડ, સ્કૉટલાંડ, અને આયર્લાંડ ) કેળવણીની સંસ્થાઓ હિન્દી વિદ્યાર્થીઓને દાખલ કરવા વિષે સખ્ત અંકુશનું વધતું જતું વલણ બતાવે છે તેથી અને એવી સંસ્થાઓમાં દાખલ થયા પછી તેમની તરફ ખરાબ અને પક્ષપાતી વર્તન ચલાવવામાં આવે છે તેથી હિન્દી વિદ્યાર્થીઓમાં વધતા જતા અસંતોષ તરફ હિન્દી સરકાર અને હિન્દી પ્રધાનનું ધ્યાન ગંભીર પ્રકારે ખેંચે છે, અને તેમની તરફ સમાન વર્તન ચલાવવામાં આવે અને તેમને સમાન તકો મળે તે માટે હિન્દી પ્રધાનને પોતાની લાગવગ, અધિકાર અને સત્તાનો ઉપયોગ કરવાનું કહે છે.

## કોંગ્રેસના બંધારણમાં સુધારા.

૨૫. વીસમી કલમને છેડે નીચે પ્રમાણે ઉમેરો.

( ૬ ) જે મંડળ ૧૯૧૫ ની ૩૧ મી ડીસેમ્બરે કમમાં કમ બે વર્ષથી હયાતીમાં આવેલું હોય અને જેવું સનદશીર સાધનો વડે સંસ્થાનોની માફક બ્રિટિશ મહારાજ્યમાં હિન્દ માટે સ્વરાજ્ય પ્રાપ્તિનો ઉદ્દેશ પોતાના એક ઉદ્દેશ તરીકે સ્વીકાર્યો હોય તેના આશ્રય હેઠળ બોલાવવામાં આવેલી જાહેર સભાઓ.

શરત એ કે,

( ક ) મજકુર મંડળે ખાસ ઠરાવ કરીને કોંગ્રેસના બંધારણની કલમ ૧ સ્વીકારી હોય અને જે પ્રાંતમાં તે હોય તેની પ્રાન્તિક કોંગ્રેસ કમિટીને તેની ખબર આપી હોય.

( ખ ) મજકુર મંડળે નવા સભ્યોને દાખલ કરવાની શરત એ રાખી હોય કે તેમણે મજકુર કલમ ૧ સ્વીકારવી.

( ગ ) એવી જાહેર સભા તરફથી ચુંટાયલા પ્રતિનિધિઓની સંખ્યા વધારેમાં વધારે ૧૫ હોવી જોઇએ, અને કોંગ્રેસની એક બેઠકને માટે મજકુર ઉદ્દેશોને માટે એવું મંડળ એકથી વધારે જાહેરસભા બોલાવી શકશે નહિ.

ખુલાસો:-પ્રતિનિધિ તરીકે જેવી ચુંટણી થઇ હોય તે બીજી રીતે લાયક હોય તો કોઇ કોંગ્રેસ કમિટીના સભ્ય હોવાની તેને જરૂર નથી. ”

કલમ. ૩. ( ક ) “ શહેર ” ને બદલે “ જગ્યા ” મુકો.

કલમ ૬. “ બંગાલ ” શબ્દની પૂર્વેનો “ સંયુક્ત ” શબ્દ કાઢી નાખો અને બીજી કલમોમાં જ્યાં જ્યાં “ સંયુક્ત બંગાલ ” શબ્દ વપરાયો હોય ત્યાં ત્યાં એવોજ ફેરફાર કરો.

કલમ ૨૭ને છેડે નીચે પ્રમાણે ઉમેરોઃ-" આ હેતુને માટે કુર્ગ અને નિઝામ રાજ્યમાં મ્હૈસુર, ત્રાવણકોર અને કોચીનમાં જે જગ્યાઓ પર બ્રિટિશ સરકારની હકુમત ચાલતી હોય તે મદ્રાસમાં આવેલાં ગણાશે; વડોદરા, કાઠિયાવાડ અને દક્ષિણ મરાઠા સંસ્થાનોમાં આવેલી એવી જગ્યાઓ મુંબાઇમાં આવેલી ગણાશે; આસામ બંગાલમાં; દિલ્હી, અજમેર, મેરવાર, અને રજપુતાનામાં આવેલી બ્રિટિશ હકુમત હેઠળની જગ્યાઓ સંયુક્ત પ્રાંતોમાં ગણાશે; બ્રિટિશ બલુચિસ્તાન પંજાબમાં, મધ્ય હિન્દમાં બ્રિટિશ હકુમત હેઠળની જગ્યાઓ મધ્ય પ્રાંતોમાં ગણાશે."

કલમ ૨૩ ( ક ) કલમના પહેલા વાક્યમાં જ્યાં જ્યાં "હશે" કે "થશે" શબ્દ વપરાયો હોય ત્યાર પછી "બનતા સુધી" શબ્દો ઉમેરો.

કલમ. ૨૮ "લવાજમની રકમ" એ શબ્દો પહેલાંનો અર્ધ શબ્દ કાઢી નાખો.

કલમ ૨૯ ( ક ) છેલ્લી પંક્તિની ઉપરની પંક્તિમાંથી "પૂર્વે" શબ્દ કાઢી નાખો અને ઉમેરોઃ " અને કોંગ્રેસ સમક્ષ રજુ કરવામાં આવશે."

## સામાન્ય.

૨૩. ૧૯૧૬ ના વર્ષને માટે માન. નવાબ સૈયદ મહમ્મદ બહાદુર અને રા. એન. સુબ્બા રાવને કોંગ્રેસના જનરલ સેક્રેટરીઓ નીમવામાં આવે છે.

૨૪. સર વિલિયમ વેડરબર્ન અને બ્રિટિશ કમિટીના અન્ય સભ્યોની સેવાઓની ઉચ્ચ કદરની આ કોંગ્રેસ નોંધ લે છે અને ઠરાવ કરે છે કે, બ્રિટિશ કમિટીની સંસ્થા અને " ઇંડીઆ " ને નિભાવી રાખવાં જોઇએ.

૨૬. હિન્દી રાષ્ટ્રીય કોંગ્રેસની આગામી બેઠક ૧૯૧૬ ડીસેમ્બરમાં લખનૌમાં ભરવામાં આવશે.

૨૭. પ્રમુખનો આભાર.

# પ્રકરણ ૨ જું.

## એકત્રીસમી રાષ્ટ્રીય કોંગ્રેસ.

લખનૌના કૈસર બાગમાં ૧૯૧૬ના ડીસેમ્બરની ૨૬,૨૮,૨૯ અને ૩૦ મી તારીખે કોંગ્રેસની એકત્રીસમી બેઠક મળી.

હવે રાષ્ટ્રીય કોંગ્રેસની હીલચાલ મક્કમપણે આગળ વધતી જાય છે. સ્વરાજ્યનો પ્રશ્ન પ્રજાને કોંગ્રેસ તરફ વિશેષ ને વિશેષ આકર્ષી રહ્યો છે. ગયા વર્ષ કરતાંયે આ વર્ષે પ્રતિનિધિઓની સંખ્યા વધારે હતી, અને પ્રજામાં ભારે ઉત્સાહ જણાતો હતો. પ્રતિનિધિઓની સંખ્યા પ્રાંતવાર નીચે પ્રમાણે હતીઃ—

| | |
|---|---|
| સંયુક્ત પ્રાંતો... | ૧૦,૧૮ |
| મુંબાઇ... | ૫૮૪ |
| મદ્રાસ... | ૨૫૬ |
| મધ્ય પ્રાંતો... | ૧૩૨ |
| બંગાલ... | ૯૩ |
| બિહાર અને ઓરીસ્સા... | ૯૧ |
| વરાડ... | ૬૪ |
| પંજાબ... | ૫૮ |
| બ્રહ્મદેશ... | ૫ |
| | ૨,૩૦૧ |

ઉપલી સંખ્યામાં ત્રણ માનદ પ્રતિનિધિઓનો સમાવેશ થાય છે. એટલે પ્રતિનિધિઓની ખરેખરી સંખ્યા ૨,૨૯૮ ગણાય.

સત્તર વર્ષ ઉપર ૧૮૯૯ માં જ્યારે અંહીયાં કોંગ્રેસ ભરવામાં આવી હતી, તે સમયે એંગ્લો-ઈંડીઅનોની લાગણીને પરિણામે કોંગ્રેસને કેટલીક

હેરાનગતિ વેઠવી પડી હતી, તે આપણે જોઇ ગયા છીએ. હવે દેશમાં નવા જુસ્સાની ભરતી ચડી રહી છે, તે લખનૌમાં પણ જોવામાં આવી. આ વખતે કોંગ્રેસના મંડપને માટે જગ્યા ખોળવામાં કશીયે મુશ્કેલી નડી નહિ. પરન્તુ હદમાં રહીને કોંગ્રેસમાં ભાષણો આપવા વિષે સ્થાનિક સરકારે ચેતવણી આપી હતી. " દોરડી બળે પણ આમળો ન મુકે " તે આનું નામ.

વળી આ વર્ષની કોંગ્રેસ ખાસ મહત્વની હતી, કેમકે ૧૯૦૭ માં સુરતમાં કોંગ્રેસના ભાગલા પડી ગયા હતા ત્યાર પછી સંપ ત્યાંજ જંપ છે એ વિચારપૂર્વક સ્વરાજ્ય પ્રાપ્તિની હીલચાલમાં પોતાનો ફાળો આપવા કોંગ્રેસથી જૂદો પડી ગયલો પક્ષ પોતાના મતભેદો દૂર મુકીને આ વર્ષે કોંગ્રેસમાં આવી મળ્યો હતો. એ પ્રમાણે સંયુક્ત પ્રાંતોમાં સંયુક્ત કોંગ્રેસ મળી.

સ્વાગત સભાના પ્રમુખ માન. પંડિત જગત્ નારાયણે પ્રતિનિધિઓને આવકાર આપ્યો. ગંગાપ્રસાદ વર્મા, પંડિત બિશન નારાયણ ધાર, જી. સુબ્રમન્ય આયર, દાજી આબાજી ખરે, અને ઇકબાલ નારાયણ મસલદાનનાં મૃત્યુ માટે તેમણે શોક દર્શાવ્યો. કોંગ્રેસમાં સર્વ પક્ષો એકઠા મળ્યા તે વિષે સંતોષ દર્શાવ્યો, ચાલુ વર્ષની ૧૭ મી અને ૧૮ મી નવેમ્બરે કોંગ્રેસ અને મુસ્લીમ લીગના પ્રતિનિધિઓ સુધારાની યોજના ઘડી કાઢવાને કલકત્તામાં એકઠા મળ્યા હતા અને યોજના ઘડી કાઢી હતી તેને માટે સંતોષ દર્શાવ્યો. લડાઇએ હિન્દની આશાઓ અને અભિલાષાઓને સતેજ કર્યાં છે. હિન્દે લડાઇમાં સુંદર ફાળો આપ્યો છે. હવે હિન્દ માગે છે કે, લડાઇ પૂરી થયા પછી તેની સ્થિતિ હતી તેવી ને તેવી નહિ રહે. પોતાની વફાદારીના બદલા તરીકે હિન્દ કાંઇ માગતું નથી, પરન્તુ માનવજાતિની સ્વતંત્રતાના બચાવને માટે લડાઇમાં ઉતર્યા પછી, તે આશા રાખે છે કે, તેના પુત્રોને સ્વતંત્રતા આપવાની ના પાડવામાં નહિ આવે. ગ્રેટબ્રિટનની રાજનીતિની નેમ હિન્દને સ્વરાજ્ય આપવાની છે એમ તેણે જાહેર કરવું જોઇએ, અને તે નેમ પાર પાડવાને માટે લડાઇ પછી સુધારાનો સંગીન ફાળો આપણને આપવો જોઇએ. પ્રજાના ચુંટાયલા પ્રતિનિધિઓને દીવાની બાબતો પર સંપૂર્ણ



બ્લૉક ] બાબુ અંબિકાચરણ મુઝુમદાર. [ સમાલોચક.

કાણુ આપવો જોઇએ. અને તેના નિર્ણયો કારોબારી સરકારને બંધનકારક થવા જોઇએ. સુધારાની યોજનામાં જણાવવું જોઇએ કે એક પેઢી જેટલી મુદતમાં સંપૂર્ણ જવાબદાર રાજ્યતંત્ર હિન્દને આપવામાં આવશે. તેમણે સ્વરાજ્ય માટે હિન્દની યોગ્યતા પૂરવાર કરવાને કાનડા, ઑસ્ટ્રેલીઆ અને દક્ષિણ આફ્રિકાનાં ઉદાહરણો આપ્યાં. લડાઇ પછી મહારાજ્યમાં હિન્દની સ્થિતિ વિષે ચર્ચા કરવામાં અને જાહેર મતને જાગ્રત કરવામાં આપણે વિલંબ કરવો ન જોઇએ. છેલ્લાં દોઢ વર્ષમાં હિન્દ તરફ બ્રિટિશ મુત્સદીઓના વલણમાં ફેરફાર થયો છે તેથી ગંભીર ચિંતા થાય છે. લડાઇના પ્રારંભમાં તેમના દષ્ટિકોણમાં ફેરફાર થયલો દેખાતો હતો. લડાઇ પછી તેની સ્થિતિ પર ફરીથી વિચાર ચલાવવાનાં વચનો આપવામાં આવ્યાં હતાં. હવે તેને વિષે અનિષ્ટ સૂચક મૌન વ્યાપેલું છે. જો હિન્દીઓ પોતાનો અવાજ રજુ નહિ કરે તો લડાઇ પછી સામ્રાજ્યની પુનઃરચના થશે ત્યારે તેમના લાભો જોવામાં આવશે એવી તેમણે આશા રાખવી નહિ. દરેક સંસ્થાનમાં હિન્દનાં બાળકોને તિરસ્કારવામાં આવે છે. આપણું કાર્ય પૂરું પાડવાને માટે પ્રથમ સતત મંડયા રહેવાની જરૂર છે. આપણે આપણા દેશબંધુઓને જાગ્રત કરવા જોઇએ. બ્રિટિશ પ્રજાનાં બારણાં પણ આપણે ઠોકવાં જોઇએ.

બાબુ અંબિકા ચરણ મઝુમદારને પ્રમુખ તરીકે ચુંટી કાઢવાની દરખાસ્ત બાબુ સુરેન્દ્રનાથ બેનરજીએ રજુ કરી, માન. રા. આર. એન મુઢોલકરે અનુમોદન આપ્યું, રા. ચીમનલાલ હરિલાલ સેતલવડે વિશેષ અનુમોદન આપ્યું, અને દરખાસ્ત પસાર કરવામાં આવી. પ્રમુખે પોતાની પોતાની ખુરશી લીધી ત્યારે હર્ષનાદ અને તાલીઓથી મંડપ ગાજી ઉઠયો.

પ્રમુખે અવસરં શોભે એવું સુંદર ભાષણ આપ્યું. પોતાને પ્રમુખપદ આપ્યા માટે આભાર માન્યા પછી, અને સ્વર્ગસ્થ અગ્રેસરોને માટે શોક દર્શાવ્યા પછી તેમણે કહ્યું: સંયુક્ત કોંગ્રેસને સુરતના જૂના ફ્રેંચ બાગમાં દફનાવવામાં આવી હતી, તેનો આજે શાહ વજીદ અલિખાનના કેસર બાગમાં પુનર્જન્મ થયો છે. દશ વર્ષો સુધી જૂદા રહ્યા પછી જેમણે સુલેહ કરાવી છે, તેઓ અભિનંદનીય છે. તેઓ ગમે તેમ તોયે આપણા છે, અને

આપણી સાથે છે એ હર્ષની વાત છે, અને આપણે આશા રાખીએ છીએ કે હવે વિખુટા નહિ પડીએ. હું મુખ્યત્વે સ્વરાજ્યનો પ્રશ્ન ચર્ચવા માગું છું. આપણું રાજ્યતંત્ર આપખુદ છે. નોકરશાહીની સત્તા ચાલે છે. દેશમાં નવો જુસ્સો ઉદ્‌ભવ્યો છે. એ જુસ્સા તરફ દિલસોજી ભર્યું વલણ રાખવાથી તેને યોગ્ય માર્ગે વાળી શકાશે, પરન્તુ તેની તરફ દુર્લક્ષ કરવામાં કે દમવામાં ડહાપણ નથી. નોકરશાહીએ પોતાનું કફન પોતાને હાથેજ તૈયાર કર્યું છે. તેનો અંત નજીક આવતો જાય છે. એક તરફ પ્રજા પોતાના સનદશીર હક્કો અને અધિકારો મેળવવા માગે છે, ત્યારે બીજી તરફ નોકરશાહી પોતાની ઇજ્જત અને સત્તા ટકાવી રાખવા તેટલોજ આગ્રહ બતાવી રહી છે. એ બંને શક્તિઓ વચ્ચે અથડાઅથડી થઇ રહી છે. લૉર્ડ મોર્લીએ કહ્યું કે "જ્યારે લોકોમાં અસંતોષ વ્યાપે છે ત્યારે સામાન્ય રીતે બંધારણમાં અથવા રાજ્યવહીવટમાં કાંઇ ખામી માલૂમ પડેલી છે." બર્ક કહે છે: "પ્રજાને અવ્યવસ્થામાં કશો લાભ નથી. જ્યારે તેઓ આડે રસ્તે જાય છે ત્યારે તેમાં તેમની ભૂલ હોય છે, તેમનો ગુન્હો હોતો નથી." વળી તે કહે છે; "મોટાં રાજ્યોમાં બળવા થાય છે તે અકસ્માત્ કે લોકોના તરંગનું પરિણામ નથી. બળવાઓના મોહને લીધે નહિ, પરન્તુ દુઃખો ખમવાની અધીરતાને લીધે પ્રજા બળવો કરે છે." લૉર્ડ કર્ઝનની કેળવણી વિષયક નીતિને પરિણામે શિક્ષકો જાસુસો બની ગયા છે, અને સુપ્રિન્ટેન્ડેન્ટો છુપી પોલીસના અમલદારો હોય એવો શક રાખવામાં આવે છે. સરસ્વતી દેવીનાં મંદિરોમાં ભ્રષ્ટાચાર ચાલે છે અને રક્ષણહીન કેદખાનાં જેવા રોગી વાતાવરણમાં આપણા છોકરાઓ અને યુવકોને ઉછેરવામાં આવે છે. હિન્દમાં બ્રિટિશ રાજ્યનો મોટામાં મોટો દાવો તેના લશ્કરી બળ પર નહિ પરન્તુ તેના નીતિવિષયક ગૌરવ પર આધાર રાખે છે. વર્તમાનપત્રોના કાયદા વિષે અને હથીયાર બંધીના કાયદા વિષે ટીકા કરીને લડાઇના બાળકરૂપ હિન્દુ રક્ષક કાયદા વિષે અને તેના કરવામાં આવતા ઉપયોગ વિષે ટીકા કરતાં પ્રમુખે કહ્યું કે, આખી દુનીયામાં અરાજકતા એ મનુષ્યજાતિનો સામાન્ય શત્રુ છે. પરન્તુ અરાજકતાના નામમાં આખા વર્ગ સામે ઝુંબેશ ચલાવવી એ વ્યાજબી અને ન્યાયી નથી. ઉંદરો બહુ હેરાન કરે છે, આપણા જાણવા પ્રમાણે ને

મરકી વિગેરે ફેલાવે છે, પરન્તુ તે પકડાતા ન હોય અને પીંજરામાં પણ સપડાતા ન હોય તો ગમે તેટલી હેરાનગતી વેઠયા છતાં કોઇ પણ અક્કલવાળો માણસ તેમનો નાશ કરવાને ધંરને આગ નહિ લગાડે. રાજ્યના લગભગ દરેક ખાતામાં હિન્દીઓ વિરૂદ્ધ રંગભેદનો અંતરાય નાખવામાં આવ્યો છે. દક્ષિણ આફ્રિકા, આસ્ટ્રેલીઆ અને કાનેડામાં જતાં હિન્દના બાળકોને ગુલામ જેવા ગણવામાં આવે છે. તેમની તરફ "થાય તેવા થઇએ" ની નીતિનો ઉપયોગ કરવો જોઇએ.

હાલની પ્રજાની એકજ માગણી એ છે કે વર્તમાન અસંતુષ્ટ સ્થિતિનો રામબાણ ઇલાજ સ્વરાજ્ય છે. પરન્તુ હજી આપણે સ્વરાજ્યને માટે લાયક નથી એવો પોકાર ઉઠાવવામાં આવ્યો છે. એ વિષેના બાંધાઓની રદીઓ આપતાં તેમણે કહ્યું કે, આપણે માત્ર જાહેર નોકરીઓમાં જગ્યાઓજ નથી જોઇતી, આપણે સાચું સ્વરાજ્ય માગીએ છીએ. અરાજકતાનાં મૂળ આર્થિક અને રાજકીય સ્થિતિમાં ઉંડાં નખાયલાં છે. સ્વતંત્રતા, ઔદ્યોગિક પ્રગતિ અને શાંતિ, સંતોષનાં સુખો આપણા દેશમાં રેલાવા દો, અને અરાજકતા અદૃશ્ય થઇ જશે. તેનું જન્મસ્થાન પશ્ચિમમાં છે, પરન્તુ દમન એ સાચો ઇલાજ નથી. પછી આપણી માગણીઓ ટુંકમાં દર્શાવીને ઇંગ્લાંડમાં કોંગ્રેસની બ્રિટિશ કમિટીને ટકાવી રાખવાની જરૂર તેમણે જણાવી, અને અંતમાં કહ્યું: હિન્દનું ભવિષ્ય તમારા હાથમાં છે-તેને સુધારો કે બગાડો: માતૃભૂમિ તરફ પ્રત્યેકનું કર્તવ્ય સ્વદેશપ્રેમ છે. હિન્દી રાષ્ટ્રવાદીઓનો દેશ એજ તેમનો ધર્મ હોવો જોઇએ. ઇર્ષ્યા, નિંદા અને મતભેદની જ્વાલાઓ શાંત થાઓ, એક સંપ રાખો, અને કાર્ય સધાય કે દેહ પડે એવા નિશ્ચયથી ખભેખભા અડાડીને લગોલગ ઉભા રહો: તમારૂં કાર્ય કઠિન છે, તેમ તમારી રીતો સનદશીર હોવી જોઇએ. સ્વતંત્રતા મેળવવાને ધોરી માર્ગ નથી. નિષ્ફળતાઓ આવવીજ જોઇએ, પરન્તુ નિષ્ફળતાઓથી તમારી પીઠ વધારે મજબૂત બનવી જોઇએ. નિરાશ ન થતા; કેમકે નિરાશા એ પરાજયની નિશાની છે.

પછી કોંગ્રેસ ૨૮ મી તારીખ પર મૂલતી રહી.

૨૮ મી તારીખે કોંગ્રેસની બેઠક મળી અને કાર્યની શરૂઆત થતી

હતી તેટલામાં સંયુક્ત પ્રાંતોના લેફ્ટેનન્ટ ગવર્નર સર જેમ્સ મેસ્ટન, લેડી મેસ્ટન વિગેરે મંડપમાં આવી પહોંચ્યાં. તેમને અંતઃકરણપૂર્વક આવકાર આપવામાં આવ્યો. પ્રમુખે નાનકડું ભાષણ કરીને તેમને આવકાર આપ્યો. જેમ્સ મેસ્ટને તેનો યોગ્ય જવાબ આપ્યો. પછી પંડિત બિશન નારાયણ ધાર, જી. સુબ્રમન્ય આયર, દાજી અબાજી ખરે, અને લૉર્ડ કીચનરનાં મૃત્યુ માટે શોક દર્શાવનારા ઠરાવો પ્રમુખસ્થાનેથી રજુ કરવામાં આવ્યા અને પસાર કરવામાં આવ્યા. હિન્દની વફાદારીનો પાંચમો ઠરાવ પણ પ્રમુખ સ્થાનેથી રજુ કરવામાં આવ્યો અને પસાર કરવામાં આવ્યો.

હથીયાર બંધીના કાયદા વિષે ઠરાવ છઠ્ઠો માન. રા. રાધાકિસનદાસે રજુ કર્યો. હિન્દુસ્તાનના બહાદુર વીરનરો અને સીપાઇઓનાં વંશજોને હથીયાર બંધીના કાયદાએ જે પ્રકારે બાયલા બનાવી દીધા છે અને હજી બનાવે છે, તેના જેવો આખી પ્રજાને બાયલી બનાવી દેવાનો બીજો કોઇ દાખલો ઇતિહાસમાં જોવામાં આવતો નથી. તેણે આપણા લડાયક જુસ્સાને કચડી નાખ્યો છે અને હજી કચડે છે. તેને જલદી રદ કરવામાં નહિ આવે તો સ્થિતિ ગંભીર થઇ જશે. સરકારની અવિશ્વાસની નીતિ સામે કોંગ્રેસે ૧૮૮૫ માં, પોતાની બીજી બેઠકમાં અણગમો દર્શાવ્યો હતો. તે સમયે રાજા રામપાલ સીંધે ભવિષ્યવાણી ભાખી હતી કે, આખી સુધરેલી દુનિયાને માથે સંકટ ઝઝુમે છે અને વહેલાં મોડાં પ્રચંડ લડાઇ ફાટી નીકળશે જેમાં ગ્રેટબ્રિટન સંડોવાશે. તે ભવિષ્યવાણી સત્ય નીવડી છે. ડૉ. ટી. એસ. રાજને ઠરાવને અનુમોદન આપ્યું. ડૉ. ડી. આર. રંજિત સિંધે ઉર્દુમાં વિશેષ અનુમોદન આપ્યું. રા. મ્હેતા બહાદુર ચંદે વિશેષ અનુમોદન આપતાં સીખ રાજ્ય હેઠળ હથીયાર રાખવાની છુટ હતી ત્યારે કેવી સ્થિતિ હતી, તેનું વર્ણન આપ્યું. તે વખતે બેંકરો અને શરાફો પર આટલા બધા નિર્દય હુમલા અને ધાડો પડતાં ન હતાં. તે વખતે ધાડપાડુઓ અને ચોરો ધારતા કે જો ધાડ પાડીશું તો આપણી જીંદગી સહીસલામત નથી. તેઓ જાણતા હતા કે તેમનાં હથીયારોની સામે એવાંજ હથીયારો નીકળશે, અને લૂંટ કરવા નીકળતા તે પહેલાં ખૂબ વિચાર કરતા, કેમકે શિર સાટે કોઇ લૂટ ન કરે. પરન્તુ હવે વસ્તુસ્થિતિ બદલાઇ છે. ચોરો અને લૂટા-

રાઓ વિચારે છે કે, ધનવાનો નિરૂપાય છે, સામે થવાનાં તેમની પાસે હથિયારો નથી, અને તેથી ધાડ પાડવી અને કોઇ સામો થાય તેને મારી નાખવો એ છોકરાની રમત છે. તેઓ ઢોરોને લૂટી લે છે અને એકજ ધાડમાં એકજ રાત્રે ધનવાન્ બની પાછા ફરે છે. બાબુ બી. કે. લહિરિએ ઠરાવને વિશેષ અનુમોદન આપ્યું. શ્રીમતી સરોજિની, નાયડુએ હિન્દની સ્ત્રીઓ તરફથી વિશેષ અનુમોદન આપ્યું અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

આ સમયે સર જેમ્સ મેસ્ટન, લેડી મેસ્ટન વિગેરે ચાલ્યાં ગયાં.

સ્વયંસેવકો વિષે અને લશ્કરમાં કમીશનના ઓહ્દા મેળવવા વિષેનો ઠરાવ સાતમો માન. રા. બી. વેંકટપથી રાજુએ રજુ કર્યો, બાબુ બી. સી. ચેટરજીએ અનુમોદન આપ્યું, રા. યુસુફ હુસેનખાન અને માન. રા. આર. બી. દ્વારકાનાથે વિશેષ અનુમોદન આપ્યું અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

વર્તમાનપત્રોના કાયદા વિષે ઠરાવ આઠમો રા. સી. પી. રામસ્વામી ઐયરે રજુ કર્યો, રા. બી. જી. પ્રધાને અનુમોદન આપ્યું, રા. સાધુ ગણપતિ પંતુલુ, રા. દુનિચંદ, મી. બી. જી. હોર્નીમેન અને રા. શેખ ફૈઝઅલીએ વિશેષ અનુમોદન આપ્યું અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

ગીરમીટીયા મજુરી વિષે ઠરાવ નવમો મહાત્મા ગાંધીજીએ રજુ કર્યો, તેમણે ઠરાવનો આશય હિન્દીમાં સમજાવ્યો, માન. રા. એમ. રામચંદ્રરાવે તેને અનુમોદન આપ્યું અને તે પસાર કરવામાં આવ્યો.

સંસ્થાનોમાં હિન્દીઓની સ્થિતિ વિષે ઠરાવ દશમો મી. એચ. એસ. એલ. પોલકે રજુ કર્યો. દક્ષિણ આફ્રિકામાં હિન્દીઓની અસંતોષકારક સ્થિતિનું તેમણે હૃદયભેદક વર્ણન કર્યું: ત્યાં હજી એવા યુરોપીઅનો છે કે તે હિન્દીઓને વ્યાપાર કરવાના હક્કો આપવાની ખુલ્લે ખુલ્લી ના પાડે છે. ટ્રાન્સવાલમાં વ્યાપાર કરવાના નવા હક્કો આપવાની ના પાડવામાં આવે છે. એટલુંજ નહિ પરંતુ હયાત હક્કો નવેસર આપવાની પણ ના પાડવામાં આવે છે. દક્ષિણ આફ્રિકાનો એ વાયરો પોર્ચુગીઝ આફ્રિકામાં પણ વાવા લાગ્યો છે; પૂર્વ આફ્રિકાના હિન્દીઓની સંખ્યા ઘણી મોટી હોવા છતાં ત્યાંના રાજ્યતંત્રમાં તેમનો કશોયે અવાજ નથી. લશ્કરી કાયદો પસાર કરવામાં આવતાં વેંતજ પોતાની ફર્યાદ રજુ કરવાને તેમણે સ્થાપેલી

રાજકીય સંસ્થા કલમના એક ગોદાથી નષ્ટ કરવામાં આવી. મી. એલ. ડબલ્યુ. રીચ ત્યાં હિન્દીઓની સેવા કરતો હતો તેની તપાસ કર્યા વિના દેશપાર કરવામાં આવ્યો. આજે પૂર્વ આફ્રિકાનાં કેદખાનામાં હિન્દી ગૃહસ્થો છે, તેમની પોતાની સામે શો આરોપ મુકવામાં આવ્યો છે તેની ખબર નથી, તેમને પ્રથમ ગોળીબારથી વીંધી નાખવાની સજા કરવામાં આવી હતી, પરન્તુ એક મોટા ન્યાયાધીશના વચ્ચે પડવાથી તે સજા ઘટાડીને જીંદગી સુધી કેદની સજા કરવામાં આવી છે. દક્ષિણ આફ્રિકાની આ અસર ઝાંઝીબારમાં પણ થઇ છે. છતાં રાઉંડ ટેબલવાળા મી. કર્ટીસ એવી દરખાસ્ત કરે છે કે, હિન્દ પર રાજ્યવહીવટ ચલાવવામાં સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનોએ પણ ભાગ લેવો. અંતે મી. પોલકે કહ્યું કે, જ્યાં સુધી મારા ખોળીયામાં પ્રાણ છે ત્યાં સુધી મારાથી બનશે ત્યાં સુધી આ પાપની સામે ઝુંબેશ ચલાવવાને હું મારી સર્વ શક્તિઓ ખર્ચી નાખીશ. મી. પોલકે પોતાનું આ વચન સુંદર રીતે પાળ્યું છે, જેમને માટે સહસ્રશઃ ધન્યવાદ ઘટે છે. રા. છ. એ નેટેસને ઠરાવને અનુમોદન આપ્યું, રા. વી. એન. ટિવરી અને બાબુ એસ. પી. બોઝે વિશેષ અનુમોદન આપ્યું અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

બિહારની રૈયતની ત્યાંના ગોરા લોકો સામેની ફર્યાદો વિષેના ઠરાવ અગીઆરમો બાબુ બ્રજ કિશોર પ્રસાદે રજુ કર્યો. તેમણે રૈયતની કરૂણાજનક કથા કહી. યુરોપીઅન કોઠીવાળાઓના જુલ્મો સામે સ્થાનિક સરકારને અરજીઓ કરવામાં આવી પરન્તુ તેમની દાદ સાંભળવામાં આવી નહિ, પણ ઉલટા તે દંડાયા. તેથી અમે કોંગ્રેસને અરજ કરવા આવ્યા છીએ. બાબુ શ્રીકૃષ્ણ સિંહે ઠરાવને અનુમોદન આપ્યું, પંડિત રાજકુમાર શુકલે વિશેષ અનુમોદન આપ્યું અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

પછી તે દિવસે કોંગ્રેસ મુલતવી રહી.

ત્રીજે દિવસે કોંગ્રેસ પાછી મળી અને સ્વરાજ્યનો ઠરાવ બારમો રજુ કરીને બાબુ સુરેન્દ્રનાથ બેનરજીએ કાર્યની શરૂઆત કરી. હિન્દને સ્વરાજ્ય આપવા વિષે હિન્દની સ્વતંત્રતાના શત્રુઓ જે દલીલો કરી રહ્યા છે તેમને ઉત્તર આપ્યા પછી વક્તાએ

કહ્યું: લૉર્ડ ચેમ્સફર્ડે ઇંડીઅન એસોસીએશનના પ્રતિનિધિ મંડળને કહ્યું હતું કે સુધારા ઝડપથી નહિ થાય. વારૂ, તે ઝડપથી થાય કે ધીમે ધીમે પરન્તુ તે ટુકડે ટુકડે નહિ આપતા, જેથી અવિશ્વાસ અને વહેમ તેની પુઠે રહેલાં છે એમ માલુમ પડે. જે સુધારા આપવામાં આવે તે અંતઃકરણપૂર્વક આપો. હિન્દના વધતા જતા અભિલાષોને પહોંચી વળે એવા તે હોવા જોઇએ. જો આનાથી ઓછા સુધારા હશે તો તેથી નિરાશા થશે, અસંતોષ થશે અને સુધારાનો ઉદ્દેશ નષ્ટ થશે. પ્રજાના વધતા જતા અભિલાષો સંતોષાય અને જે યોજના ઘડવામાં આવી છે તેને સાનુકૂળ સુધારા આપવામાં આવશે એવી હું આશા રાખું છું. રાજ્યતંત્રની કાર્યસાધકતામાં વધારો થાય તેથી આપણે સ્વરાજ્ય માગીએ છીએ. આત્મરક્ષણને માટે આપણે સ્વરાજ્ય માગીએ છીએ. આપણા લોકના નીતિ વિષયક અને આધ્યાત્મિક અભ્યુદયને માટે આપણે સ્વરાજ્ય માગીએ છીએ. આજનો દિવસ આપણા ઇતિહાસમાં સુવર્ણ અક્ષરે લખાઇ રહેશે. આજે હિન્દુઓ અને મુસલમાનો અને રાષ્ટ્રીય પક્ષના સર્વ એકજ વકતાસન પર એકઠા થયા છીએ. ઉદ્દેશ પાર પાડવાને એકજ આપણા હૃદયમાં આપણે નિશ્ચય કરવો જોઇએ અને સ્વદેશી હીલચાલ વિષે જેવી પ્રતિજ્ઞા લીધી હતી તેવી પ્રતિજ્ઞા લેવી જોઇએ કે, જ્યાં સુધી આપણે સ્વરાજ્ય મેળવી શકીએ નહિ ત્યાં સુધી આપણે એ દિશામાં મહેનત કરતા બંધ પડીશું નહિ.

પછી પ્રમુખની આજ્ઞાથી પંડિત હૃદયનાથ કુંઝરૂએ કોંગ્રેસ અને મોસ્લેમ લીગે મંજુર કરેલી રાજકીય સુધારાની યોજના વાંચી સંભળાવી. આ યોજના માટે જુવો પ્રકરણનો છેવટનો ભાગ.

મીસીસ એની બિસંટે ઠરાવને અનુમોદન આપતાં "હોમરૂલ" વિના આપણો છુટકારો વળવાનો નથી એમ કહ્યું, અને "હોમરૂલ" માટેની યોગ્યતા વિષે તેમણે ઉમેર્યું: પ્રજાને સ્વતંત્રતા માટે લાયક બનાવનાર એકજ ચીજ છે, અને તે આ છેઃ તેને માટે અભિલાષ ધરાવનાર હૃદય અને તે મેળવવાનો દૃઢ નિશ્ચય. ઇગ્લાંડ તમને સ્વતંત્રતા આપશે નહિ, કોઇ પણ પ્રજાને કદાપિ સ્વતંત્રતા આપવામાં આવી નથી; પરન્તુ

જ્યારે ઈંગ્લાંડને ખબર પડશે કે તમે ઉત્સુક છો, તમને ખેલ ખેલાવવામાં આવે છે તેથી કંટાળ્યા છો, તમે સ્વતંત્ર થવાનો નિશ્ચય કર્યો છે ત્યારે તમારી સ્વતંત્રતાની સ્થાપના કરતો પાર્લામેન્ટનો કાયદો ઇગ્લાંડ પસાર કરશે.

લોકમાન્ય બાલ ગંગાધર તિલકે વિશેષ અનુમોદન આપતાં કહ્યું: સ્વરાજ્ય અને "હોમરૂલ" એકજ છે. છેલ્લાં ત્રીશ વર્ષોમાં કોંગ્રેસે જે ઠરાવો પસાર કર્યા છે તેનું એ સત્વ છે. જાહેર નોકરીઓ, હથિયાર બંધીનો કાયદો અને બીજા ઘણા ઠરાવો પાછળ હવે આપણે આપણી શક્તિઓ ખર્ચી શકતા નથી. સઘળાનો સમાવેશ આ એકજ ઠરાવમાં થઇ જાય છે. તમારી સઘળી બુદ્ધિ, ધન, ઉત્સાહ, સર્વનો ભોગ સુધારાની આ યોજના પાર પાડવાને માટે તમારે આપવો જોઇએ. હવે આ યોજનાને માટે ઝુંબેશ ચલાવવાને તમારે તત્પર થવું જોઇએ. ટુંકામાં, જો કોંગ્રેસની બેઠકો હવે ભરવામાં ન આવે તો તેનીયે મને દરકાર નથી. હું માનું છું કે, મસલત ચલાવનાર મંડળ તરીકે તેનું કામ પૂરૂં થયું છે. બીજો ભાગ કામ કરવાનો છે, તે તમારી સમક્ષ હવે પછી રજુ કરવામાં આવશે. જે કરવાનું છે તે સ્મરણમાં રાખજો. હવે બોલવાનો સમય વહી ગયો છે. આ તો કામના-અખંડ મજુરીના દિવસ છે, અને હું આશા રાખું છું કે ઇશ્વરની સહાયથી આવતાં બે વર્ષોમાં તે યોજના પાર પાડવાને જરૂરી શક્તિ અને સામગ્રી તમને મળશે, અને ૧૯૧૭ ના અંત સુધીમાં લડાઇ પૂરી થશે એમ હું ધારૂં છું. ત્યારે નહિ તો ત્યાર પછી હિન્દમાં આપણે કોઇક સ્થળે એકઠા મળીશું અને ત્યાં આપણે સ્વરાજ્યનો વાવટો ચઢાવી શકીશું.

માન. રા. મઝરૂલ હકે વિશેષ અનુમોદન આપ્યું. સર દિનશાહ પિટીટે પારસીઓ તરફથી અનુમોદન આપ્યું. 'સ્વરાજ્યની યોજનામાં પારસીઓને ખમવું નહિ પડે, પણ દલીલની ખાતર એમ માની લઇએ તો પણ શું થોડા હજાર પારસીઓને માટે ૩૨ કરોડ લોકોનો જન્મસિદ્ધ હક્ક તેમને ન આપવો જોઇએ ? આપણા કાયદેસર અભિલાષોને વધારેમાં વધારે નુકસાન કરનારા આપણી પર રાજ્ય ચલાવનારા નથી પણ આપણા પોતાનાજ લોકો છે. હું જાણું છું કે, સરકારી મહેલમાં

કાન ભંભેરવા જનારા લોકો છે. ધારાસભામાં અને મ્યુનિસીપલ કોરપોરેશનમાં એવા લોકો છે કે તેઓ ખાન બહાદુર અથવા સી. આઇ. ઇ. નું પુછડું મેળવવાને માટે પોતાના હકકો અને અધિકારો ગુમાવી દે છે. એવા લોકોને આપણામાંથી અલગ કરી દેવા જોઇએ. માન. રાવ બહાદુર આર. એન. મુધોલકરે લંડનમાં કોંગ્રેસ ભરવાની સૂચના કરી, અને લગ્ન સમારંભોમાં અને બીજા આડંબરોમાં આપણે હજારો રૂપીઆ ઉડાવી દઇએ છીએ તેને બદલે તેનો અર્ધો ભાગ આ ઉપયોગી કાર્યને માટે આપવાની જરૂર જણાવી. જેમના હાથમાં રાજકીય સત્તા છે, તેમને તમારે ખાત્રી કરી આપવી જોઇએ કે તમારા માણસો તેમના પાર્લામેંટમાંના માણસો જેટલાજ શકિતવાન્ છે. રા. જી. કે. ખાપરડેએ વિશેષ અનુમોદન આપ્યું. માન. ડૉ. તેજ બહાદુર સપ્રુએ સ્વરાજ્ય માટેની એક યોગ્યતા કેળવણી વિષે બોલતાં કહ્યું કે, પ્રાથમિક કેળવણીમાં હમણાં આપણે જે પ્રગતિ કરી રહ્યા છીએ તે જોતાં મને લાગે છે કે આપણને ચારસો કે પાંચસો વર્ષ પહેલાં રાજકીય શક્તિ નહિ મળે. માન. રાવ બહાદુર બી. એન. શર્માએ અનુમોદન આપ્યું, મી. જોસેફ બૅપ્ટીસ્ટાએ વિશેષ અનુમોદન આપતાં કહ્યું કે, દક્ષિણ આફ્રીકાની લડાઇમાં હિન્દીઓ અંગ્રેજોને પડખે ઉભા રહીને લડયા તેનો બદલો એ આપવામાં આવ્યો છે કે દેશમાંથી તેમનો બહિષ્કાર થયો છે અથવા નિર્જન જગ્યાઓમાં પૂરી રાખવામાં આવે છે, અને તેમની પર એવાં બંધનો નાખવામાં આવ્યાં છે કે તેથી આપણું લોહી ઉકળી જાય છે. આ દેશમાં પણ સર્વત્ર અવિશ્વાસ જોવામાં આવે છે. રા. જહાંગીર બમનજી પીટીટે હજી વિશેષ અનુમોદન આપતાં કહ્યું કે, ઈંગ્લાંડમાં આપણે માટે દૃષ્ટિકોણ બદલાયો છે એવી વાતો કરવામાં આવે છે તે હું માનતો નથી. એ તો મિથ્યા ભ્રમની વાતો છે. અને જો આ દેશના લોકો યત્ન નહિ કરે અને સર્વ સનદશીર પ્રકારે બતાવી નહિ આપે કે તેમણે ઇષ્ટ વસ્તુ પ્રાપ્ત કરવાનો નિશ્ચય કર્યો છે તો મને સંપૂર્ણ ખાત્રી છે કે, લડાઇ પહેલાં જેવો મામલો હતો તેવો ને તેવો લગભગ રહેશે. ઈંગ્લાંડે કાનડા અને ઑસ્ટ્રેલીઆને સ્વરાજ્ય શાથી આપ્યું? ઈંગ્લાંડના ગયા કાલનાજ દુશ્મન દક્ષિણ આફ્રીકાને સ્વરાજ્ય શા માટે આપ્યું? તે સંસ્થાને જે જોઇતું હતું તે ગળ્યું

ન હોત તો તેમણે શું કર્યું હોત ? તેમણે ઇંગ્લાંડને પારાવાર સંતાપ્યું હોત અને તેમના દેશનું રાજ્યતંત્ર લગભગ અશક્ય બનાવી દીધું હોત. તમને જે વચનો આપવામાં આવ્યાં છે તેથી દોરવાઇ ન જતા. તમારે તમારી છાપ પાડવી જોઇએ. તમારે યાદ રાખવું જોઇએ કે અંગ્રેજ પ્રજા ન્યાયપ્રિય હોવા છતાં જક્કી અને ઉદ્ધત નોકરશાહી સમક્ષ બળહીન છે. એ નોકરશાહીની પદ્ધતિજ તમારી પ્રગતિના માર્ગમાં આડી આવે છે, અને બ્રિટિશ પ્રજા અને રાજા પાસેથી તમે ન્યાય મેળવવાની આશા રાખો તે પહેલાં તમારે તે દુશ્મન સાથેજ અંત સુધી લડવું પડશે. મારા અભિપ્રાય પ્રમાણે સંસ્થાનોની માફક તમે પણ આવી દિલસોજી વિહીન નોકરશાહીનું રાજ્યતંત્ર જ્યાં સુધી અશક્ય બનાવી નહિ દો ત્યાં સુધી તમે માગો છો તે મળશે નહિ. ( મહાત્મા ગાંધીજીના અસહકારનો સિદ્ધાંત ઉપલા શબ્દોમાં પ્રકટ થતો નથી ? ) અત્યાર સુધી તમે બ્રિટિશ સિંહ સાથે ગેલ કર્યાં છે; પણ તે તમારી તરફ દૃષ્ટિપાત કરતો નથી. સંસ્થાનોની માફક તમારે તેની પાસે નીડરતાથી જવું જોઇએ, પૂંછડી આમળવી જોઇએ, અને તેને ઉઠાડીને તેની જવાબદારી સમજાવવી જોઇએ. તેમ કરશો એટલે તમે માગો છો તે મળશે અને સ્વરાજ્ય આપવામાં એક પણ દિવસનો વિલંબ કરવામાં નહિ આવે. માન. પંડિત ગોકર્ણનાથ મિશ્ર, બાબુ બિપિન ચંદ્ર પાલ, દિવાન બહાદુર એલ. એ. ગોવિંદરાવ ઐયર, લાલા હર કિસન લાલ, રા. પરમેશ્વર લાલ અને શ્રીમતી સરોજિની નાયડુએ વિશેષ અનુમોદન આપ્યા પછી ઠરાવ સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો.

કોંગ્રેસ અને મોસ્લેમ લીગની સુધારાની યોજના વિષે લોકોમાં પ્રચાર કરવા વિષે ઠરાવ તેરમો રા. સી. પી. રામસ્વામી ઐયરે રજુ કર્યો. રા. જમનાદાસ દ્વારકાદાસ ધરમશીએ તેને અનુમોદન આપ્યું, રા. સી. એસ. રંગા આયરે વિશેષ અનુમોદન આપતાં કહ્યું કે, આપણી ચળવળમાં આપણને ગમે તેટલા છંછેડવામાં આવે તો પણ આપણે અત્યાચાર કરીશું નહિ. કોઇ પણ પ્રકારના જુલ્મ પ્રતિ આપણે જેટલો તિરસ્કાર દર્શાવીએ છીએ તેટલો તિરસ્કાર અત્યાચાર તરફ દર્શાવીએ છીએ. જો આપણી રાજકીય ચળવળમાં અત્યાચાર હોય અથવા થાય તો તે

આપણી પર અત્યાચાર કરનારાઓનોજ છે અથવા થશે. ( કેવા સત્ય શબ્દો ! આ શબ્દો બોલાયા ત્યારે કોણે ધાર્યું હશે કે, પાંચ ૭ વર્ષની મુદ્દતમાંજ એ શબ્દો અક્ષરશઃ સાચા પડશે ? ) ઠરાવ સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો.

લડાઇમાં હિન્દનું લશ્કરીબળ પૂરતા પ્રમાણમાં ઉપયોગમાં લેવામાં ન આવ્યું તે વિષે દિલગીરી દર્શાવનારો ઠરાવ ચૌદમો ના. રા. ચીમનલાલ હરિલાલ સેતલવડે રજુ કર્યો, રા. જી. એ. નટેસને તેને અનુમોદન આપ્યું, અને તે પસાર કરવામાં આવ્યો.

કોંગ્રેસ ચોથા દિવસ પર મૂલતવી રહી.

૩૦ મી ડીસેમ્બરે કોંગ્રેસની બેઠક પાછી મળી. પટના યુનિવર્સિટીનો ખરડો સંકુચિત પ્રકારનો હતો, તેને વધારે ઉદાર બનાવવા વિષે ઠરાવ પંદરમો માન. પ્રિન્સિપાલ આર. પી. પરાંજપેએ રજુ કર્યો, દિવાન બહાદુર એલ. એ. ગોવિંદ રાઘવ ઐયરે અનુમોદન આપ્યું, માન ડૉ. નીલરત્ન સરકારે અને બાબુ એસ. સિંહાએ વિશેષ અનુમોદન આપ્યું અને તે પસાર કરવામાં આવ્યો.

દેશમાં હિન્દ રક્ષક કાયદાનો જે દુરૂપયોગ થઇ રહ્યો હતો અને તે કાયદા હેઠળ જે સજાઓ કરવામાં આવી હતી તેની સામે વિરોધ દર્શાવનારો ઠરાવ સોળમો બાબુ આઇ. બી. સેને રજુ કર્યો. વક્તાએ કહ્યું કે, બંગાળના ગવર્નર લૉર્ડ કાર્માઇકલે આપણને બંગાળમાં કહ્યું છે કે, એ કાયદાનો કડક અમલ થતો નથી, જો તે વાત સાચી હોય તો અસંખ્ય ઘરોની નિષ્ફળ જડતી શા માટે લેવામાં આવે છે ? જો તે વાત સાચી હોય તો અનેક તરૂણોને પકડવામાં આવે છે, તેમને મહિના મહિના સુધી એકાન્ત કેદખાનામાં રાખવામાં આવે છે, ઘણી વાર તેમને લાંબા વખત સુધી ખાવા પીવાનું કાંઇ આપવામાં આવતું નથી, અને પછી તેમને છોડી મુકવામાં આવે છે તે શા માટે ? જો તે વાત સાચી હોય તો યુનિવર્સિટીમાં પરીક્ષા આપવા જતા યુવકોને પકડવાનું શું કારણ ? તેમની પરીક્ષાના ચાર દિવસ પછી તેમને પકડવામાં આવ્યા હોત તો શું જાત ? સરકાર એમ કહે કે આ કાયદાનો ઉપયોગ ન્યાયપુરઃસર થાય છે, તેટલું બસ નથી. પ્રજાને ખાત્રી કરી આપવી જોઇએ કે ન્યાય

આપવામાં આવે છે. રા. કે. એન. ઐયા ઐયરે ઠરાવને અનુમોદન આપ્યું. બાબુ શિરિશચંદ્ર ચેટરજીએ વિશેષ અનુમોદન આપતાં કહ્યું કે, આપણા આગેવાનો બાબુ સુરેન્દ્રનાથ બેનરજી, બાબુ ભુપેન્દ્રનાથ બસુ, અને આ કોંગ્રેસના પ્રમુખ બાબુ અંબિકા ચરણ મઝુમદાર રાજકીય શકદારો ગણાતા હતા. આ કાયદો રાજકીય શકદારોને માટે છે, અને તમને આશ્ચર્ય લાગશે કે જમીનદારો, વકીલો, વિદ્યાર્થીઓ, કૉલેજોના પ્રોફેસરો, કવિરાજાઓ અને એક જીલ્લા મુન્સફ એમને દફનાવવામાં–ઇન્ટર્ન કરવામાં–આવ્યા છે. આ કાયદો કેવી રીતે અમલમાં મુકવામાં આવે છે તે વિષે વકતાએ કહ્યું કેઃ એક સુંદર પ્રભાતે સંગીનો, બંદુકો અને તમંચાવાળા પોલીસો એક ઘરને ઘેરીને ઉભેલા દેખાશે. તેઓ ઘરમાં દાખલ થાય છે અને તેની જડતી લે છે. ગુન્હો સાબીત કરે એવું કાંઇ મળતું નથી. શું મળે છે ? વિવેકાનંદ અને ચૈતન્ય અને મીસીસ બિસંટનાં કેટલાંક પુસ્તકો, ગીતા જેવાં પુસ્તકો, વિવેકાનંદ અને ચૈતન્યની છબીઓ, અને એ ચીજો લઇ જવામાં આવે છે. પોલીસ રીપોર્ટ કરે છેઃ ગુન્હો સાબીત કરનારી ઘણી ચીજો મળી આવી છે. તેઓ કહે છે, 'ગીતા શા માટે વાંચો છો ? ચૈતન્ય અને વિવેકાનંદ રાષ્ટ્રવાદીઓ છે, માટે તેમની છબીઓ રાખવી નહિ.' પછી છોકરાને લઇ જવામાં આવે છે. ક્યાં. તે આપણે જાણતા નથી. પકડનારો અમલદાર પણ કહી શકતો નથી કે, ક્યાં ? તમને જાણીને અજાયબી થશે કે, લેખી આરોપ મુકવામાં આવતો નથી. પોતાની સામે શેનો આરોપ છે, તે પણ છોકરાને વાંચવા દેવામાં આવતો નથી. રા. નાનકચંદે વિશેષ અનુમોદન આપ્યું અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

કેળવણીમાં સુધારા વધારા કરવા વિષે ઠરાવ સત્તરમો મી. જી. એસ. એરૂન્ડેલે રજુ કર્યો, માન. રા. એ. એસ. કૃષ્ણરાવે અનુમોદન આપ્યું, રા. કે. હનુમંતરાવ, રા. સુંદર લાલ અને રા. એ. કે. બોઝે વિશેષ અનુમોદન આપ્યું અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

પ્રમુખ સ્થાનેથી નીચેના ઠરાવો રજુ કરવામાં અને પસાર કરવામાં આવ્યાઃ—

: શાહી પરિષદમાં હિન્દના પ્રતિનિધિઓ વિષે ઠરાવ અઢારમો; સંયુક્ત પ્રાંતો ગવર્નરના અમલ હેઠળ મુકવાનો ઠરાવ, ઓગણીસમો; પંજાબ અને બીજા પ્રાંતો માટે હાઇકોર્ટો સ્થાપવાનો ઠરાવ વીસમો; સ્વદેશી હીલચાલ વિષે ઠરાવ એકવીસમો; ઇંગ્લાંડ પ્રતિનિધિ મંડળ મોકલવા વિષે ઠરાવ બાવીસમો; હિન્દીઓની તપાસ વેળા જ્યુરીમાં હિન્દીઓની સંખ્યા અર્ધોઅર્ધ રાખવા વિષે ઠરાવ ત્રેવીસમો; ગ્રેટબ્રિટનમાં હિન્દી વિદ્યાર્થીની સ્થિતિ વિષે ઠરાવ ચોવીસમો; બ્રિટિશ કોંગ્રેસ કમિટી વિષે ઠરાવ પચીસમો; જનરલ સેક્રેટરીઓની નીમણુંકનો ઠરાવ છવ્વીસમો; બ્રિટિશ કોંગ્રેસ કમિટીને નાણાં કેટલાં આપવાં તે વિષે ઠરાવ સત્તાવીસમો.

પછી માન. બાબુ ભુપેન્દ્રનાથ બસુએ સ્વાગત સભાનો ઉપકાર માન્યો. માન. પંડિત મદન મોહન માલવીયે પ્રમુખનો ઉપકાર માનવાનો ઠરાવ રજુ કર્યો, માન. મીરઝા શામીઉલ્લા બેગે અનુમોદન આપ્યું અને તે પસાર કરવામાં આવ્યો.

પ્રમુખે વળતો ઉપકાર માન્યો, અને કોંગ્રેસ સમાપ્ત થઇ.

---

## ઠરાવો.

### કોંગ્રેસનો શોક.

૧. નિઃસ્વાર્થ અને ઉદારચિત્ત સ્વદેશાભિમાન અને દુર્લભ બુદ્ધિવિષયક પ્રાપ્તિઓથી પોતાના દેશબંધુઓનાં પ્રશંસા અને વિશ્વાસ મેળવનાર પંડિત બિશન નારાયણ ધારના અકાળ મૃત્યુથી હિન્દને ગયલી ભારે ખોટથી થયલા ઉંડા શોકની ભાવનાની આ કોંગ્રેસ નોંધ લે છે.

૨. રા. જી. સુબ્રમન્ય આયરના મૃત્યુને માટે આ કોંગ્રેસ પોતાનો ઉંડો શોક દર્શાવે છે, તેમનાં નીડર સ્વતંત્રતા, ઉત્સાહપૂર્ણ સ્વદેશાભિમાન, અને અને સાર્વજનિક પ્રશ્નોના, ખાસ કરીને આર્થિક પ્રશ્નોના ઉંડા જ્ઞાનને લીધે તેમના દેશબંધુઓ કૃતજ્ઞતાપૂર્વક તેમનું સ્મરણ કરશે.

૩. કોંગ્રેસ હીલચાલના એક ચુસ્ત અનુયાયી અને સંયુક્ત જનરલ સેક્રેટરી તરીકે કીમતી સેવા કરનાર રા. દાજી અબાજી ખરેના મૃત્યુને માટે આ કોંગ્રેસ પોતાનો ઉંડો શોક દર્શાવે છે.

૪. ચાલુ લડાઇમાં મહારાજ્યની અમૂલ્ય સેવા કરનાર મહાન્ સીપાઈ-

લોર્ડ કીચનરના અકાળ અને શોકજનક મૃત્યુથી મહારાજ્યને જે મોટી ખોટ ગઇ છે તેને માટે આ કોંગ્રેસ પોતાનો ઉંડો શોક દર્શાવે છે.

### હિંદની વફાદારી.

૫. હિન્દની પ્રજાની વતી તેમની ઉંડી વફાદારી, બ્રિટિશ સંબંધ પ્રતિ તેમની અડગ મૈત્રી, અને સામ્રાજ્યને પડખે ઉભા રહેવાનો તેમનો દૃઢ નિશ્ચય આ કોંગ્રેસ ના. શહેનશાહને માનપૂર્વક દર્શાવે છે. આ કોંગ્રેસ પ્રાર્થના કરે છે કે મિત્ર રાજ્યોનો જય થાઓ.

### હથીયારબંધીનો કાયદો.

૬. આ કોંગ્રેસનો અભિપ્રાય છે કે, હિન્દી હથીયારબંધીનો કાયદો રદ કરવો જોઇએ, અને ઇંગ્લાંડમાં જે શરતોએ હથીયારો રાખવા દેવામાં અને વાપરવા દેવામાં આવે છે તેવી શરતોએ હિન્દીઓને હથીયારો રાખવા દેવાનો અને વાપરવા દેવાનો અધિકાર મળવો જોઇએ, અને અમુક પ્રદેશમાં અથવા અમુક જાતોને માટે વખતોવખત યોગ્ય લાગે તેવાં બંધનો નાખવાની સત્તા સ્થાનિક સરકારોના હાથમાં રહેવા દેવી જોઇએ.

## લશ્કર વિષયક.

### લશ્કરમાં સ્વયંસેવકો અને કમીશનના હોદ્દા.

૭. (ક) અવિશ્વાસ પર રચાયલી હિન્દી સરકારની લશ્કર વિષયક રાજ્યનીતિ અને આખા દેશના લડાયક જુસ્સા પર થતી ખરાબ અસર જોતાં અને સંકટના સમયમાં પોતાનાં ઘરબારનો બચાવ કરવાની તાલીમ લેવા દેવાના હિન્દીઓના કુદરતી હકો અને મહારાજ્યની લડાયક સેવા બજાવવાની તેમની તીવ્ર આકાંક્ષા ધ્યાનમાં લેતાં આ કોંગ્રેસનો અભિપ્રાય છે કે ન્યાય અને મુત્સદ્દીપણાની ખાતર હિન્દીઓને સ્વયંસેવકો તરીકે દાખલ થવા દેવા જોઇએ.

(ખ) ન્યાય અને નીતિકુશળતાની ખાતર અને યુરોપ, આફ્રિકા અને એશિયાની રણભૂમિઓ પર હિન્દીઓએ બતાવેલી લડાયક શક્તિ જોતાં આ કોંગ્રેસ સરકારને ગંભીર વિનતિ કરે છે કે, લશ્કરમાં કમીશનના હોદ્દા હિન્દીઓને માટે ખુલ્લા મુકવા અને લશ્કરના અમલદારો તરીકે હિન્દીઓને તાલીમ આપવાને હિન્દમાં પૂરતી સગવડો આપવી.

### હિન્દનું લશ્કરી બળ.

૧૪. (ક) વડા પ્રધાને હિન્દના રાજાઓ અને પ્રજાજોગ સંદેશામાં દર્શાવેલી ભાવનાઓની આ કોંગ્રેસ સાભાર કદર કરે છે, અને યુદ્ધમાં વિજય મેળવવાના બ્રિટિશ પ્રજાના નિશ્ચયમાં સંપૂર્ણ ભાગ લે છે.

(ખ) આ કોંગ્રેસ શોક દર્શાવે છે કે, હિન્દનાં લશ્કરી બળનો વધારે બહોળો ઉપયોગ કરવામાં આવ્યો નથી, અને આગ્રહ કરે છે કે તેને માટે હિન્દી કમીશન્ડ અમલદારો હેઠળ બીન–લશ્કરી રૈયતમાંથી હિન્દમાં તત્કાળ એક લશ્કર ઉભું કરવું.

(ગ) ઉચિત સાધનદ્વારા તાર મારફતે ઉપલો ઠરાવ વડા પ્રધાનને પહોંચાડવાની સત્તા પ્રમુખને આપવામાં આવે છે.

### વર્તમાનપત્રોનો કાયદો.

૮. આ કોંગ્રેસ પોતાની દૃઢ પ્રતીતિની નોંધ લે છે કે, ૧૯૧૦ નો વર્તમાનપત્રોનો કાયદો હિન્દી છાપાંની સ્વતંત્રતાને ભયરૂપ નીવડયો છે અને સારા રાજ્યતંત્રને માટે અત્યંત આવશ્યક જાહેર મતને વ્યાજબી રીતે પ્રકટ થવામાં તેણે વિઘ્ન નાખ્યું છે, અને તે કાયદાની રૂએ કારોબારી સરકારને વિશાળ અને નિરંકુશ સત્તાઓ આપવામાં આવી છે તે જોતાં તેને રદ કરવાનો આ કોંગ્રેસ સરકારને મજબૂત આગ્રહ કરે છે.

### ગીરમીટીયા મજુરી.

૯. (ક) આવતા વર્ષમાં ગીરમીટીયા મજુરોની ભરતી અટકાવીને ગીરમીટ હેઠળ પરદેશ જતા મજુરોની પદ્ધતિ બંધ કરવાનો આ કોંગ્રેસ મજબૂત આગ્રહ કરે છે.

(ખ) આ કોંગ્રેસનો અભિપ્રાય છે કે, આ પ્રશ્નનો વિચાર કરવાને લંડનમાં ખાતાંખાતાંની પરિષદ્ ભરવાની છે તેમાં ભાગ લેવાને હિન્દી સરકારે હિન્દી જાહેર મત રજુ કરતાં મંડળો સાથે મસલત ચલાવીને એક હિન્દી પ્રતિનિધિ નીમવો એ અત્યંત ઇષ્ટ છે.

(ગ) આ કોંગ્રેસ ગંભીર વિનંતી કરે છે કે, મી. મેરલોરી બેન્કસ અને માન. મી. થાભ્બી મારાકયર ખાતાંખાતાંની કમિટીના રીપોર્ટો સંબંધી છેવટનું પગલું ભરવામાં આવે તે પહેલાં પ્રજાની જાણ અને ચર્ચાને માટે તે પ્રકટ થવા જોઇએ.

### સંસ્થાનોમાં હિન્દીઓ.

૧૦ મહારાજ્યનાં સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનોમાં બ્રિટિશ હિન્દીઓ તરફ ચલાવવામાં આવતા વર્તન અને દરજ્જા વિષે કોંગ્રેસની આગલી બેઠકોમાં પસાર થયલા ઠરાવો મંજુર રાખીને, તે સંસ્થાનોમાં હિન્દીઓ તરફના ચાલુ ગેરવર્તનથી નિરાદન વધતી જતી અસંતોષની લાગણીની આ કોંગ્રેસ એકવાર ફરીથી નોંધ લે છે અને અંતઃકરણપૂર્વક આશા દર્શાવે છે કે, ચાલુ જગદ્-

વ્યાપક યુદ્ધને લીધે મહારાજ્યના જૂદા જૂદા ભાગોમાં એકીકરણની વધતી જતી ભાવનાને પરિણામે મહારાજ્યના મુત્સદ્દીઓ અને પ્રજા તે ભાગોમાં વસતા હિન્દીઓના હકોનો વધારે ઉદાર અને શાણો ખ્યાલ ધરાવશે.

### બિહારની રૈયત.

૧૧. ઉત્તર બિહારમાં હિન્દી રૈયત અને યુરોપીઅન કોઠીવાળા વચ્ચે થયેલા વસવસાનાં અને ખેડુતોનાં સંકટોનાં કારણોની તપાસ કરવાને અને તેના ઉપાયો સુચવવાને અમલદારો અને બીન-અમલદારોની મિશ્ર કમિટી નીમવાની ઇચ્છનીયતા આ કોંગ્રેસ સરકારને માન અને આગ્રહપૂર્વક દર્શાવે છે.

### હિન્દ માટે સ્વરાજ્ય.

૧૨. (ક) હિન્દની મોટી કોમોને પ્રાચીન સંસ્કૃતિઓ વારસામાં મળી છે, અને રાજ્યતંત્ર ચલાવવાની તેમણે મહાન્ શક્તિ દર્શાવી છે તે ધ્યાનમાં લેતાં અને બ્રિટિશ રાજ્યના એક સૈકામાં કેળવણી અને જાહેર જુસ્સામાં તેમણે કરેલી પ્રગતિ ધ્યાનમાં લેતાં અને વળી વર્તમાન રાજ્યપદ્ધતિથી પ્રજાના વ્યાજબી અભિલાષો સંતોષાતા નથી અને તે વર્તમાન પરિસ્થિતિ અને આવશ્યક્તાઓને માટે અનુકૂળ નથી તે ધ્યાનમાં લેતાં આ કોંગ્રેસનો અભિપ્રાય છે કે, એવો સમય આવી પહોંચ્યો છે કે નામદાર શહેનશાહે એવું જાહેરનામું બહાર પાડવું જોઇએ કે, બ્રિટિશ રાજ્યનીતિનાં નેમ અને ઇરાદો હિન્દને જલ્દી સ્વરાજ્ય આપવાનાં છે.

(ખ) અખિલ-હિન્દની મોસ્લેમ લીગે નીમેલી સુધારા કમિટી સાથે મસલત કરીને અખિલ-હિન્દની કોંગ્રેસ કમિટીએ તૈયાર કરેલી યોજનામાં સમાયેલા સુધારા આપીને સ્વરાજ્યની દિશામાં ચોક્કસ પગલું ભરવું જોઇએ એવી આ કોંગ્રેસ માગણી કરે છે.

(ગ) મહારાજ્યની પુનઃરચના થાય ત્યારે હિન્દની આશ્રિતની સ્થિતિ ટાળીને મહારાજ્યના સમાન ભાગીદાર તરીકે તેને સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનોના દરજ્જા પર મુકવું જોઇએ.

### પ્રચારનું કાર્ય.

૧૩. કોંગ્રેસ કમિટિઓ, હોમરૂલ લીગો અને મહારાજ્યની અંદર સ્વરાજ્ય મેળવવાનો જે મંડળોનો ઉદ્દેશ હોય તે મંડળોને આ કોંગ્રેસ આગ્રહ કરે છે કે, હિન્દી રાષ્ટ્રીય કોંગ્રેસ અને મોસ્લેમ લીગે રજુ કરેલા સુધારાની તરફેણમાં કાયદેસર અને સતતશીર રીતોએ આખા વર્ષમાં (પ્રજાને) કેળવવાનું પ્રચારનું કાર્ય કરવું.

### પટના યુનિવર્સિટી ખરડો.

૧૫. પટના યુનિવર્સિટીના ખરડાની અત્યંત સંકોચવૃત્તિ તરફ આ કોંગ્રેસ પોતાનો મજબુત વાંધો રજુ કરે છે, અને દઢ આગ્રહ કરે છે કે તે સંપૂર્ણ ઉદાર અને પ્રગતિમાન્ બને એવા સુધારા તેમાં કરવા જોઇએ.

### હિન્દ રક્ષક કાયદો અને તેનાં ભક્ષણો.

૧૬ (ક) હિન્દ રક્ષક કાયદાનો અને ૧૮૧૮ ના ત્રીજા બંગાલ રેગ્યુલેશનનો વિશાળ ઉપયોગ કરવામાં આવે છે તે તરફ આ કોંગ્રેસ ભય દર્શાવે છે અને આગ્રહ કરે છે કે, હિન્દ રક્ષક કાયદો ( જે સંકટ સમય પૂરતો કાયદો છે ) લાગુ પાડવામાં ગ્રેટબ્રિટનમાં રાજ્યરક્ષક કાયદાનો જે સિદ્ધાંત છે તે પળાવો જોઇએ અને તે કાયદાની રૂએ કામ ચલાવવું હોય ત્યારે અમલ કરવાની રીત પણ રાજ્યરક્ષક કાયદાના જેવીજ હોવી જોઇએ;] જે આરોપોસર ધરપકડ કરવામાં આવી હોય અથવા ઇન્ટર્ન કરવાનો હુકમ કાઢવાનો ઇરાદો રખાયો હોય તે આરોપોનો લેખી મુસદ્દો પકડાયલા માણસને આપવો જોઇએ; જો પકડાયલાની ઇચ્છા હોય તો તેના ખુલાસાની લેખી હકીકત લેવી જોઇએ, પરન્તુ તેવી હકીકત ગુન્હાની કબુલાત રૂપે હોય તો ફોજદારી કામ ચલાવવાના કાયદાની રૂએ આરોપીઓને જે રક્ષણ આપવામાં આવે છે તેવા રક્ષણ વિના તે હકીકત લેવી નહિ; ધરપકડ પછી ઇન્ટર્નમેન્ટનો હુકમ કાઢતા પહેલાં તે મુકદમાનાં સઘળાં કાગળીયાં અને હકીકતો વિચાર કરવાને માટે એક કમિટી સમક્ષ રજુ કરવાં, તે કમિટી હાઇકોર્ટના એક વકીલ–ન્યાયાધીશ, બીન–અમલદારી વકીલાત કરતા એક વકીલ અને ઇન્ડીઅન સીવીલ સર્વીસના એક ન્યાયાધીશની બનશે; અને હિન્દ રક્ષક કાયદાની રૂએ પકડવામાં આવેલા માણસોને કાયદાની મદદ આપવાને યોગ્ય સગવડો કરી આપવી જોઇએ.

(ખ) ૧૮૧૮ ના ત્રીજા બંગાલ રેગ્યુલેશન અને બીજાં પ્રાંતોમાં એવા રેગ્યુલેશનોના સંબંધમાં બની શકે ત્યાં સુધી એકસરખી કામ ચલાવવાની રીત રાખવી જોઇએ.

(ગ) મુંબાઇ અને મધ્ય પ્રાંતો અને વરાડમાં મીસીસ બિસંટને દાખલ નહિ થવા દેવાના તે તે પ્રાંતોની સરકારોએ કાઢેલા અન્યાયી હુકમો સામે આ કોંગ્રેસ મજબૂત વિરોધ દર્શાવે છે અને તે હુકમો રદ કરવાની તે તે સરકારોને ભલામણ કરીને જાહેર લાગણીની ઉશ્કેરણી ઓછી કરવાનો હિન્દી સરકારને ગંભીરતાપૂર્વક આગ્રહ કરે છે.

### કેળવણી વિષયક.

૧૭. ( ક ) આ કોંગ્રેસ પોતાની દઢ પ્રતીતિની નોંધ કરે છે કે, હિન્દમાં

ઉચ્ચ કેળવણીના વિકાસને પોષવાને માટે આવશ્યક છે કે, (૧) વહીવટ અને કેળવણી વિષયક સર્વીસમાં મુખ્યત્વે યોગ્ય હિન્દીઓનેજ દાખલ કરવા અને હિન્દી અને પ્રાંતિક સર્વીસના વર્તમાન ભેદો કાઢી નાખવા, અને (૨) હયાત અથવા હવે પછી સ્થપાવાની યુનિવર્સિટીઓની સેનેટોના સભ્યોની મોટી સંખ્યાની ચુંટણી યુનિવર્સિટીઓના ગ્રેજ્યુએટો અને તેમની સાથે જોડાયલી સંસ્થાઓના પ્રોફેસરો અને શિક્ષકોને હાથે થવી જોઇએ અને એવી સેનેટોનો પોતાની કારોબારી અને કેળવણી વિષયક નિતિ પર સંપૂર્ણ અંકુશ હોવો જોઇએ.

(ખ) આ કોંગ્રેસનો મજબૂત અભિપ્રાય છે કે, માધ્યમિક અને ઉચ્ચ કેળવણીને માટે હાલ આપવામાં આવે છે તેના કરતાં વધારે રકમ સરકારે આપવી જોઇએ, અને એક વર્ગમાં વધારેમાં વધારે કેટલા વિદ્યાર્થીઓ દાખલ કરવા તે વિષે, ફી અને ગ્રાન્ટ-ઇન્-એઇડ નિષેના નિયમોમાં ફેરફાર કરવો જોઇએ અને ગ્રાન્ટ-ઇન્-એઇડના સંબંધમાં યુરોપીયન અને હિન્દી વિદ્યાર્થીઓ વચ્ચેના હાલના તફાવતો કાઢી નાખવા જોઇએ અને કોમ, જ્ઞાતિ કે ધર્મના ભેદ ન ગણતાં સર્વે લાયક વિદ્યાર્થીઓને ઉચ્ચતર કેળવણીના લાભ મળે એવી સગવડો કરી આપવી જોઇએ.

(ગ) જનસમૂહોને કેળવવાના સર્વોપરી મહત્વને ધ્યાનમાં લેતાં અને બીજા દેશોનો અનુભવ બતાવે છે કે વિસ્તૃત ઔદ્યોગિક કેળવણી અને સામાન્ય પ્રગતિને માટે પ્રાથમિક કેળવણીનો ફેલાવો આવશ્યક છે તે ધ્યાનમાં લેતાં પ્રાથમિક કેળવણી મફત અને ફરજ્યાત બનાવવાની જરૂરીઆત તરફ આ કોંગ્રેસ હિન્દી સરકારનું ધ્યાન ખેંચે છે.

(ઘ) બીજા દેશોનો અનુભવ જોતાં પૂરતી સંખ્યામાં ઔદ્યોગિક, ખેતીવાડી વિષયક અને વ્યાપારી શાળાઓ અને એવી જાતની ચઢતી સંસ્થાઓ સ્થાપવાની તાકીદની આવશ્યકતા તરફ આ કોંગ્રેસ સરકારનું આગ્રહપૂર્વક ધ્યાન ખેંચે છે, તેથી ઉદ્યોગ અને વ્યાપારમાં ભાગ લેવાનો અવકાશ મળશે, અને સામાન્ય શાળાઓ અને કૉલેજોમાં મોટી સંખ્યાનું દબાણ થાય છે તે પણ ઓછું થશે.

(ચ) વળી આ કોંગ્રેસનો અભિપ્રાય છે કે, જરૂરી લાગે તો અને કેળવણીની પદ્ધતિપર અસરકારક રાષ્ટ્રીય અંકુશ મેળવવામાં ન આવે ત્યાં સુધી શાળાઓ અને કૉલેજો સ્થાપવાને અને તેમને વિસ્તૃત બનાવવાને માટે અને દેશની જરૂરીઆતોને અનુકૂળ સામાન્ય, પારિભાષિક અને વ્યાપારી શિક્ષણ આપવાને સરકારી અંકુશથી મુક્ત હોય એવી સંસ્થાઓ સ્થપાવી જોઇએ.

(છ) આ કોંગ્રેસનો અભિપ્રાય છે કે, કોઇ પણ શાળા અથવા કૉલેજને

જાહેર નાણાંની મદદ મળતી હોય તેમાં માબાપોની પ્રથમ સંમતિ લીધા વિના ફરજ્યાત ધાર્મિક શિક્ષણ આપવું. એ સરકારે સ્વીકારેલી ધાર્મિક તટસ્થતાની નીતિથી વિરૂદ્ધ છે અને કોઇપણ શાળા કે કૉલેજના અધિકારીઓને તેમના વિદ્યાર્થીઓની ધાર્મિક માન્યતાની આડે આવતા અટકાવવાને કેળવણીના કાયદામાં અંતઃકરણની કલમ જલદી દાખલ કરવાનો આગ્રહ કરે છે.

૨૪. ગ્રેટબ્રિટન અને હિન્દમાં હિન્દી વિદ્યાર્થીઓનું ખાતું છે તે ગ્રેટબ્રિટનમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓને હંમેશ સંતાપનારૂં છે, અને હિન્દી વેરો ભરનારને નકામા બોજ રૂપ છે. તેની હયાતી તરફ આ કોંગ્રેસ સંપૂર્ણ નાપસંદગી બતાવે છે.

### હિન્દ અને શાહી પરિષદ્.

૧૮. લડાઇના પ્રશ્નો પર વિચાર ચલાવવાને અને જોશથી લડાઇ ચાલુ રાખવાને વૉર કેબીનેટની ખાસ અને અખંડ બેઠકોમાં આગામી ખાસ પરિષદ્‌માં પોતાને મદદ કરવાને હિન્દમાંથી બે ખાસ ચુંટાયલા પ્રતિનિધિઓને માટે હિન્દી પ્રધાને આમંત્રણ મોકલ્યું છે, તે સંબંધમાં આ કોંગ્રેસ આગ્રહ કરે છે કે, વડી અને જૂદી જૂદી પ્રાંતિક ધારાસભાઓના ચુંટાયલા સભ્યો તરફથી ચુંટવામાં આવેલા કમમાં કમ બે હિન્દી પ્રતિનિધિઓને હિન્દનું સીધું પ્રતિનિધિત્વ મળવું જોઇએ, અને ફક્ત હિન્દી પ્રધાનને મદદ કરવાને માટે નહિ.

### સંયુક્ત પ્રાંતો માટે ગવર્નર.

૧૯. (ક) સંયુક્ત પ્રાંતોમાં કારોબારી સભાની સ્થાપના માટે હિન્દી-પ્રધાનને નવેસર ભલામણ કરવા માટે હિન્દી સરકારનો આભાર માનતાં આ કોંગ્રેસ અભિપ્રાય દર્શાવે છે કે, ઇંગ્લાંડના જાહેર પુરૂષોમાંથી પસંદ કરવામાં આવેલો ગવર્નર તેનો પ્રમુખ હોવો જોઇએ અને તે સભાના અર્ધા સભ્યો હિન્દી હોવા જોઇએ.

(ખ) આ કોંગ્રેસ આશા રાખે છે કે, સંયુક્ત પ્રાંતોના હાલના લેફટેનન્ટ-ગવર્નરના હોદ્દાની મુદ્દત પૂરી થાય તેથી વધારે વખત આ સુધારાને માટે વિલંબ કરવામાં નહિ આવે.

### કાયદા વિષયક.

૨૦ લડાઇ પછી પંજાબમાં હાઇકોર્ટ સ્થાપવાના હિન્દી સરકારના નિર્ણયને માટે ઉપકાર માનતાં આ કોંગ્રેસ પોતાનો ઠરાવ મંજુર રાખે છે કે, બ્રહ્મદેશની ચીફ કોર્ટને અને અયોધ્યા તથા મધ્ય પ્રાંતોની જ્યુડીશ્યલ કમીશનરની

કોર્ટોને ચાર્ટર્ડ હાઇકોર્ટોનાં દરજ્જો અને સત્તાઓ આપવી ઇષ્ટ છે અને પ્રાર્થના કરે છે કે, આ તાકીદનો સુધારો દાખલ કરવા હિન્દી પ્રધાને જલ્દી પગલાં ભરવાં.

૨૩. જ્યુરી સમક્ષની સર્વ તપાસોમાં હિંદીઓને એવો હક્ક મળવો જોઇએ કે કમમાં કમ અર્ધા જ્યુરરો હિન્દી હોવા જોઇએ.

### સ્વદેશી હિલચાલ.

૨૧. આ કોંગ્રેસ સ્વદેશી હિલચાલને સંપૂર્ણ અંતઃકરણપૂર્વક અનુમોદન આપે છે અને સ્વદેશી ઉદ્યોગોના વિકાસને ઉત્તેજન આપવાને માટે ગંભીર અને સતત પ્રયાસો કરીને અને ભોગ આપીને પણ આયાત થયલી ચીજોને બદલે જ્યાં જ્યાં વ્યાવહારિક લાગે ત્યાં ત્યાં હિન્દી પદાર્થો પસંદ કરીને તેની ફત્તેહને માટે પરિશ્રમ કરવાની હિન્દી પ્રજાને આજ્ઞા કરે છે.

### ઇંગ્લાંડ મોકલવાનું પ્રતિનિધિ મંડળ.

૨૨. અખિલ-હિન્દની કોંગ્રેસ કમિટીને સત્તા આપવામાં આવે છે કે, બારમા ઠરાવમાં દર્શાવેલા સુધારા તરફ સરકારનું ધ્યાન ખેંચવાને બની શકે ત્યાં સુધી જૂદા જૂદા પ્રાંતોના પ્રતિનિધિઓનું એક મંડળ લડાઇ પૂરી થયા પછી તરત ઇગ્લાંડ મોકલવાની વ્યવસ્થા કરવી, અને જરૂરી લાગે તો ઇગ્લાંડમાં કોંગ્રેસની ખાસ બેઠક ભરવાની વ્યવસ્થા કરવી.

### સામાન્ય.

૨૫. સર વિલિયમ વેડરબર્ન અને બ્રિટિશ કમિટીના અન્ય સભ્યોની સેવાઓની ઉચ્ચ કદરની આ કોંગ્રેસ નોંધ લે છે અને ઠરાવ કરે છે કે બ્રિટિશ કમિટીની સંસ્થા અને "ઇંડીઆ"ને નિભાવી રાખવાં જોઇએ.

૨૬. રા. એન. સુબ્બારાવને અને નવાબ સૈયદ મહમ્મદને ૧૯૧૭ ના વર્ષને માટે સંયુક્ત જનરલ સેક્રેટરીઓ તરીકે ફરીથી ચુંટી કાઢવામાં આવે છે.

૨૭. આ વર્ષની બેઠકના ખાસ સંયોગો જોતાં, આ કોંગ્રેસ અખિલ-હિન્દની કોંગ્રેસ કમિટીને ભલામણ કરે છે કે. બ્રિટિશ કોંગ્રેસ કમિટીને પ્રતિનિધિઓના લવાજમમાંથી આપવાનાં નાણાં વિષે કોંગ્રેસના બંધારણની કલમ ૨૮ માં છુટછાટ મુકવી કે નહિ અને મુકવી તો કેટલી મુકવી તેનો વિચાર કરવો.

## કોંગ્રેસ-લીગની સુધારાની યોજના.

### ૧. પ્રાંતિક ધારાસભાઓ.

૧. પ્રાંતિક ધારાસભાઓમાં ⅘ સભ્યો ચુંટાયલા અને ⅕ સભ્યો નીમાયલા રહેશે.

૨. મોટા પ્રાંતોમાં તેમની સંખ્યા ઓછામાં ઓછી ૧૨૫ અને નાના પ્રાંતોમાં ૫૦ થી ૭૫ જેટલી રહેશે.

૩. ધારાસભાઓના સભ્યો બની શકે તેટલા વિશાળ મતાધિકારથી લોકો તરફથી સીધા ચુંટાવા જોઇએ.

૪. મહત્ત્વની નાની કોમોના ચુંટણીથી થતા પ્રતિનિધિત્વ માટે પૂરતી સગવડ કરવી જોઇએ, અને પ્રાંતિક ધારાસભાઓમાં ખાસ ચુંટણીનાં મંડળો દ્વારા નીચેના પ્રમાણમાં મહોમેદનોને પ્રતિનિધિત્વ મળવું જોઇએ.

| | | |
|---|---|---|
| પંજાબ: | અર્ધી ચુંટાયલા હિન્દી સભ્યો. | |
| સંયુક્ત પ્રાંતોઃ | ૩૦ ટકા | ,, ,, |
| બંગાળ: | ૪૦ ટકા | ,, ,, |
| બિહારઃ | ૨૫ ટકા | ,, ,, |
| મધ્યપ્રાંતોઃ | ૧૫ ટકા | ,, ,, |
| મદ્રાસઃ | ૧૫ ટકા | ,, ,, |
| મુંબાઇઃ | ⅓ | ,, ,, |

ખાસ હિતો રજુ કરતાં ચુંટણીનાં મંડળો વિના વડી અથવા પ્રાંતિક ધારાસભાઓની બીજી કોઇ પણ ચુંટણીઓમાં મહોમેદનો ભાગ લેશે નહિ.

અમુક ધારાસભામાં એક કે બીજી કામને લાગુ પડતા કોઇ પણ ખરડા વિષે, અથવા તેની કોઇ કલમ વિષે અથવા બીન-અધિકારી સભ્ય તરફથી રજુ કરવામાં આવેલા ઠરાવ વિષે તે કોમના સભ્યોને નિર્ણય કરવાનો હોય તો તે ધારાસભાના ( વડી કે પ્રાંતિક ) તે કોમના ¾ સભ્યો તે ખરડાની, અથવા તેની કલમની અથવા ઠરાવની સામે વિરોધ દર્શાવે તો તેમાં આગળ વધવું નહિ.

૫. પ્રાંતિક સરકારનો વડો ધારાસભાનો પ્રમુખ બનવો જોઇએ નહિ, પરન્તુ ધારાસભાને પોતાનો પ્રમુખ ચુંટી કાઢવાનો હક્ક મળવો જોઇએ.

૬. વધારાના પ્રશ્નો પૂછવાનો હક્ક મૂળ પ્રશ્ન પૂછનારનેજ હોવો ન જોઇએ, પરન્તુ બીજા કોઇપણ સભ્યને તે હક્ક હોવો જોઇએ,

૭. (ક) કસ્ટમ્સ, ટપાલ, તાર, ખાણો, મીઠું, અફીણ, આગગાડીઓ, ખુસ્કી અને દરિયાઇ લશ્કર અને દેશી રાજ્યોની ખંડણી વિના મહેસુલનાં બીજાં સર્વ સાધનો પ્રાંતિક હોવાં જોઇએ.

(ખ) મહેસુલનાં સાધનોનાં ભાગલા પાડવા ન જોઇએ: હિન્દી સરકારને પ્રાંતિક સરકારો પાસેથી મુકરર કરેલા ફાળા મળવા જોઇએ, અને જ્યારે અસાધારણ અને અણધારેલા પ્રસંગો ઉભા થાય ત્યારે તે મુકરર કરેલા ફાળામાં જરૂરી ફેરફારો કરવા જોઇએ.

(ગ) પ્રાંતના આંતરિક રાજ્યતંત્રને લગતી સર્વ બાબતોનો નીકાલ કરવાની પ્રાંતિક ધારાસભાને સંપૂર્ણ સત્તા મળવી જોઇએ, તેમાં લોનો કાઢવાની સત્તા, કરો નાખવા અને તેમાં ફેરફાર કરવાની સત્તા અને અંદાજપત્રથી મત આપવાની સત્તાનો સમાવેશ થવો જોઇએ. ખર્ચની સર્વ રકમો, અને જરૂરી મ્હેસુલ મેળવવાના માર્ગો અને સાધનોને લગતી સર્વ દરખાસ્તો ખરડાઓમાં આવી જવી જોઇએ, અને તે પ્રાંતિક ધારાસભાની મંજુરી માટે તેની સમક્ષ રજુ થવી જોઇએ.

(ઘ) ધારાસભાએ ઘડેલા નિયમો પ્રમાણે પ્રાંતિક સરકારની મર્યાદામાં આવતી સર્વ બાબતો પરના ઠરાવો પર ચર્ચા થવા દેવી જોઇએ.

(ચ) ગવર્નર-ઇન-કાઉન્સીલ રદ ન કરે ત્યાં સુધી પ્રાંતિક ધારાસભાએ પસાર કરેલો ઠરાવ કારોબારી સરકારને બંધનકારક-થશે, પરન્તુ કમમાં કમ એક વર્ષ પછી તે ઠરાવ ધારાસભા એકવાર ફરીથી પસાર કરે તો તેનો અમલ થવો જ જોઇએ.

(છ) હાજર રહેલા સભ્યોની કમમાં કમ ⅛ સંખ્યાની સંમતિથી તાકીદના જાહેર મહત્વની ચોક્કસ બાબતની ચર્ચાને માટે સભા મુલતવી રાખવાની દરખાસ્ત લાવી શકાશે.

૮. કમમાં કમ ⅛ સભ્યોના કહેણથી પ્રાંતિક ધારાસભાની ખાસ બેઠક બોલાવી શકાશે.

૯. નાણાંના ખરડા સિવાયનો ખરડો ધારાસભાએ પોતે બાંધેલા નિયમો પ્રમાણે ધારાસભામાં રજુ કરી શકાશે, અને તેને માટે સરકારની પરવાનગીની જરૂર નહિ પડે.

૧૦. પ્રાંતિક ધારાસભાઓએ પસાર કરેલા સર્વ ખરડાઓ કાયદા બને તે પહેલાં ગવર્નરની મંજુરીની જરૂર પડશે, પરન્તુ ગવર્નર-જનરલ તેમને રદ કરી શકશે.

૧૧. સભ્યોના હોદ્દાની મુદત પાંચ વર્ષ રહેશે.

### ૨. પ્રાંતિક સરકારો.

૧. પ્રત્યેક પ્રાંતિક સરકારનો વડો ગવર્નર રહેશે, જે સાધારણ રીતે ઇન્ડીઅન સીવીલ સર્વીસનો અથવા કોઇ કાયમની સર્વીસીઝનો નહિ હોય.

૨. દરેક પ્રાંતમાં એક કારોબારી સભા રહેશે, અને તે ગવર્નરની સાથે તે પ્રાંતની કારોબારી સરકાર ગણાશે.

૩. ઇન્ડીઅન સીવીલ સર્વીસના માણસોને સાધારણ રીતે કારોબારી સભાઓમાં નીમવામાં આવશે નહિ.

૪. કારોબારી સભાના કમમાં કમ અર્ધા સભ્યો હિન્દીઓ રહેશે, જેમની ચુંટણી પ્રાંતિક ધારાસભાના ચુંટાયલા સભ્યો તરફથી કરવામાં આવશે.

૫. સભ્યોના ઓદ્ધાની મુદત પાંચ વર્ષની રહેશે.

### ૩. વડી ધારાસભા.

૧. વડી ધારાસભાના સભ્યોની સંખ્યા ૧૫૦ રહેશે.

૨. ⅘ સભ્યો ચુંટાશે.

૩. પ્રાંતિક ધારાસભાઓ માટે મહોમેદનો માટેનાં ચુંટણીનાં મંડળોની પાઠીએ વડી ધારાસભા માટેનો મતાધિકાર બને તેટલો વિશાળ કરવો જોઇએ, અને વડી ધારાસભામાં સભ્યો મોકલવાને માટે પ્રાંતિક ધારાસભાઓના ચુંટાયલા સભ્યોનું એક ચુંટણીનું મંડળ બનવું જોઇએ.

૪. પ્રાંતિક ધારાસભાઓમાં અલગ ચુંટણીનાં મંડળો દ્વારા જે પ્રમાણમાં મહોમેદનોને પ્રતિનિધિત્વ મળ્યું હોય તે પ્રમાણમાં મહોમેદનોનાં જૂદા જૂદા પ્રાંતોમાં આવેલાં અલગ ચુંટણીનાં મંડળો દ્વારા હિન્દી ચુંટાયલા સભ્યોમાં ⅓ મહોમેદનો ચુંટાવા જોઇએ.

વિભાગ ૧, કલમ ૪ ની શરતો જુવો.

૫. ધારાસભાનો પ્રમુખ ધારાસભા પોતે ચુંટી કાઢશે.

૬. વધારાના પ્રશ્નો પૂછવાનો હક્ક મૂળ પ્રશ્ન પૂછનારનેજ હોવો ન જોઇએ પરન્તુ બીજા કોઇપણ સભ્યને તે હોવો જોઇએ.

૭. કમમાં કમ ⅛ સભ્યોના કહેણથી ધારાસભાની ખાસ બેઠક બોલાવી શકાશે.

૮. નાણાંના ખરડા સિવાયનો ખરડો ધારાસભાએ પોતે બાંધેલા નિયમો પ્રમાણે ધારાસભામાં રજુ કરી શકાશે, અને તેને માટે કારોબારી સરકારની પરવાનગીની જરૂર નહિ પડે.

૯. ધારાસભાએ પસાર કરેલા સર્વે ખરડાઓ બને તે પહેલાં ગવર્નર જનરલની મંજુરીની જરૂર પડશે.

૧૦ આવકનાં સર્વ સાધનો અને ખર્ચની રકમો વિષેની સર્વ નાણાં વિષયક દરખાસ્તોનો ખરડાઓમાં સમાવેશ થશે. એવા દરેક ખરડો અને આખું અંદાજપત્ર વડી ધારાસભાના મતને માટે રજુ કરવામાં આવશે.

૧૧. સભ્યોના ઓદ્ધાની મુદત પાંચ વર્ષ રહેશે.

૧૨. નીચે દર્શાવેલી બાબતોપર વડી ધારાસભાનો એકલો કાબુ રહેશે:-

(ક) આખા હિન્દને માટે જે બાબતો વિષે એક સરખો કાયદો ઇષ્ટ હોય તે.

(ખ) પ્રાંત-પ્રાંતનાં જકાતી સંબંધોપર અસર કરે એવા પ્રાંતિક કાયદા.

(ગ) દેશી રાજ્યોની ખંડણીઓ વિના શુદ્ધ શાહી મ્હેસુલ વિષેના પ્રશ્નો.

(ઘ) શુદ્ધ શાહી ખર્ચ વિષેના પ્રશ્નો. અપવાદઃ દેશના રક્ષણ માટે લશ્કરી ખર્ચ વિષે વડી ધારાસભાનો કોઇપણ ઠરાવ ગવર્નર-જનરલ-ઇન્-કાઉન્સીલને બંધનકારક થશે નહિ.

(ચ) હિન્દી ટેરીફ અને કસ્ટમ્સ વેરાઓમાં ફેરફાર કરવાનો, કોઈપણ કર કે વેરો નાખવાનો, તેમાં ફેરફાર કરવાનો, અથવા તે કાઢી નાખવાનો, ચલણી નાણાં અને બેંકીંગની ચાલુ પધ્ધતિમાં ફેરફાર કરવાનો, અને અમુક અથવા સઘળા યોગ્ય દેશી ધંધાઓને મદદ આપવાનો હક.'

( છ ) આખા દેશના રાજ્યવહીવટને લગતી સર્વ બાબતો વિષેના ઠરાવો.

૧૩. ગવર્નર-જનરલ-ઇન્-કાઉન્સીલ રદ ન કરે ત્યાં સુધી ધારાસભાએ પસાર કરેલો ઠરાવ કારોબારી સરકારને બંધનકારક ગણાશે; પરન્તુ કમમાં કમ એક વર્ષ પછી તે ઠરાવ ધારાસભા એકવાર ફરીથી પસાર કરે તો તેનો અમલ થવોજ જોઇએ.

૧૪. હાજર રહેલા સભ્યોની કમમાં કમ $\frac{1}{8}$ સંખ્યાની સંમતિથી તાકીદના જાહેર મહત્ત્વની ચોક્કસ બાબતની ચર્ચાને માટે સભા મુલત્વી રાખવાની દરખાસ્ત લાવી શકાશે.

૧૫ પ્રાંતિક ધારાસભાએ અથવા વડી ધારાસભાએ પસાર કરેલા ખરડા વિષે જો તાજ રદ કરવાની સત્તાનો અમલ કરવા ઇચ્છે તો તે પસાર કર્યાની તારીખથી બાર માસની અંદર તેનો અમલ થવો જોઇએ, અને લાગતી વળગતી ધારાસભાને જે દિવસે રદ થયાની ખબર પડશે તે દિવસથી તે ખરડો રદ થયેલો ગણાશે.

૧૬. લશ્કરી બાબતો અને હિન્દના પરદેશી અને રાજકીય સંબંધો વિષે, લડાઇ જાહેર કરવી, સુલેહ કરવી અને સંધિઓ કરવી એ વિષે હિન્દી સરકારની હકુમતની આડે આવવાની સત્તા વડી ધારાસભાને મળશે નહિ.

### ૪. હિન્દી સરકાર.

૧. હિન્દનો ગવર્નર-જનરલ હિન્દી સરકારનો વડો ગણાશે.

૨. તેની એક કારોબારી સભા હશે, જેમાં અર્ધી હિન્દીઓ હશે.

૩. હિન્દી સભ્યો વડી ધારાસભાના ચુંટાયલા સભ્યો તરફથી ચુંટાશે.

૪. સાધારણ રીતે ગવર્નર-જનરલની કારોબારી સભામાં હિન્દી સીવીલ સર્વીસના માણસોને નીમવામાં નહિ આવે.

૫. વડી ધારાસભા કાયદા બાંધે તેને અનુસરીને હયાત હિતો તરફ યોગ્ય ધ્યાન આપીને શાહી સીવીલ સર્વીસીસમાં સર્વ નીમણુંકો કરવાની સત્તા આ યોજનામાં દર્શાવ્યા પ્રમાણેની હિન્દી સરકારને મળશે

૬. સાધારણ રીતે હિન્દી સરકાર પ્રાંતની સ્થાનિક બાબતોમાં માથું મારશે નહિ. અને પ્રાંતિક સરકારને સ્પષ્ટ શબ્દોમાં નહિ અપાયલી સત્તા હિન્દી સરકારને મળેલી સત્તા ગણાશે. સાધારણ રીતે હિન્દી સરકારનો અધિકાર પ્રાંતિક સરકારો પર સામાન્ય દેખરેખ અને તપાસ રાખવાનો છે.

૭. કાયદાવિષયક અને રાજ્યવહીવટી બાબતોમાં આ યોજનામાં દર્શાવ્યા પ્રમાણેની હિન્દી સરકાર બનતા સુધી હિન્દી પ્રધાનથી સ્વતંત્ર રહેશે.

૮. હિન્દી સરકારના હિસાબની સ્વતંત્ર તપાસની પદ્ધતિ દાખલ થવી જોઇએ.

### ૫. હિન્દી પ્રધાન ઇન્ કાઉન્સીલ.

૧. હિન્દી પ્રધાનની કાઉન્સીલનો નાશ કરવો જોઇએ.

૨. હિન્દી પ્રધાનનો પગાર બ્રિટિશ અંદાજપત્ર પર મુકવો જોઇએ.

૩. સંસ્થાનોનો પ્રધાન સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનોની સરકારોના સંબંધમાં જે સ્થિતિમાં છે, તેવી સ્થિતિ બનતા સુધી હિન્દી પ્રધાનની હિન્દી સરકારના સંબંધમાં હોવી જોઇએ.

૪. હિન્દી પ્રધાનને મદદ આપનારા બે કાયમના ઉપ-પ્રધાનો હોવા જોઇએ. જેમાંનો એક હિન્દી હોવો જોઇએ.

### ૬. હિન્દ અને મહારાજ્ય.

૧. શાહી બાબતોના નિર્ણય અથવા કાંઇ પણ માટે કોઇ પણ કાઉન્સીલ કે બીજા મંડળની સ્થાપના કરવામાં કે બોલાવવામાં આવે તો સંસ્થાનોની માફક હિન્દને પૂરતું પ્રતિનિધિત્વ અને સમાન હકો મળવાં જોઇએ.

૨. હોદ્દા અને નાગરિકોના હકો સંબંધી આખા મહારાજ્યમાં ના. શહેનશાહની અન્ય પ્રજાની સાથે હિન્દીઓને સમાનતા મળવી જોઇએ.

### ૭. લશ્કરી અને બીજી બાબતો.

#### લશ્કરમાં કમીશનના હોદ્દા.

૧. ના. શહેનશાહના ખુશ્કી અને દરિયાઇ લશ્કરમાં કમીશનના હોદ્દા

અને બીજા-કમીશનની જગ્યાઓ હિન્દીઓ માટે ખુલ્લી કરવી જોઇએ, અને તેમની પસંદગી, તાલીમ અને શિક્ષણને માટે હિન્દમાં યોગ્ય સગવડ કરવી જોઇએ.

સ્વયંસેવકો.

૨. હિન્દીઓને સ્વયંસેવકો થવા દેવા જોઇએ.

ન્યાયી અને કારોબારી ફરજો.

૩. હિન્દમાં કારોબારી અમલદારોને ન્યાયની સત્તાઓ સોંપવી જોઇએ નહિ, અને દરેક પ્રાંતમાં ન્યાયાધીશી મંડળને તે પ્રાંતની વરિષ્ઠ અદાલતની હકુમત હેઠળ મુકવું જોઇએ.

# પ્રકરણ ૩ જું.

## બત્રીસમી રાષ્ટ્રીય કોંગ્રેસ.

બત્રીસમી રાષ્ટ્રીય કોંગ્રેસની બેઠક ૧૯૧૭ ના ડીસેમ્બર માસની તા. ૨૬, ૨૮ અને ૨૯ મીએ કલકત્તામાં મળી હતી. કોંગ્રેસની લોકપ્રિયતામાં અસાધારણ વધારો થતો જાય છે, તે એકદમ વધતી જતી પ્રતિનિધિઓની સંખ્યા પરથી માલૂમ પડે છે. ગયા વર્ષ કરતાં બમણાથીયે વધારે પ્રતિનિધિઓ આ વર્ષે કોંગ્રેસમાં આવ્યા હતા. તેમની પ્રાંતવાર સંખ્યા નીચે પ્રમાણે છેઃ—

| | |
|---|---|
| બંગાલઃ... | ૧૪૩૮ |
| મુંબાઇ અને સીંધ.... | ૫૩૯ |
| સંયુક્ત પ્રાંતો.... | ૭૭૦ |
| બિહાર અને ઓરીસ્સા.... | ૬૬૫ |
| મદ્રાસ.... | ૬૫૫ |
| મધ્ય પ્રાંતો અને વરાડ.... | ૩૦૯ |
| પંજાબ.... | ૧૨૩ |
| બ્રહ્મદેશ અને આસામ.... | ૭૯ |
| | ૪૯૬૭ |

પ્રારંભમાં ઋગ્વેદના મંત્રોચ્ચારણ પછી શ્વેતવસ્ત્રથી શોભતી સુંદરીઓ અને બાળકોએ વન્દેમાતરમનું ગીત આલાપ્યું. પછી કવિવર રવીન્દ્રનાથ ટાગોરે સ્વરચિત એક ગંભીર અર્થસૂચક પ્રસંગોચિત કાવ્ય સુમધુર કંઠે આલાપ્યું. લલિત સંગીતથી શ્રોતાવર્ગ મુગ્ધ બની ગયો.

સ્વાગત સભાના પ્રમુખ રાયબહાદુર બૈકુંઠનાથ સેને પ્રતિનિધિઓને

ઉમંગપૂર્ણ આવકાર આપ્યો. હિન્દના દાદા દાદાભાઇ નવરોજી, દાજી અબાજી ખરે, અને અબ્દુલ રસુલનાં મૃત્યુ માટે શોક દર્શાવ્યો. હજીયે ચાલતી યુરોપીય લડાઇ વિષે બોલતાં તેમણે હિન્દના મનુષ્યબળનો પૂરતો ઉપયોગ કરવામાં આવ્યો ન હતો તે માટે શોક દર્શાવ્યો. હિન્દને જોખમદાર રાજ્ય આપવાનું જાહેરનામું હિન્દી પ્રધાન મી. મોંટેગ્યુએ ૧૯૧૭ ના ઑગસ્ટની ૨૦ મી તારીખે બહાર પાડયું હતું, તે તરફ સંતોષ બતાવતાં કહ્યું કે, તે જાહેરનામું જોઇએ તેવું ઉદાર નથી, અને આપણી ફર્યાદ દૂર કરવામાં આવી નથી. રાજ્યનીતિના નવા ફેરફારમાંનાં સંગીન પરિણામોની આશા રાખવામાં આવે તે પૂર્વે લશ્કરમાં કમીશનનાં હોદ્ધાઓ આપવા વિષે હિન્દીઓને યુરોપીઅનોના જેટલા હકકો મળવા જોઇએ. હિન્દની ફર્યાદો ગણાવતાં અને દમનના કાયદાઓ ગણાવતાં તેમણે કહ્યું કે, "હમણાં હમણાં એમ કહેવામાં આવે છે કે, બ્રિટિશ રાજ્ય ઉથલાવી નાખવાને બંગાલ અને બીજા પ્રાંતોમાં એક મોટું કાવત્રુ અસ્તિત્વ ધરાવે છે. જ્યારે રાજ્યતંત્રમાં સુધારા કરવાના વિચારો થઇ રહ્યા છે, ત્યારે આવી વાત કરવામાં આવે છે, તેમાં કાંઇ ઉંડો ભેદ રહેલો છે. એ કાવત્રાની તપાસ કરવાને માટે એક કમિટી ( રોલેટ કમિટી ) નીમવામાં આવી હતી. એ કમિટી દમનના નવા કાયદા ઘડવાની ભલામણ કરશે. તેની અસર એ થશે કે લોકો અને સરકાર વચ્ચે વધારે વસવસો થશે. તેમણે પયગંબરી વાણીમાં કહ્યું: " તેથી રાજકીય કેદીઓને સામાન્ય માફી મળતી અટકશે અને બ્રિટિશ મુત્સદ્દીઓના રચનાત્મક પ્રયત્નો કેટલેક અંશે નિષ્ફળ નિવડશે, પરન્તુ સાથે સાથે સરકાર અને પ્રજા વચ્ચેના સક્રિય સહકારની સઘળી આશા નષ્ટ થશે, એવા સહકારની આ ઘડીએ મોટામાં મોટી જરૂર છે. " એ શબ્દો અક્ષરશઃ સાચા પડયા છે. એ બોલાયા તે વખતે કોણ ધારતું હતું કે, એજ કલકત્તામાં કોંગ્રેસ અસહકારનો ઠરાવ કરશે, અને ટુંક સમયમાં મહાત્મા ગાંધીજી આખા દેશમાં અસહકારનો ઝુંડો ફરકાવશે ? તેમણે ઉમેર્યું કે, હિન્દી પ્રધાન અને ના. વાયસરોય રાજ્યતંત્રના સુધારાના પ્રશ્નો પર વિચાર કરવા માગે છે ત્યારે હિન્દની આશા સફળ થવાની અણી ઉપર છે. પરન્તુ સુખી ભવિષ્યના વિચારથી આપણે ફુલાઇ જવું ન જોઇએ. આપણે

ભૂલવું ન જોઇએ કે, પ્રગતિના દુશ્મનો સખ્ત પરિશ્રમ કરી રહ્યા છે. અંતે આપણે નિરાશ નહિ બનીએ એવી આશા તેમણે દર્શાવી.

મીસસ બિસંટને પ્રમુખ સ્થાન આપવાની દરખાસ્ત માન. બાબુ સુરેન્દ્રનાથ બેનરજીએ રજુ કરી. દિવાન ગોવિંદ રાઘવ આયરે તેને અનુમોદન આપ્યું, રા. એસ. આર. બમનજી, લાલા હરકિસન લાલ, રા. હસન ઇમામ, અને રા. શમીયુલ્લા બેગે વિશેષ અનુમોદન આપ્યું, અને તાલીઓની ગર્જના વચ્ચે મીસીસ બિસેંટે પ્રમુખ સ્થાન લીધું.

ચાલુ લડાઇમાં હિન્દે આપેલી સુંદર મદદ અને તે પહેલાંની અનેક લડાઇઓ અને ચઢાઇઓમાં હિન્દે આપેલા ફાળાનો સવિસ્તર ઇતિહાસ ટુંકામાં આંકડા આપીને તેમણે રજુ કર્યો હિન્દમાં નવો જુસ્સો જન્મ પામ્યો તેનાં કારણો તેમણે નીચે પ્રમાણે દર્શાવ્યાંઃ—

(૧) એશીઆની જાગ્રતિ.

(૨) પરદેશી રાજ્ય અને શાહી પુનઃ રચનાની અન્ય દેશોમાં થતી ચર્ચાઓ.

(૩) ગોરા લોકોના ચઢીયાતાપણાની માન્યતાનો નાશ.

(૪) વ્યાપારીઓની જાગ્રતિ.

(૫) પોતાની પ્રાચીન સ્થિતિ મેળવવાનો દાવો કરતી સ્રીઓની જાગ્રતિ.

(૬) જનસમૂહોની જાગ્રતિ.

એશીઆની જાગ્રતિ એ આખી દુનીઆની હીલચાલનો એક ભાગ છે. ગ્રેટબ્રિટને જાપાન કરતાં હિન્દ પર વિશેષ વિશ્વાસ રાખવો જોઇએ. ૧૯૧૫માં હિન્દમાં અંગ્રેજોની થાપણ ૩૬,૫૩,૯૯,૦૦૦ પાઉંડની હતી. તેના રક્ષણ માટે અંગ્રેજોએ સર્વોપરીપણું હિન્દમાં રાખવું જોઇએ એ ખ્યાલ અંગ્રેજે એ છોડી દેવો જોઇએ. યુનાઇટેડ સ્ટેટસમાં અંગ્રેજોની થાપણ ૬૮,૮૦,૭૮,૦૦૦ પાઉંડની છે. ત્યાં તેઓ સર્વોપરીપણું માગતા નથી. આર્જેન્ટાઇન પ્રજાસત્તાકમાં ૨૬,૯૮,૦૮,૦૦૦ પાઉંડની તેમની થાપણ છે ત્યાં તેઓ સર્વોપરીપણું માગતા નથી. ત્યારે પોતાની થાપણને લીધે હિન્દમાં તેમણે સર્વોપરીપણું શામાટે માંગવું જોઇએ. લડાઇ ચાલવા

લાગી તેમ તેમ હિન્દને ધીમે ધીમે માલુમ પડ્યું કે, માત્ર પશ્ચિમમાંજ આપખુદ સત્તાનો તિરસ્કાર કરવાનો છે, માત્ર ગોરા લોકોનેજ અધઃપાત અસહ્ય લાગે છે, હિન્દ વિના સર્વને સ્વતંત્રતાનાં ઉદાર વચનો આપવામાં આવ્યાં છે, સંસ્થાનોને નવી સત્તાઓ આપવાની છે, પરન્તુ હિન્દને નહિ. આ સઘળાં કારણોને લીધે હિન્દને હંમેશની ગુલામગિરીનું પોતાનું ભવિષ્ય જોવાની ફરજ પડી. બ્રિટન ગ્રેટ બ્રિટનમાં રાજ્ય કરે છે, ફ્રેન્ચમેન ફ્રાન્સમાં, અમેરિકન અમેરિકામાં, પ્રત્યેક સંસ્થાન પોતાની હદમાં, પણ હિન્દી કોઇ જગ્યાએ નહિ; આખી દુનિયામાં ફક્ત તેનેજ પોતાનો દેશ સ્વદેશ તરીકે ન લાગે. "બ્રિટિશોને માટે બ્રિટન" એ ખરૂં અને કુદરતી ગણાય; "હિન્દીઓ માટે હિન્દ" એ ખોટું અને રાજ્યદ્રોહી પણ ગણાય. તેમણે ભવિષ્યવાણી ભાખી કે, જો હિન્દને સ્વતંત્રતા આપવામાં નહિ આવે તો હજી વધારે બળવાન્ ચળવળ ચાલશે. હિન્દ "હોમરૂલ"—સ્વરાજ્ય શા માટે માગે છે તેનાં બે મુખ્ય કારણો તેમણે જણાવ્યાં: (૧) સ્વતંત્રતા એ દરેક પ્રજાનો જન્મસિદ્ધ હક્ક છે. (૨) તેની સંમતિ વિના તેનાં અત્યંત મહત્ત્વનાં હિતોને બ્રિટિશ મહારાજ્યનાં હિતો કરતાં ગૌણસ્થાન આપવામાં આવ્યું છે, અને તેની મોટામાં મોટી જરૂરીઆતોને માટે તેનાં સાધનોનો ઉપયોગ કરવામાં આવતો નથી. "હોમરૂલ" ની માગણીનાં બીજાં ગૌણ કારણો પણ તેમણે ગણાવ્યાં. રાજ્યવહીવટી સુધારા વિષે બોલતાં કહ્યું કે, તેમના મુખ્ય ત્રણ વિભાગો પડે છે: (૧) હિન્દી સરકારમાં સુધારા; (૨) પ્રાંતિક સરકારોમાં સુધારા; (૩) સ્થાનિક સ્વરાજ્યમાં સુધારા. કોંગ્રેસ–લીગની સુધારાની યોજના વિષે તેમણે કહ્યું કે, કોંગ્રેસે સુધારાની ચોક્કસ યોજના માટે માગણી કરી છે; તેના અગત્યના સિદ્ધાંતોના સ્વીકાર વિના બીજા કશાથી તેમને સંતોષ મળી શકશે નહિ. આપણે વધારે માગીએ; ઓછાની માગણી આપણે કરી શકીએ નહિ. સ્વતંત્રતાના યુદ્ધમાં પ્રજાઓ આગળ વધે છે, પાછળ પડતી નથી: જો ઇંગ્લાંડ પ્રતિનિધિમંડળ મોકલવામાં આવે તો યોજનાના અગત્યના સિદ્ધાંતોને ચુસ્ત રીતે વળગી રહેવાનું તમે કહેજો: વડી અને પ્રાંતિક ધારાસભાઓમાં સંગીન બહુમતી અને નાણાં કોથળીની સત્તા. જો એ આપવામાં ન આવે તો, વિશેષ ચર્ચા કરવી વ્યર્થ છે; જો તે આપવામાં

આવે તો ગૌણ બાબતોની આપણે ચર્ચા કરી શકીશું. આપણે આપણા વલણથી બતાવી આપવું જોઇએ કે, સ્વતંત્રતા જીતી લેવાનો આપણે નિશ્ચય કર્યો છે. લોકોને નવી સત્તાઓ આપવામાં આવશે તેને માટે તેમને તૈયાર કરવાને માટે આપણે કાર્ય કરવું જોઇએ, અને તેને માટે દરેક પ્રાંતની દેશી ભાષામાં તે કાર્ય થવું જોઇએ. પછી સુધારાના સિદ્ધાંતોની ચર્ચા કર્યા પછી ગ્રેટબ્રિટનના મજુર વર્ગ તરફથી મેજર ગ્રેહામપોલ નામનો પ્રતિનિધિ આવવાનો હતો, તે માટે સંતોષ દર્શાવ્યો. મજુર વર્ગની વાર્ષિક પરિષદમાં હોમરૂલ લીગો તરફથી મી. બેપ્ટીસ્ટાને પ્રતિનિધિ તરીકે મોકલવામાં આવનાર છે. મહમ્મદઅલી અને શૌકતઅલીને છોડવામાં ન આવ્યા તેને માટે તેમણે ઉંડો શોક દર્શાવ્યો. પછી તેમણે ઉમેર્યું:—

"સ્વતંત્ર દેશમાં સ્વતંત્ર બનવાના, બીજા સુધરેલાઓની સમાન બનવાના આનંદનો વિચાર કરો; છેવટે દમનના ઝેરી વાતાવરણથી મુક્ત થયેલા હિન્દમાં જીવન ગાળવાનો, ખુલ્લી તપાસ વિના જાનમાલની સ્વતંત્રતાને સ્પર્શ થઇ શકશે નહિ એ જાણવાના આનંદનો વિચાર કરો; પોતાની જાણ બહાર કોઇ વ્યક્તિ અપરાધી બની શકશે નહિ, અને કારોબારી સરકારના તરંગથી અંધકારમાં નાખી દેવામાં આવશે નહિ, કાયદાનોજ અમલ ચાલતો હોય અને નિરંકુશ કારોબારી હુકમો માથું ન મારતા હોય એવા દેશમાં સુધરેલા મનુષ્યની સ્વતંત્રતાના ઉપભોગનો ખ્યાલ કરો. તે સહીસલામતી આપણને માત્ર હોમરૂલ મળ્યેજ પ્રાપ્ત થશે."

હિન્દના ઉજ્જવલ ભાવી માટે અનેરી આશાઓ દર્શાવી તેમણે પોતાનું ભાષણ સમાપ્ત કર્યું. ૨૮ મી ડીસેમ્બર સુધી કોંગ્રેસ મુલતવી રહી.

૨૮ મીએ કોંગ્રેસ પાછી મળી. દાદાભાઇ નવરોજી અને અબ્દુલ રસુલનાં મૃત્યુ માટે શોક દર્શાવતા પહેલા બે ઠરાવો પ્રમુખ સ્થાનેથી રજુ કરવામાં આવ્યા અને સભાએ ઉભા રહીને શાંતિથી પસાર કર્યા. ત્રીજા ઠરાવમાં હિન્દની વફાદારી દર્શાવવામાં આવી હતી. ચોથા ઠરાવમાં હિન્દી પ્રધાન મી. મોંટેગ્યુને આવકાર આપવામાં આવ્યો. એ બન્ને ઠરાવો પ્રમુખસ્થાનેથી રજુ કરવામાં આવ્યા અને પસાર કરવામાં આવ્યા.

મહમ્મદઅલી અને શૌકતઅલીને છુટા કરવાનો ઠરાવ પાંચમો લોક-

માન્ય બાલ ગંગાધર તિલકે રજુ કર્યો. મહમ્મદઅલીને ૧૯૧૪ માં હિન્દ રક્ષક કાયદાની રૂયે "ઇન્ટર્ન" કરવામાં આવ્યા હતા. તેનું દેખીતું કારણ "કોમરેડમાં લખેલા કેટલાક લેખો હતા, પણ ખરૂં કારણ એ હતું કે તેમણે મોટા અધિકારીઓને નાખુશ કર્યાં હતા, અને તેમને સાલરૂપ નીવડયા હતા. લોકમાન્યે પછી તેમની સામેના આરોપોની હકીકત દર્શાવી અને અલી બિરાદરોનાં માતા તે સમયે કોંગ્રેસમાં હાજર હતાં તેમને દિલાસો આપ્યો. રા. જમનાદાસ દ્વારકાદાસે ઠરાવને અનુમોદન આપતાં કહ્યું કે, મોસ્લેમોના બિરાદરો ગણાવાનો હક્ક આપણને ત્યારે જ મળે કે જ્યારે આપણે તેમને માટે આપણી જાતનો ભોગ આપીએ. હિન્દુ-મોસ્લેમ એકતા કાલ્પનિક નથી, પરન્તુ સત્ય છે. આપણા આત્મ-ભોગથી આપણે ખરેખરો લાભ મેળવીશું, અને જે કસોટીનો સમય મળ્યો છે તેમાંથી ફતેહમંદીથી પસાર થઇશું. રા. એસ. સત્યમૂર્તિએ વિશેષ અનુમોદન આપતાં કહ્યું કે આ ઠરાવમાં આગળ વધીને સરકારને એમ સ્પષ્ટ કહેવાવું જોઇતું હતું કે, તેઓ મહમ્મદ અલી અને શોકત અલીને છુટા નહિ કરે તો આપણે સરકાર સાથે સહકાર કરીશું નહિ. ( અસહકારને માટે જમીન કેવી રીતે ખેડાતી જાય છે તે વાચકોએ ધ્યાનમાં રાખવાની જરૂર છે. ) રા. અબ્દુલ મજીદ, પંડિત ગોકર્ણનાથ મિશ્ર, અને બાબુ એ. સી. બેનરજીએ વિશેષ અનુમોદન આપ્યું અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

હિન્દીઓને લશ્કરી તાલીમ આપવા વિષે ઠરાવ છઠ્ઠો બાબુ જે. એન. રૉયે રજુ કર્યો. દેશમાં જોખમદાર રાજ્યની ચાલી રહેલી વાતોને ઉદ્દેશીને તેમણે કહ્યું: મારી માન્યતા એ છે કે, જો આપણને લશ્કરી તાલીમ આપવામાં ન આવે તો આ દેશમાં જોખમદાર રાજ્યથી આપણું કાંઇ વળવાનું નથી. જો જોખમદાર રાજ્ય અને લશ્કરી તાલીમ વચ્ચે મારે પસંદગી કરવાની હોય તો વિના વિલંબ હું લશ્કરી તાલીમ પસંદ કરૂં. આંતરિક તેમજ વિદેશીય ધસારા સામે દેશનું રક્ષણ કરવાનાં સાધનો અને સત્તા મારી પાસે ન હોય તો પૂરૂં કે અધુરૂં જોખમદાર રાજ્ય શા કામનું ? વળી જો મારા દેશની સરહદોનું, મારા ઘરનું, મારી સ્ત્રીનું કે બાળકોનું હું રક્ષણ

ન કરી શકું તો પૂરા કે અધુરા જોખમદાર રાજ્યનો શો લાભ ? તેમણે કાયદાઓની હારમાળાથી હિન્દની લડાયક તેમજ બીન-લડાયક જાતિઓને બાયલી બનાવી દીધી છે. રા. બરકત અલીએ ઠરાવને અનુમોદન આપ્યું. પ્રોફેસર રામ મૂર્તિએ હિન્દીમાં વિશેષ અનુમોદન આપ્યું. રાય બહાદુર જદુનાથ મઝુમદારે વિશેષ અનુમોદન આપતાં બંગાળાના લશ્કરી જુસ્સાનો અને પરાક્રમનો ઇતિહાસ આપ્યો. બંગાળના રાષ્ટ્રીય વીર પ્રતાપાદિત્યે મોગલ લશ્કર સામે ૫૬ લડાઇઓ કરી હતી, અને છેવટે મહારાજા માનસિંહની દગલબાજીથી તે હાર્યો હતો. સૂર્યવંશી રઘુના સમયમાં બંગાલીઓ નૌકા યુદ્ધ સારી રીતે જાણતા હતા. મહાભારત કહે છે કે, બંગાલીઓ એ કુરૂક્ષેત્રના યુદ્ધમાં ભાગ લીધો હતો ઇ. સ. પૂર્વે ૮૦૦ ના અરસામાં બંગાળી રાજાઓએ આખા ઉત્તર હિંદ પર રાજ્ય સ્થાપ્યું હતું, તેને પંચ-ગૌર કહેવામાં આવતો. ઇજીપ્તમાં ઑગસ્ટસ અને ઍન્ટની વચ્ચેના યુદ્ધમાં બંગાલીઓએ ભાગ લીધો હતો. એક બંગાળી રાજાના વિજયસિંહ નામના પુત્રે આશરે ઇ. સ. પૂર્વે ૬૦૦ માં સીલોન જીતી લીધું હતું. મહાબોધીના ધર્મપાલ અને તેમના જાતભાઇઓ બંગાલી હતા. "રાજતરંગિણી" ના કર્તા કલ્હણે કાશ્મીરમાં બંગાલીઓએ કરેલાં પરાક્રમો વર્ણવ્યાં છે. મહીપાલ, વિગ્રહપાલ અને વલ્લભસેન નામના બંગાળી રાજાઓએ હિમાલયમાં રાજ્યો સ્થાપ્યાં હતાં અને કેટલાક હિમાલયના રાજાઓ બંગાળી વંશના છે. મોગલોના સમયમાં બંગાળીઓ મોટાં લશ્કરોના સેનાધિપતિઓ હતા, અને પંચ-હજારીઓ, અને દશ-હજારીઓ તરીકે ઓળખાતા હતા. બ્રિટિશ રાજ્યના પ્રારંભના દિવસોમાં બંગાલીઓ બહાદુર અને ચંચળ સિપાઇઓ હતા, અને કલાઇવને તેમણે એક મોટી જીત અપાવી, જેથી હિન્દમાં બ્રિટિશ સરકારનો પાયો નખાયો. આવા અસંખ્ય દાખલા મળે છે. રા. પાયેપેકર, બાબુ માધોસિંહ અને ડૉ. રાજને વિશેષ અનુમોદન આપ્યું અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

૧૯૧૦ નો છાપાનો કાયદો રદ કરવા વિષે ઠરાવ સાતમો મી. બી. જી. હોર્નીમેને રજુ કર્યો. પ્રેસ-એસોસીએશનનું એક પ્રતિનિધિ મંડળ મી. હોર્નીમેનની આગેવાની હેઠળ ચાલુ વર્ષના માર્ચ માસમાં એ કાયદો

રદ કરાવવા માટે વાયસરોય સમક્ષ ગયું હતું. વાયસરોય લૉર્ડ ચેમ્સફર્ડે એ કાયદાનો બચાવ કર્યો હતો. વક્તાએ કહ્યું કે તેથી આ કોંગ્રેસમાં આપણે એ કાયદો રદ કરવાનો ઠરાવ પસાર કરવો જોઇએ. પાંચમી માર્ચ ૧૯૧૭ સુધીમાં ફક્ત છાપખાનાં પાસેથી કુલ રૂ. ૩,૨૫,૪૦૦ ની જામીનગીરીઓ લેવામાં આવી છે; ફક્ત છાપાં પાસેથી કુલ રૂ. ૧,૨૬,૦૦૦ની જામીનગીરીઓ લેવામાં આવી છે. અને ત્યારપછી એ રકમોમાં મોટો વધારો થયલો છે. માન. રા. ફઝલુલ હકે ઠરાવને અનુમોદન આપતાં છાપાના કાયદાનો કેવો વહીવટ થાય છે તેનો એક ઝગઝગતો દાખલો આપ્યો. કેટલાંક વર્ષો ઉપર પંજાબમાં "અલ હદીસ" નામનું પત્ર હતું. અમુક મીશનરી પત્રે અમારા પયગંબરના જીવન સામે કેટલાક આક્ષેપો કર્યાં. "અલ હદીસ"ના અધિપતિએ તેમનો જવાબ વાળ્યો. સરકારે શું પગલું ભર્યું તે તમે જાણો છો? તેમણે મીશનરી પત્રને જીવતું રહેવા દીધું, પરન્તુ મોસ્લેમ પત્રને દાબી દીધું. વક્તાએ ઉમેર્યું. "આ દમનનો કાયદો રદ કરવો જોઇએ એમ દરવર્ષે વારંવાર કહ્યા કરવામાં કશો લાભ નથી. હું ધારૂં છું કે, દોષ આપણો છે. ઠરાવો પસાર કરવામાં લાભ નથી. હું માનતો નથી કે, જો આપણે ખરેખાત ગંભીર હોઇએ તો આ કાયદો ધારાપોથી પર રહી શકે. હું માનતો નથી કે, સંયુક્ત હિન્દના અવાજ સામે કોઇપણ દુન્યવી સત્તા ટકી શકે. હું માનતો નથી કે, જો તમારી ઇચ્છા હોય તો, તમે આ કાયદો રદ કરાવી ન શકો. આ સંબંધમા મારી પહેલાંના એક વક્તાએ આપણા રાજ્યકર્તાઓને આપેલી એક ચેતવણી આપી હું મારૂં ભાષણ ખતમ કરીશ: જુલમની સામે ફફડાટ કરવો એ જન સ્વભાવ છે, આપણી લાગણીઓ છુટથી દર્શાવવી એ જનસ્વભાવ છે, દમનની સામે બબડાટ કરવો એ જનસ્વભાવ છે: અને જો આપણા રાજ્યકર્તાઓ વ્યાજબી ટીકા, અને ન્યાયના દરવાજા બંધ કરશે તો તે દરવાજો બળપૂર્વક ખોલી નાખવો એ પણ જનસ્વભાવ છે. હું આશા રાખું છું અને મને વિશ્વાસ છે કે, આપણા રાજ્યકર્તાઓ વખતસર ચેતશે અને હવે ધારાપોથી પર આ દમનના કાયદાને રહેવા નહિ દે. રા. નરેન્દ્ર કુમાર બોઝ, રા. સેફુદીન કુચલા, બાબુ ડી. સી.

ઘોસ, બાબુ દેવી પ્રસાદ ખૈતાન, અને રા. ટી. એમ. કૃષ્ણસ્વામી આયરે વિશેષ અનુમોદન આપ્યું અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

કોંગ્રેસના બંધારણમાં કેટલાક સુધારા કરવાનો ઠરાવ આઠમો પ્રમુખ સ્થાનેથી રજુ કરવામાં આવ્યો અને તે પસાર કરવામાં આવ્યો.

નવમા ઠરાવમાં રોલેટ કમિટીની નીમણુંક સામે, હિન્દ રક્ષક કાયદાના અમલ સામે વાંધો ઉઠાવવામાં આવ્યો, અને ડીટેન્યુ (કેદીઓ) ઓની સ્થિતિ તપાસવાને એક કમિટી નીમવાની ભલામણ કરવામાં આવી. બાબુ જે. ચૌધરીએ ઠરાવ રજૂ કર્યો. તેમણે હિન્દ રક્ષક કાયદાની ઇંગ્લાંડના રાજ્ય રક્ષક કાયદા સાથે સરખામણી કરી, અને ઇંગ્લાંડના કાયદાનો યોગ્ય મર્યાદામાં અમલ થાય છે તે બતાવી આપ્યું. વળી હિન્દ રક્ષક કાયદાના અમલમાં સામાન્ય કાયદાની કલમો અને ન્યાયની કચેરીઓ પર ત્રાપ મારવામાં આવે છે. માત્ર શકપરથીજ છુપી પોલીસ ધરપકડ કરે છે, અને મળેલી હકીકત પરથી તેને કાં તો કેદખાનામાં કે કાં તો કોઇ અતડી જગ્યાઓમાં "ઇન્ટર્ન" કરવામાં આવે છે, અને તે હકીકત તેને અથવા તેનાં સગાં સંબંધીઓને અથવા જાહેર પ્રજાને જણાવવામાં આવતી નથી. જો આ હિન્દ રક્ષક કાયદો અને ૧૮૧૮ નો ત્રીજો રેગ્યુલેશન ધારાપોથી પર રહે, અને કારોબારી સરકાર અથવા પ્રાંતિક સરકાર તેની રૂએ કામ લેવાને સ્વતંત્ર રહે તો આ દેશમાં બ્રિટિશ નાગરિકોની અંગત સ્વતંત્રતા હણાઇ જાય છે. "ઇન્ટર્ન" કરેલા યુવકોની કચેરીમાં તપાસ થાય અને તેમની સામેની ફર્યાદો સાચી છે કે ખોટી તે જાહેર પ્રજા જાણી શકે તેને માટે જાહેર પ્રજાએ જે કમીશન નીમવાની માગણી કરી હતી તેને બદલે બીજો માર્ગ સ્વીકારવામાં આવ્યો છે. એક ખાસ કમિટી નિમવામાં આવી છે, તે ડીટેન્યુઓને રાહત આપવાના ઉદ્દેશથી નહિ પરન્તુ નવા કાયદા ઘડવાના ઉદ્દેશથી ખાનગી બેઠકો ભરશે. તમે જોખમદાર રાજ્યની માગણી કરો છો, તમે રાજકીય સ્વતંત્રતા માગો છો. જો આ કમિટી રીપોર્ટ કરે અને તેનીપર હિન્દ રક્ષક કાયદો અને ૧૮૧૮ ના ત્રીજા રેગ્યુલેશન ઉપરાંત હિન્દમાં બ્રિટિશ નાગરિકોની અંગત સ્વતંત્રતા છીનવી લેવાને દમનના નવા કાયદા ઘડવામાં આવે તો તમારી રાજકીય સ્વતંત્રતાની અને તમારા સ્વરાજ્યની શી

કીંમત ? કેવા સત્ય શબ્દો ? બાબુ પંચકરી બેનરજીએ ઠરાવને અનુમોદન આપ્યું. પંડિત ગોકર્ણનાથ મિશ્ર, રા. વી. સી. શેશાચેરી, રા. એમ. ખ્વાજા, બાબુ જીતેન્દ્ર લાલ બેનરજી, રા. ખડે, રા. અરિક્ષણ સિંહ, અને બાબુ શ્રીશચન્દ્ર ચેટરજીએ ઠરાવને વિશેષ અનુમોદન આપ્યું, અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

રગસીયો ઠરાવ દસમો પ્રમુખ સ્થાનેથી રજુ કરવામાં આવ્યો- તે પસાર કરવામાં આવ્યો અને તે દિવસની બેઠક સમાપ્ત થઇ.

૨૯ મી ડીસેમ્બરે કોંગ્રેસ મળી કે તરત પંડિત અર્જુનલાલ શેઠી વિષે અગીઆરમો ઠરાવ પ્રમુખ સ્થાનેથી રજુ કરવામાં આવ્યો. પંડિત અર્જુનલાલ શેઠીને બ્રિટિશ સરકારે પકડયા હતા, અને પછી જયપુરના રાજ્યને સોંપી દીધા હતા. તેમને કેદમાં નાખવામાં આવ્યા હતા. ત્યાં તેમને ઇષ્ટદેવની મૂર્તિ અને પૂજાનાં સાધનો પૂરાં પાડવામાં આવ્યાં હતાં. તેમને એકદમ મદ્રાસ ઇલાકાના વેલોરના કેદખાનામાં ફેરવવામાં આવ્યા હતા પરંતુ ત્યાં ઇષ્ટદેવની મૂર્તિ કે પૂજાનાં સાધનો આપવામાં આવ્યાં ન હતાં. પોતાના ધર્મ પ્રમાણે તે ઇષ્ટદેવની પૂજા કર્યા વિના અન્ન લઇ શકતા નહિ, અને તેથી તેમને ૩૫ દિવસના કડાકા પડયા હતા. મદ્રાસના હોમ મેમ્બરને અરજીઓ કરવામાં આવી હતી. તેમણે જયપુર લખવાં કહ્યું. જયપુર દરબારે મદ્રાસ લખવા કહ્યું તેથી નિરાશ થઇને તેમના મિત્રો કોંગ્રેસની સહાય માગવા આવ્યા હતા. ઠરાવ પસાર કરવામાં આવ્યો.

સ્વરાજ્ય વિષે ઠરાવ બારમો માનઃ બાબુ સુરેન્દ્રનાથ બેનરજીએ રજુ કર્યો તેમાં ૨૦ મી ઓગસ્ટના જાહેરનામા માટે સંતોષ દર્શાવવામાં આવ્યો હતો, સ્વરાજ્ય આપવાની મુદત કાયદામાં બાંધવાની, અને પ્રથમ પગલાં તરીકે કોંગ્રેસ-લીગની યોજનામાં દર્શાવેલા સુધારા આપવાની માગણી કરવામાં આવી હતી. વક્તાએ કહ્યુંઃ ગયા વર્ષોમાં આપણે મળતા હતા તે કરતાં તદ્દન બદલાયલા સંયોગોમાં આજે આપણે મળ્યા છીએ. વસ્તુ સ્થિતિમાં મહાભારત ફેરફાર થયો છે. આપણે સંપૂર્ણ સ્વરાજ્ય મેળવીએ નહિ ત્યાં સુધી આપણી બેઠકો બંધ કરી શકીએ નહિ, કોંગ્રેસે ભૂતકા-

ળમાં મોટાં કામ કર્યાં છે, પરન્તુ હજી અધિક કામો કરવાનાં છે. જોખમદાર રાજ્યનું વચન આપવામાં આવ્યું છે, તે કોંગ્રેસના અખંડ પરિશ્રમને જ આભારી છે. ગયે વર્ષે આપણે સુધારાની યોજના ઘડી કાઢી હતી, અને બ્રિટિશ હિન્દની રાજ્યનીતિની નેમ સ્વરાજ્ય આપવાની છે એવું જાહેરનામું પ્રકટ કરવાની આપણે પ્રાર્થના કરી હતી. ૨૦ મી ઑગસ્ટે હિન્દી પ્રધાને એવું જાહેરનામું દિવાન-ઇ-આમમાં પ્રકટ કર્યું છે. એ જાહેરનામું એ કોંગ્રેસનો અપૂર્વ વિજય છે પરન્તુ સોનાની થાળીમાં લોઢાની મેખ છે. એમાં કહેવામાં આવ્યું છે કે, કેટલું સ્વરાજ્ય આપવું અને ક્યારે આપવું તે હિન્દી સરકાર અને બ્રિટિશ પ્રજા નક્કી કરશે. આ બાબતમાં સર્વથી વધારે આપણને લાગતું વળગતું છે. તેમાં આપણે અવાજ રજુ કરવાનો હક્ક આપણે માગીએ છીએ. હિન્દના શત્રુઓ શાંત બેઠા નથી. તે સરકારને કહે છે કે સ્થાનિક સ્વરાજ્યથી શરૂઆત કરો. આપણને જોખમદાર રાજ્યનું વચન આપવામાં આવ્યું છે, સ્થાનિક સ્વરાજ્યનું નહિ. જોખમદાર રાજ્યથી નોકરશાહીનો મૃત્યુ ઘંટ વાગશે. આપણને જોખમદાર રાજ્યનું વચન આપવામાં આવ્યું છે, પરન્તુ હું એક ચેતવણી આપવા ઇચ્છું છું. આપણે પોલંપોલ જોઇતું નથી, વિવાદ કરનારી મંડળીઓ જોઇતી નથી. હવે આપણે સંગીન, સત્ય વસ્તુ જોઇએ છે. વસ્તુસ્થિતિનું સમાધાન ત્યારેજ થશે. તે સમાધાનીમાં જેટલો વિલંબ થશે, તેટલો મામલો વધારે ગંભીર બનશે. આઇરીશ ઇતિહાસની ભૂલોનું પુનરાવર્તન હિન્દમાં થવું ન જોઇએ. પરન્તુ એ સુંદર સ્થિતિએ પહોંચાય તે પહેલાં કોંગ્રેસના ઝુંડા નીચે આપણે આપણું કાર્ય ચાલુ રાખવું જોઇએ. "પ્રજાઓ પોતાની મેળે બને છે" એ ઉત્તેજક શબ્દો કોંગ્રેસના ઝુંડા પર સોનેરી અક્ષરોએ લખાયલા છે. માન. રા. જીન્હાએ અનુમોદન આપતાં કહ્યું કે, રાજકીય સુધારાની યોજના લગભગ બે માસમાં પ્રકટ થશે. મારો અભિપ્રાય એ છે કે એ યોજના બહાર પડે ત્યાર પછી જલદી કોંગ્રેસ અને અખિલ હિન્દની મોસ્લેમ લીગની ખાસ બેઠક ભરવી, અને એકઠા બેસીને તે યોજના પર વિચાર કરવો અને આપણી માગણી કેવી હોવી જોઇએ તેનો ચોક્કસ નિર્ણય કરવો જોઇએ. ત્યાર પછી પાછા હઠવું નહિ, અને તે માગણીને આપણી સર્વ શક્તિઓનું બળ આપવું.

બાબુ બિપિન ચંદ્ર પાલે વિશેષ અનુમોદન આપ્યું. લોકમાન્ય બાલ ગંગાધર તિલકે વિશેષ અનુમોદન આપતાં કહ્યું કે, જોખમદાર રાજ્ય એટલે જે રાજ્યમાં કારોબારી સરકાર ધારાસભાને જોખમદાર હોય, અને ધારાસભાના સર્વ સભ્યો ચુંટાવા જોઇએ. એજ જોખમદાર રાજ્ય. કારોબારી સરકાર ધારાસભાના અંકુશ હેઠળ હોય. એટલે હું એમ કહેવા ઇચ્છું છું કે, ગવર્નરો અને લેફ્ટેનન્ટ-ગવર્નરો પણ ચુંટાવા જોઇએ. પરન્તુ એ પગલું છેવટે ભરાશે. હાલના સંયોગોમાં આપણે જે પ્રથમ પગલું માગીએ છીએ તે તરત આપવામાં આવશે તો આપણે સંતુષ્ટ થઇશું. અને સંપૂર્ણ સ્વરાજ્ય જલ્દી મળવું જોઇએ એનો અર્થ એ થાય છે કે, બહુમાં બહુ ૧૦ કે ૧૫ વર્ષમાં. પચાશ વર્ષ એ જલ્દી કહેવાય નહિ. સ્વરાજ્યનાં પગથીયાં આપણે નક્કી કરવાં જોઇએ. કારોબારી સરકારની મરજી પ્રમાણે નહિ. જે કાયદો પસાર કરવામાં આવે તેમાં ચોક્કસ મુદ્દત બતાવવી જોઇએ. હાલમાં આપણા અભિલાષો સંતોષવાને અને હિન્દને સ્વરાજ્ય આપવાની ઠીક શરૂઆત કરવાને ક્રમમાં ક્રમ આપણી યોજના પ્રમાણે આપણને મળવું જોઇએ. જો આપણા હાથમાં રાજ્યતંત્ર સોંપવામાં આવે તો આવતી કાલથી આપણે હિન્દનું રાજ્યતંત્ર ચલાવવા સમર્થ છીએ. વડી સરકારને સ્પર્શ કરતાં પહેલાં પ્રાંતિક સરકારને સુધારવાની આપણા વિરોધીઓ વાતો કરે છે. પરન્તુ એ અર્થહીન વાતો છે. આપણને પ્રથમ વડી સરકારની સત્તામાં સારો ફાળો મળવો જોઇએ. પછી લોકમાન્યે કોંગ્રેસ લીગની યોજનાના ગુણો વર્ણવ્યા હતા. રા. સી. પી. રામસ્વામી આયરે વિશેષ અનુમોદન આપ્યું. બાબુ ચિત્ત રંજન દાસે ઠરાવને વિશેષ અનુમોદન આપતાં પ્રાંતિક સ્વતંત્રતાની માગણી કરી. તેમણે કહ્યું: " હું મારૂં પોતાનું બંધારણ બાંધવા માગું છું. આ દેશને અનુકૂળ થાય એ પ્રકારે હું મારૂં પોતાનું બંધારણ બાંધવા માગું છું જેને હવે પછી મહાન હિન્દી બંધારણ તરીકે ઓળખવામાં આવશે. આપણે તે માગીએ છીએ, તે આપણને મળવું જોઇએ. દરમ્યાન અનંત ચર્ચામાં પડશો નહિ. તમારૂં સઘળું બળ એકઠું કરો, અને આખા દેશમાં એક અવાજે કહો કે, સરકારની સત્તાઓ લોકના હાથમાં સોંપાશે નહિ ત્યાં સુધી આપણને સંતોષ નહિ થાય. તે આપણો કુદરતી હક્ક છે. જીવવાનો અને વધવાનો

દરેક વ્યક્તિનો જન્મસિદ્ધ હક્ક છે. પોતાની પ્રકૃતિ પ્રમાણે જીવવાનો અને વધવાનો દરેક પ્રજાનો કુદરતી હક્ક છે. આપણે તે હક્ક માગીએ છીએ, તે હક્કથી આપણને અન્યાયપૂર્વક વિમુખ રાખવામાં આવ્યા છે. આપણે ઉંઘતા હતા, પરન્તુ ઇશ્વરકૃપાએ આપણે જાગ્રત થયા છીએ, અને આપણે આપણો કુદરતી હક્ક માગીએ છીએ. રા. એમ. આર. જયકરે વિશેષ અનુમોદન આપતાં એક અંગ્રેજી નાહ જાણતા શાસ્ત્રીનો અભિપ્રાય દર્શાવ્યો કે, ઇંગ્લાંડે પોતાની ખાતર હિન્દમાંથી આપખુદીનો નાશ કરવો જોઇએ. રા. બી. પી. વાડીઆએ અને રા. અંસારીએ ઠરાવને વિશેષ અનુમોદન આપ્યું. રા. એસ. આર. બમનજીએ વિશેષ અનુમોદન આપતાં કહ્યું કે, વ્યાપારીવર્ગ સ્વરાજ્યની ચળવળમાં ઉત્સાહપૂર્વક રસ લે છે. શ્રીમતી સરોજિની નાયડુએ વિશેષ અનુમોદન આપતાં કહ્યું: આજે આપણી રાજકીય ફર્યાદોનું મૂળ શું છે ? આપણે શું આ કે પેલી જગ્યા માગીએ છીએ ? બીલકુલ નહિ. આપણી સર્વ ફર્યાદોનું મૂળ એ છે કે, આપણા સ્વમાનને મીટ્ટીમાં કચડી નાખવામાં આવ્યું છે, આપણા જન–બળને ધીટકારવામાં આવ્યું છે, પોતાના માનનો બચાવ કરવાનો, પોતાની સ્ત્રીઓનો બચાવ કરવાનો, પોતાના દેશનું રક્ષણ કરવાનો પુરૂષનો પ્રાથમિક હક્ક તેનાં હથીયારો છીનવી લઇને લઇ લેવામાં આવ્યો છે. તે ઘાતકીમાં ઘાતકી અપમાન છે, તેણે શૂરવીર હિન્દના જુસ્સાને નિર્બળ બનાવી દીધો છે, તેમાં કડવાશ ભરી છે, એટલુંજ નહિ પરન્તુ તેની લગભગ કત્લ કરી છે, એટલે તેને પુનર્જીવન મળે નહિ. તે ભારેમાં ભારે ખોટ છે, તમે રાજકીય સત્તા અને સર્વોપરીપણું ગુમાવ્યાં છે. એટલુંજ નહિ પરન્તુ તમારા જન્મ-સિદ્ધ હક્ક રૂપ, તમારા પવિત્ર ભંડારરૂપ તમારો જુસ્સો ગુમાવ્યો છે. આપણે સત્તાના ભાગલા પાડવા નથી. આપણે સંપૂર્ણ અને જોખમદાર સત્તા માગીએ છીએ. આગળ ચાલતાં હિન્દની સ્ત્રીઓ તરફથી તેમણે કહ્યું: જ્યારે ઘડી આવી પહોંચે, સ્વતંત્રતાની ઘડી આવી પહોંચે, જ્યારે અંધકારમાં તમને માર્ગ-દર્શન કરાવવાને મશાલચીઓની જરૂર લાગે, જ્યારે તમારો ઝુંડો પકડી રાખવાને સ્વતંત્રતાનો ઝુંડો ધારણ કરનારની જરૂર પડે, જ્યારે તમને બળ ખુટતું લાગે, જ્યારે ધીરજ ખુટતાં તમે ઠોકર ખાવ, જ્યારે તમે શ્રદ્ધાને અભાવે મૃત્યુને કાંઠે આવી લાગ્યા હશો ત્યારે તમને દીલાસો

આપનાર, તમારી મશાલો સળગાવનાર, તમારા ઝુંડા પકડી રાખનાર, તમારી શ્રદ્ધા ટકાવી રાખનાર હિન્દનો સ્ત્રીવર્ગ તમને સાથ દેશે. અને જો તમે લડતમાં મૃત્યુ પામશો તો યાદ રાખજો કે ચિતોડની પદ્મિનીનો જુસ્સો આજે પણ હિન્દના સ્ત્રીવર્ગમાં રહેલો છે, યાદ રાખજો કે હિન્દની પ્રતિષ્ઠા તમારી સ્ત્રીઓના હાથમાં સુરક્ષિત છે, કે હિન્દની પ્રતિષ્ઠા હિન્દના સ્ત્રીવર્ગમાં મૂર્તિમંત છે, અને હિન્દની સ્વતંત્રતાને માટે હિન્દનો સ્ત્રીવર્ગ પતિને ભેટવા જતી નવોઢાની માફક આત્મભોગની ચિતા પર ચઢી જશે. માન. પંડિત મદન મોહન માલવીયે વિશેષ અનુમોદન આપતાં કહ્યું કે, આપણે જે યોજના તૈયાર કરી છે તે હિન્દની પરિસ્થિતિને અત્યંત અનુકૂળ છે. સાચી વાત છે કે, આપણે યોજના ઘડી ત્યાર પછી ઘણા ફેરફારો થયા છે, પરન્તુ તે યોજના ઘડનારાઓનું ડહાપણ અને દીર્ઘદૃષ્ટિ એમાં છે કે હજી તે યોજના જ શ્રેષ્ઠતા ભોગવે છે અને સૂચવેલી બીજી યોજનાઓથી સરસ છે. આપણે રજુ કરેલી યોજના વિષે એવો આરોપ આણી શકાય એમ નથી કે આપણે બહુ ભારે માગણી કરી છે. રાષ્ટ્રીય ભાવના કહે છે કે, આપણે આપણી પોતાની ઉપર રાજ્ય કરવું જોઇએ. વળી આપણી સરકાર નિષ્ફળ ગઇ છે એ વિશેષ કારણ છે. જોખમદાર રાજ્ય ને ઉત્તેજન આપવાથી જો પ્રજાના પ્રતિનિધિઓને અવાજ મળશે તો સારાં પરિણામ આવશે. આપણે જે યોજના રજુ કરી છે. તે પૂરતી મર્યાદિત છે, તેને વિશેષ મર્યાદિત ન બનાવો. આપણી યોજનાનું અગત્યનું લક્ષણ એ છે કે, દેશમાં સત્તાનાં સર્વ કેન્દ્રસ્થળોમાં આપણને સત્તા મળવી જોઇએ, અને સત્તાનું અતિમહત્ત્વનું કેન્દ્રસ્થળ વડી સરકાર છે. જો હિન્દી સરકારમાં આપણને સત્તા આપવામાં ન આવે તો મારે કહેવું જોઇએ કે સુધારાના આપણા પ્રયત્નો નિષ્ફળ ગયા છે. મને અગત્યનું લાગે છે કે વડી સરકારમાં આપણને સત્તા મળવી જોઇએ, નહિ તો પ્રાંતિક સરકારો જેટલી પ્રગતિ કરે તેનો ચોથો ભાગ કે દશમો ભાગ પણ કરી નહિ શકે. જે પુરૂષ હિન્દી સરકારની સત્તા પર કાબુ ધરાવશે તેજ પ્રાંતોના વિકાસમાં સહાય કરી શકશે. તેથી પ્રાંતિક સ્વતંત્રતાથી પણ આપણે સંતોષ પામવો નહિ. જ્યાં સુધી વધારે સારી યોજના રજુ કરવામાં ન આવે ત્યાં સુધી કોંગ્રેસ-લીગની યોજનાને સંપૂર્ણ અંતઃકરણપૂર્વક અનુમોદન

આપવાની આપણી પવિત્ર ફરજ છે. પછી બાબુ સુરેન્દ્રનાથ બેનરજીએ બેગાઇ હાલ્દર નામના નામશૂદ્રોના એક પ્રતિનિધિની કોંગ્રેસને ઓળખાણ કરાવી. તેણે યોજનાના અનુમોદનમાં બંગાળીમાં ભાષણ આપ્યું. ઠરાવ પસાર કરવામાં આવ્યો.

સંસ્થાનોમાં હિન્દીઓની સ્થિતિ વિષે ઠરાવ તેરમો મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધીએ રજુ કર્યો. તેમણે હિન્દીમાં ભાષણ કર્યું. રા. પટ્ટણવાળાએ ઠરાવને અનુમોદન આપ્યું, બ્રિટિશ પૂર્વ આફ્રિકામાં હિન્દીઓને વેઠવી પડતી હાડમારીઓનું વર્ણન કર્યું. શેખ ઇબ્રાહીમે અને સાધુ ગણપત પંતલુએ તેને વિશેષ અનુમોદન આપ્યું અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

ગીરમીટીયા મજુરી રદ કરવાનો ઠરાવ ચૌદમો બાબુ શશાંક જીવન રાયે રજુ કર્યો, અને તે પસાર કરવામાં આવ્યો.

પછાત વર્ગોના ઉદ્ધાર વિષે ઠરાવ પંદરમો રા. જી. એ. નેટસને રજુ કર્યો. રા. બી. જે. દેસાઇએ તેને અનુમોદન આપ્યું, રા. રામ આયર અને મી. અસદ્ અલીએ તેને વિશેષ અનુમોદન આપ્યું અને તે પસાર કરવામાં આવ્યો.

દમનીય કાયદાનો અમલ કેવો કરવામાં આવે છે તેની તપાસ કરવાને પાર્લામેન્ટનું કમીશન નીમવા વિષે ઠરાવ સોળમો અને હિન્દી બોય સ્કાઉટ્સ મંડળોની સ્થાપના વિષે ઠરાવ સત્તરમો પ્રમુખ સ્થાનેથી રજુ કરવામાં આવ્યા અને તે પસાર કરવામાં આવ્યા.

ઇંગ્લાંડ પ્રતિનિધિમંડળ મોકલવા વિષે ઠરાવ અઢારમો માન. રા. કે. વી. રંગાસ્વામી આયંગરે રજુ કર્યો, અને તે પસાર કરવામાં આવ્યો.

મેસર્સ બૅપ્ટીસ્ટા અને એચ. એસ. એલ. પોલકે ઇંગ્લાંડમાં મજુર વર્ગની પરિષદમાં હાજરી આપવા વિષેનો ઠરાવ ઓગણીસમો પ્રમુખે રજુ કર્યો અને તે પસાર કરવામાં આવ્યો.

નવા કોંગ્રેસ ગોઠવણીની સ્થાપના વિષે ઠરાવ વીસમો, કોંગ્રેસ બંધારણમાં કરવાના સુધારા વિષે ઠરાવ એકવીસમો, બ્રિટિશ કોંગ્રેસ કમિટીની

સેવાઓની કદર કરવા વિષે ઠરાવ બાવીસમો અને સામાન્ય સેક્રેટરીઓની નીમણુંક વિષે ઠરાવ ત્રેવીસમો પ્રમુખે રજુ કર્યા અને તે પસાર કરવામાં આવ્યા.

ચોવીસમા ઠરાવમાં કોંગ્રેસને દિલ્હીમાં આમંત્રણ કરવામાં આવ્યું.

પછી પ્રમુખનો, પ્રતિનિધિઓનો, સ્વયંસેવકોનો અને કાર્ય કરતારાઓનો આભાર માનવામાં આવ્યો. પ્રમુખે વળતો જવાબ આપ્યો, અને બત્રીસમી કોંગ્રેસની બેઠક સમાપ્ત થઇ.

---

## ઠરાવો.

### કોંગ્રેસનો શોક.

૧. દાદાભાઇ નવરોજીના મૃત્યુને માટે પોતાની ઉંડા શોકની લાગણીની આ કોંગ્રેસ નોંધ લે છે. માતૃભૂમિની તેમની મહાન્ સેવાઓને લીધે તેમના દેશબંધુઓ સદૈવ તેમનું આભાર સ્મરણ કરશે, અને તેમનું સાધુજીવન, તેમના ખાનગી સદ્ગુણો અને જાહેર સદ્ગુણો હંમેશને માટે હિન્દની પ્રજાને દાખલારૂપ અને ઉત્સાહ આપનાર નીવડશે.

૨. અબ્દુલ રસુલના અચાનક અને અકાળ મૃત્યુને માટે આ કોંગ્રેસ પોતાનો ઉંડો શોક દર્શાવે છે, તેમનું ચારિત્ર શ્રેષ્ઠ હતું, ઉમદા કર્તવ્યપરાયણતા અને અત્યંત વિશુદ્ધ અને નિષ્કલંક દેશપ્રેમ તેમનામાં હતાં, કોમ, ભાષા અને ધર્મના ભેદો ભૂલી જઇને પોતાના દેશની પ્રેમપૂર્વક સેવા કરવાને આ દેશના હિન્દુઓ અને મુસલમાનોને એકત્ર કરવાનો તેમણે અથાક પ્રયત્ન કર્યો હતો.

### હિન્દની વફાદારી.

૩. હિન્દની સંયુક્ત પ્રજાની વતી તેમની ઉંડી વફાદારી, તાજ પ્રતિ ઉંડો પ્રેમ, બ્રિટિશ સંબંધ પ્રતિ તેમની અડગ મૈત્રી અને સર્વ ભોગ આપીને સામ્રાજ્યને પડખે ઉભા રહેવાનો તેમનો દૃઢ નિશ્ચય આ કોંગ્રેસ ના. શહેનશાહને માનપૂર્વક દર્શાવે છે.

### મી. મોંટેગ્યુને આવકાર.

૪. રાઇટ ઓનરેબલ ઇ. એસ. મોંટેગ્યુની હિન્દની મુલાકાતને અવસરે આ કોંગ્રેસ તેમને અત્યંત અંતઃકરણપૂર્વક આવકાર આપે છે. કોંગ્રેસ આશા

રાખે છે કે, તેમની મુલાકાત સફળ થશે, અને આ દેશમાં જોખમદાર રાજ્ય સ્થાપવાની ભારે આવશ્યક્તાની તેમને ખાત્રી થશે.

### મહમ્મદઅલી અને શૌકતઅલી.

૫. હિન્દ અને અન્ય દેશોના સઘળા ઇસ્લામીઓની માફક તેઓ જે ધાર્મિક વિચારો ધરાવે છે, અને જે ના. શહેનશાહ તરફની વફાદારીને પ્રતિકૂળ નથી, તે વિચારોને માટે મેસર્સ મહમ્મદઅલી અને શૌકતઅલી ૧૯૧૪ ના ઑક્ટોબરથી સજા ભોગવે છે, અને હમણાં તેમને " ઇન્ટર્ન " કરી રાખવામાં આવેલા છે, તેમને *તત્કાળ* છોડી દેવાનો આ કોંગ્રેસ સરકારને આગ્રહ કરે છે.

### લશ્કરવિષયક.

૬. ( ક ) આ કોંગ્રેસ આગ્રહ કરે છે કે હિન્દ રક્ષક સેનાના કાયદાની રૂએ ના. શહેનશાહની હિંદી પ્રજામાંથી જે લશ્કરી તાલીમ લેવા બહાર પડે તેમની મોટી સંખ્યાને તેવી તાલીમ આપવાની પૂરતી સગવડ કરવી અને ખાસ કરીને કોંગ્રેસ આગ્રહ કરે છે કે, ૧૬ થી ૧૮ વર્ષના તરૂણોની કેડેટ કોર્પ્સ દરેક પ્રાંતમાં ઉભી કરવી.

( ખ ) હિન્દીઓને લશ્કરમાં કમીશનના ઓદ્ધાઓ આપવા વિરૂદ્ધનો ખામી પ્રતિબંધ દૂર કરવા માટે અને નવ હિન્દીઓને એવા ઓદ્ધા આપવા માટે આ કોંગ્રેસ સંતોષ દર્શાવે છે, અને આશા દર્શાવે છે કે ભવિષ્યમાં નિમણુંકોને માટે બાંધવામાં આવનાર નિયમોમાં હિન્દીઓને મોટા પ્રમાણમાં કમીશનના ઓદ્ધા આપવાની, અમલદારોને આ દેશમાં તાલીમ આપવાને અને તેમની પરીક્ષા લેવાને કોલેજો ખોલવાની વ્યવસ્થા રાખવામાં આવશે. કોંગ્રેસ વિશેષ આશા રાખે છે કે તે નિયમો પસાર કરવામાં આવે તે પહેલાં પ્રજાની જાણને માટે તે પ્રસિદ્ધ કરવામાં આવશે.

(ગ) આ કોંગ્રેસ મજબૂત આગ્રહ કરે છે કે, હિન્દી સીપાઇઓ અને બીન-કમીશન્ડ અમલદારોના પગારમાં, વધારામાં અને સામગ્રીમાં સુધારો કરવો જોઇએ.

### વર્તમાનપત્રોનો કાયદો.

૭. આ કોંગ્રેસ પોતાની દૃઢ પ્રતીતિની નોંધ લે છે કે, ૧૯૧૦ ના છાપાંના કાયદાથી કારોબારી સરકારને મળેલી વિશાળ અને નિરંકુશ સત્તાને લીધે, અને તેનો જે પ્રકારે ઉપયોગ કરવામાં આવે છે તેને લીધે તે કાયદો હિન્દી છાપાંને ઘાતકીરૂપ થઇ પડયો છે અને તેથી જાહેર જીવનનો અધઃપાત થયો છે; અને તેને રદ કરવાનો મજબૂત આગ્રહ કોંગ્રેસ સરકારને કરે છે.

## દમન.

૯. (ક) ગયા ડિસેમ્બર માસની ૧૦ મી તારીખે જે કમિટીની નીમણુંક જાહેર કરવામાં આવી છે, તેને આ કોંગ્રેસ વખોડી કાઢે છે, કેમકે તે નીમણુંકનો ઉદ્દેશ રાહત આપવાનો નથી પરન્તુ બંગાળમાં કહેવાતા બળવાખોર કાવત્રાંને પહોંચી વળવાને કારોબારી સરકારને વિશેષ સત્તા આપવાના નવા કાયદા દાખલ કરવાનો છે.

(ખ) હિન્દ રક્ષક કાયદાનો અને ૧૮૧૮ ના ત્રીજા રેગ્યુલેશનનો (બંગાલ) વિશાળ ઉપયોગ કરવામાં આવે છે તે તરફ આ કોંગ્રેસ ભય દર્શાવે છે અને આગ્રહ કરે છે કે, હિન્દ રક્ષક કાયદાના ઉપયોગમાં અનુસરવામાં આવતો સિદ્ધાંત અને સ્વીકારવામાં આવતી કામ ચલાવવાની રીત ઇંગ્લાંડના રાજ્ય રક્ષક કાયદાના જેવીજ હોવી જોઇએ.

(ગ) હિન્દ રક્ષક કાયદાના કડક અને નિરંકુશ ઉપયોગથી ગંભીર અને બહોળા પ્રમાણમાં અસંતોષ ઉત્પન્ન થયો છે તે જોતાં આ કોંગ્રેસ આગ્રહ કરે છે કે, તપાસ કર્યાં વિના લોકોને સજા કરવાની બ્રિટિશોને ન શોભે એવી નીતિ સરકારે એકદમ છોડી દેવી જોઇએ અને હિન્દના સનદશીર બંધારણના વિકાસને માટે અને મહારાજ્ય જે લડાઇમાં ઉતરેલું છે, તે લડાઇ ફતેહમંદીથી આગળ ચલાવવાને માટે આવશ્યક શાંત વાતાવરણ ઉત્પન્ન કરવાને સઘળા રાજકીય કેદીઓને સામાન્ય ક્ષમા આપવી.

(ઘ) કોંગ્રેસ આગ્રહ કરે છે કે, જે જે પ્રાંતોમાં "ડીટેન્યુઓ" રાખવામાં આવતા હોય તે તે પ્રાંતોની ધારાસભાના બીનઅધિકારી સભ્યોએ એક કમિટી ચુંટી કાઢવી, જે કમિટી પોતાના પ્રાંતમાં સર્વ "ડીટેન્યુઓ"ની મુલાકાત લેશે અને માંદગીના અને કડક અથવા અન્યાયી વર્તણુંકના સર્વ બનાવોની સરકારને ખબર આપશે.

૧૧. લાલા અર્જુનલાલ શેઠી નામના એક જૈન કેદી હમણાં વેલોર બંદીખાનામાં છે, તે પોતાના ધાર્મિક સિદ્ધાંતોને લીધે ભૂખમરાથી મૃત્યુ પામવાના ભયમાં છે એવી તાકીદની ખબર પ્રમુખ તરફથી મળતાં આ કોંગ્રેસ હિન્દી સરકારને વિનતિ કરે છે કે, તેમણે એકદમ વચ્ચે પડવું અને તેમની જીંદગી બચાવવી.

૧૫. ગવર્નર-જનરલ-ઇન્-કાઉન્સીલ અને વડી ધારાસભા અને પ્રાંતિક સરકારોએ બોલવાના, લખવાના, મંડળીઓ અને સભાઓ ભરવાના સ્વાતંત્ર્ય ઉપર અંકુશ મુકનાર ખાસ દમનીય કાયદા ઘડયા છે તેમનો અમલ કેવી રીતે

કરવામાં આવે છે, અને એવાંજ કામોને માટે હિન્દ રક્ષક કાયદાનો ઉપયોગ કરવામાં આવે છે, અને જૂદા જૂદા પ્રાંતોમાં અનિશ્ચિતતા અને અવિશ્વાસ ઉત્પન્ન થાય એવી રીતે ભિન્ન ભિન્ન પ્રકારે તેમનો અમલ કરવામાં આવે છે તેની તપાસ કરવાને પાર્લામેન્ટરી કમીશન નીમવાની વિનતિ હિન્દી પ્રધાનદ્વારા પાર્લામેંટને કરવી.

ઉપલો ઠરાવ ના. વાયસરોય દ્વારા પ્રમુખે હિન્દી પ્રધાનને મોકલવો.

## સ્વરાજ્ય.

૧૨. શાહી સરકારની વતી ના. શહેનશાહના હિન્દી પ્રધાને જાહેર કર્યું છે કે, તેની નેમ હિન્દમાં જોખમદાર રાજ્ય સ્થાપવાની છે, તે તરફ આ કોંગ્રેસ પોતાનો સાભાર સંતોષ દર્શાવે છે.

હિન્દમાં જોખમદાર રાજ્ય સ્થાપવાનો પાર્લામેન્ટરી કાયદો તત્કાળ ઘડવાની જરૂર વિષે આ કોંગ્રેસ મજબૂત આગ્રહ કરે છે, અને સંપૂર્ણ જોખમદાર રાજ્ય જલ્દી આપવાની અમુક મુદ્દત તે કાયદામાંજ ઠરાવવી.

આ કોંગ્રેસનો મજબૂત અભિપ્રાય છે કે, એ કાર્યવાહીમાં પહેલા પગલા તરીકે કોંગ્રેસ-લીગની સુધારાની યોજના તે કાયદાએ તત્કાળ દાખલ કરવી જોઇએ.

## સંસ્થાનોમાં હિન્દીઓ.

૧૩. આ કોંગ્રેસ એકવાર ફરીથી પોતાનો શોક દર્શાવે છે કે, દક્ષિણ આફ્રિકા અને પૂર્વ આફ્રિકાના બ્રિટિશ હિન્દીઓના હકકો હજી છીનવી લેવામાં આવે છે, જેથી તેમના વ્યાપારપર ગંભીર અસર થાય છે અને તેમને રહેવાની મુશ્કેલી વેઠવી પડે છે, અને મહારાજ્યના એ ભાગોમાં જવાની અને ફરવાની છુટ પર અન્યાયયુકત અને અયોગ્ય અંકુશ મુકાય છે, અને આશા રાખે છે કે, જે હિન્દીઓએ હકકની ઉણપો છતાં કોર્પ્સ ઉભી કરીને અને બીજી રીતે લડાઇમાં સંપૂર્ણ ભાગ લીધો છે, તેમની તરફની પોતાની જોખમદારીઓનો વિચાર સ્થાનિક સત્તાવાળાઓ કરશે, અને કરવામાં આપેલી ફર્યાદો સત્તાવાળાઓ દૂર કરશે, અને તે તે સ્થાનિક સત્તાવાળાઓને આ ઠરાવનો સાર તારથી મોકલી આપવાની પ્રમુખને સત્તા આપે છે.

## ગિરમીટીયા મજુરી.

૧૪. આ કોંગ્રેસનો અભિપ્રાય છે કે, ગિરમીટીયા મજુરીના સવાલ પર વિચાર કરવાને ખાતાં ખાતાંની કમિટી થોડા સમય પર લંડનમાં બેઠી હતી તેના રીપોર્ટથી ગિરમીટીયા મજુરીનાં દુઃખો દૂર થશે નહિ. વળી આ કોંગ્રેસનો

અભિપ્રાય છે કે, લાગતા વળગતા સઘળાઓએ કબુલ કર્યું છે તે પ્રમાણે તે અનિષ્ટોએ મજુરોને પારાવાર નુકસાન કર્યું છે તેમને અસરકારક રીતે નષ્ટ કરવાને ગિરમીટીયા મજુરી તદ્દન બંધ કરવી જોઇએ, અને મી. સી. એફ. એન્ડ્રુઝ તબીયતને પુષ્કળ જોખમમાં નાખીને ફીજી ટાપુઓમાં ગયા છે અને તે ટાપુઓમાં રહેતા હિન્દીઓના ભલા માટે હજી પરિશ્રમ કરી રહ્યા છે, તેમણે કરેલી સેવાઓની આ કોંગ્રેસ સાભાર કદર કરે છે.

### પછાત વર્ગો.

૧૫. પછાત વર્ગોને રૂઢીને પરિણામે જે હાડમારીઓ વેઠવી પડે છે, અને જે અત્યંત સંતાપક અને દુઃખદ છે અને તેથી તે વર્ગોને બહુ દુઃખ અને અગવડ વેઠવાં પડે છે તે દૂર કરવાની જરૂર, ન્યાય અને ધાર્મિકતા તરફ આ કોંગ્રેસ હિન્દની પ્રજાનું ધ્યાન ખેંચે છે.

### બૉય સ્કાઉટ હીલચાલ.

૧૭. દરેક પ્રાંતમાં હિન્દી કાબુ હેઠળ હિન્દી બૉય સ્કાઉટ્સ મંડળીઓ સ્થાપવાની આ કોંગ્રેસ ભલામણ કરે છે.

### પ્રતિનિધિમંડળ.

૧૮. જરૂર લાગે તો ઇગ્લાંડ એક પ્રતિનિધિમંડળ મોકલવાની અખિલ-હિન્દની કોંગ્રેસ કમિટીને સત્તા આપવામાં આવે છે.

### કોંગ્રેસ અને મજુરવર્ગ.

૧૯. મી. જોસેફ બૅપ્ટીસ્ટા અને મી. એચ. એસ. એલ. પોલક બંને હમણાં ઇગ્લાંડમાં છે તેમને આ કોંગ્રેસ વિનતિ કરે છે કે, હિન્દને જોખમદાર રાજ્ય આપવાનો કાયદો પાર્લામેંટમાં પસાર કરાવી આપવામાં મદદ આપવાનું મજુરવર્ગે વચન આપ્યું છે, તેને અંતઃકરણપૂર્વક વધાવી લેવામાં આવે છે એવો સંદેશ મજુરવર્ગની વાર્ષિક પરિષદ્‌માં તેમણે પહોંચાડવો. આ કોંગ્રેસ પ્રમુખને સત્તા આપે છે કે, મજુરપક્ષના પ્રતિનિધિઓના આમંત્રણને માન આપીને આગામી મજુર પરિષદ્‌માં હાજરી આપવાની મેસર્સ બૅપ્ટીસ્ટા અને પોલકને વિનતિ કરે છે એવી મતલબનો તાર હિન્દી રાષ્ટ્રીય કોંગ્રેસની બ્રિટિશ કમિટીના પ્રમુખ સર વિલિયમ વેડરબર્ન બૅરોનેટને મોકલવો.

### નવા કોંગ્રેસ ગોળો.

૨૦ મદ્રાસ ઇલાકામાં તેલુગુ જીલ્લાઓ, મુંબાઇ ઇલાકામાં સીંધ, અને દિલ્હી તેમજ અજમેર-મેરવાર અને બ્રિટિશ રજપુતાનાને અલગ કોંગ્રેસ ગોળો ગણવા.

## સ્વદેશીઓ ઠરાવ.

૧૦. ( ક ) આ કોંગ્રેસ હિન્દી હથીયારબંધીનો કાયદો રદ કરવાનો આગ્રહ કરે છે અને માગણી કરે છે કે હથીયારો રાખવા તથા તેનો ઉપયોગ કરવાની શરતોમાં ના. શહેનશાહની હિન્દી તથા યુરોપીય પ્રજા વચ્ચે કશો તફાવત રાખવો નહિ.

( ખ ) આ કોંગ્રેસનો મજબૂત અભિપ્રાય છે કે, તાજનાં સંસ્થાનોમાં અને સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનોમાંના હિન્દીઓને ના. શહેનશાહની અન્ય પ્રજાની સાથે સંપૂર્ણ સમાનતાના દરજ્જાપર મુકવા જોઇએ.

( ગ ) ૧૯૦૬ અને ૧૯૧૬ ની કોંગ્રેસોએ પસાર કરેલા કેળવણી વિષેના ઠરાવો મંજુર કરતાં આ કોંગ્રેસનો મજબૂત અભિપ્રાય છે કે, હિન્દી છોકરાઓ અને કન્યાઓની કેળવણી હિન્દી કાબુ હેઠળ મુકવાનો તેમજ તેમાં હિન્દી જુસ્સો મેરવાનો સમય ક્યારનો આવી પહોંચ્યો છે, અને એ શરતો પાળનાર સર્વ જોખમદાર હીલચાલોને સક્રિય અનુમોદન આપવાનો હિન્દી પ્રજાને આગ્રહ કરે છે.

( ઘ ) દર વર્ષે મલેરીઆ, પ્લેગ અને બીજા ઉડતા અને ચેપીરોગોથી જે ત્રાસ વર્તે છે તે ધ્યાનમાં લેતાં આ કોંગ્રેસ આગ્રહ કરે છે કે, સુખાકારીના સવાલો તરફ હમણાં જેટલું ધ્યાન આપવામાં આવે છે તે કરતાં ઘણું વધારે ધ્યાન આપવું જોઇએ અને દેશના સુખકારી સુધારા માટે પૂરતાં પગલાં ભરાવાં જોઇએ.

( ચ ) સ્વદેશી ઉદ્યોગોના વિકાસને ઉત્તેજન આપવાને માટે ગંભીર અને સતત પ્રયાસો કરીને અને ભોગ આપીને પણ હિન્દી પદાર્થો પસંદ કરીને સ્વદેશી હીલચાલની ફતેહને માટે પરિશ્રમ કરવાની આ કોંગ્રેસ હિન્દી પ્રજાને આજ્ઞા કરે છે.

( છ ) જ્યુરી સમક્ષ કામ ચલાવવાની પદ્ધતિનો વધારે બહોળા ઉપયોગનો આ કોંગ્રેસ પક્ષ કરે છે, અને આગ્રહ કરે છે કે જ્યુરી સમક્ષની સર્વ તપાસોમાં હિન્દીઓને એવો હક્ક મળવો જોઇએ કે કમમાં કમ અર્ધા જ્યુરરો તેમના પોતાનાજ દેશબંધુઓ હોવા જોઇએ.

( જ ) હિન્દમાં કારોબારી અમલદારોને ન્યાયની સત્તા સોંપવી નહિ અને દરેક પ્રાંતમાં ન્યાયધીશી મંડળને તે પ્રાંતની વરિષ્ઠ કચેરીની હકુમત હેઠળ મુકવું.

## બંધારણમાં સુધારા.

૮. (ક) કોંગ્રેસ બંધારણની ૨૯ મી કલમમાં " સામાન્ય સેક્રેટરીઓ "

એ શબ્દોની પહેલાં "બે" શબ્દ છે તે કાઢી નાખીને તેની જગ્યાએ "ત્રણ" શબ્દ મુકવો.

(ખ) ૨૭ મી કલમમાં "લવાજમની રકમ ઇ." ની પહેલાં "અર્ધી" શબ્દ મુકવો.

(ગ) ૩૦ મી કલમ પછી નીચે પ્રમાણે ઉમેરો કરવો.

"હિન્દી રાષ્ટ્રીય કોંગ્રેસના બંધારણને અનુકૂળ આવે એ પ્રકારે પોતાનું કામ કરવાના નિયમો ઘડી કાઢવાની સત્તા અખિલ-હિન્દની કોંગ્રેસ કમિટિને મળશે."

૨૧. (ક) બંધારણની ૬ ઠ્ઠી કલમ અને બીજી કલમોમાં "પ્રાંત" શબ્દમાં કોંગ્રેસ ગોળ રચવામાં આવ્યો હોય તેનો સમાવેશ થાય છે.

(ખ) ૬ ઠ્ઠી કલમમાંથી 'નવ' શબ્દ કાઢી નાખવો.

(ગ) 'મદ્રાસ' શબ્દ પછી '૨. આંધ્ર' ઉમેરો, '૨' ને ફેરવીને '૩' કરો, 'મુંબાઇ' શબ્દ પછી '૪. સીંધ' ઉમેરો, '૩' ને ફેરવીને '૫' કરો, અને '૪'ને '૬' કરો અને 'સંયુક્ત પ્રાંતો' એ શબ્દો પછી, '૭. અજમેર-મારવાડ સહિત દિલ્હી અને બ્રિટિશ રજપૂતાનાનો સમૂહ' ઉમેરો અને '૫' ને ફેરવીને '૮' કરો, '૬' ને '૯' કરો, '૭' ને '૧૦' કરો '૮' ને '૧૧' કરો, અને '૯' ને '૧૨' કરો.

(ઘ) ૧૩ મી કલમમાં '૧૫ પ્રતિનિધિઓ...બ્રહ્મદેશ' ના એ શબ્દોને બદલે નીચે પ્રમાણે ઉમેરો:—

| | | |
|---|---|---|
| ૧૪ | પ્રતિનિધિઓ | મદ્રાસના. |
| ૧૧ | ,, | આંધ્રના. |
| ૨૦ | ,, | મુંબાઇના. |
| ૫ | ,, | સીંધના. |
| ૨૫ | ,, | બંગાળના. |
| ૨૫ | ,, | સંયુક્ત પ્રાંતોના. |
| ૫ | ,, | દિલ્હી, અજમેર-મારવાડ અને બ્રિટિશ રજપુતાનાના. |
| ૨૦ | ,, | પંજાબ અને વાયવ્ય પ્રાંતોના. |
| ૧૨ | ,, | મધ્ય પ્રાંતોના. |
| ૨૦ | ,, | બિહાર અને ઓરીસ્સાના. |
| ૬ | ,, | વરાડના. |
| ૫ | ,, | બ્રહ્મદેશના. |

(ચ) ૨૪ મી કલમમાં '૧૫ થી વધારે નહિ...બ્રહ્મદેશ' એ શબ્દોમાં ઉપર જણાવ્યા પ્રમાણે ફેરફાર કરવો.

( ७ ) બંધારણની ૧૪, ૧૫ અને ૧૭ કલમો છતાં પણ નવા રચવામાં આવેલા કોંગ્રેસ ગોળો અને બીજા ગોળોના વધારાના સભ્યોનાં નામો સામાન્ય સેક્રેટરીઓને જણાવવામાં આવે કે તરતજ ૧૯૧૮ માં અખિલ-હિન્દની કોંગ્રેસ કમિટીમાં તેમણે પોતાની જગ્યાઓ લેવી અને ૧૪ કલમની રૂયે ૧૯૧૮ ને માટે કરવામાં આવેલી ચુંટણીઓને આથી કશો બાધ આવશે નહિ.

સામાન્ય.

૨૨. સર વિલિયમ વેડરબર્ન અને બ્રિટિશ કમિટીના અન્ય સભ્યોની સેવાઓની કદરની આ કોંગ્રેસ નોંધ લે છે અને ઠરાવ કરે છે કે, બ્રિટિશ કમિટીની સંસ્થા અને " ઇંડીઆ " ને નિભાવી રાખવાં જોઇએ.

૨૩. ( ક ) આવતા વર્ષને માટે રા. સી. પી. રામસ્વામી આયર, માન. રા. ભુરગ્રી અને દિવાન બહાદુર કેશવ પીલ્લાઇને સામાન્ય સેક્રેટરીઓ તરીકે નીમવામાં આવે છે.

( ખ ) આ કોંગ્રેસ રા. સુબ્બા રાવ અને સૈયદ મહમ્મદનો અંતઃકરણપૂર્વક આભાર માને છે અને આશા રાખે છે કે, તેઓ કોંગ્રેસને હજી મદદ અને સલાહ આપશે.

૨૪. આવતી કોંગ્રેસ દિલ્હીમાં ભરવામાં આવશે,

# પ્રકરણ ૪ થું.

## મુંબાઇની ખાસ રાષ્ટ્રીય કોંગ્રેસ.

આગલા પ્રકરણમાં દર્શાવ્યા પ્રમાણે હિન્દી પ્રધાન મી. મોંટેગ્યુ અને વાયસરોય લૉર્ડ ચેમ્સફર્ડે તૈયાર કરેલી રાજકીય સુધારાની યોજના ૧૯૧૮ માં બહાર પાડવામાં આવી. તે યોજના વિષે સમગ્ર દેશનો એકત્ર અવાજ રજુ કરવાને માટે મુંબાઇમાં ખાસ કોંગ્રેસ ભરવાનું કામ ઉપાડી લેવામાં આવ્યું. ૧૯૧૮ ની ૨૯ મી, ૩૦ મી, ૩૧ મી ઑગસ્ટ અને ૧ લી સપ્ટેમ્બરે ખાસ કોંગ્રેસની બેઠક ભરવામાં આવી. ખાસ કોંગ્રેસની બેઠક પ્રથમ ૨૮ મી ઑગસ્ટે ભરવાનો ઠરાવ કરવામાં આવ્યો હતો, પરન્તુ ઉપર દર્શાવેલી યોજનાથી દેશમાં તીવ્ર મતભેદ જન્મ પામ્યો હતો અને કોંગ્રેસમાં બે પક્ષ પડી જવાનો ભય હતો, તેમની વચ્ચે સમાધાની કરવાના ઉદ્દેશથી કોંગ્રેસની બેઠક એક દિવસ મોડી ભરવામાં આવી, પરન્તુ દુર્ભાગ્યે તે પક્ષો વચ્ચે સમાધાન થયું. નહિ. આ પ્રમાણે એક વાર ફરીથી કોંગ્રેસમાં તડ પડી, પરન્તુ હવે કોંગ્રેસ એટલી બધી લોકપ્રિય થઇ પડી છે કે, સમગ્ર હિન્દી પ્રજાનો મોટો ભાગ કોંગ્રેસના ઝુંડા હેઠળ ઝુમી રહ્યા છે.

કોંગ્રેસનો ભવ્ય અને વિશાળ મંડપ મરીન લાઇન્સ મેદાન પર બાંધવામાં આવ્યો હતો. પ્રતિનિધિઓની સંખ્યા ૪,૯૯૮ હતી, જેમાં ૫૦ થી વધારે પ્રતિનિધિઓ પછાત વર્ગોના હતા. પ્રેક્ષકોથી ગંજાવર મંડપ ચીકાર ભરાઇ ગયો હતો. પ્રતિનિધિઓની સંખ્યા પ્રાંતવાર નીચે પ્રમાણે હતી.

| | |
|---|---|
| મુંબાઇ.... | ૩,૭૩૬ |
| વરાડ | ૩૫૧ |
| મદ્રાસ | ૨૦૨ |
| મધ્ય પ્રાંતો | ૧૮૦ |

| | |
|---|---|
| બંગાલ... | ૧૫૭ |
| સીંધ... | ૧૪૫ |
| સંયુક્ત પ્રાંતો... | ૮૫ |
| પંજાબ... | ૪૩ |
| દિલ્હી અને અજમેર–મારવાડ... | ૨૬ |
| બિહાર અને ઓરીસ્સા... | ૧૯ |
| બ્રહ્મદેશ... | ૧૦ |
| આંધ્ર... | ૯ |
| દક્ષિણ આફ્રિકા... | ૧ |
| | ૪,૯૬૮ |

પ્રારંભમાં મહિલાઓએ વન્દે માતરમ્ આદિ સંગીત આલાપ્યું.

સ્વાગત સભાના પ્રમુખ માન. રા. વિઠ્ઠલભાઇ ઝવેરભાઇ પટેલે આવકાર આપનારા પોતાના ભાષણમાં પ્રતિનિધિઓને સહૃદય આવકાર આપ્યો. કોંગ્રેસની સ્થિતિનો વિકાસ કેવી રીતે થયો તે બતાવીને વક્તાએ કહ્યું કે, સુધારાની યોજના આકારવામાં આવી છે, તે કોંગ્રેસનેજ આભારી છે. પછી મતભેદને લીધે જે મોડરેટો કોંગ્રેસથી વિખુટા પડી ગયા હતા, તેમને માટે તેમણે ખેદ દર્શાવ્યો. તેમણે કહ્યું: જો કોંગ્રેસ સુધારાની યોજનાનો સંપૂર્ણ ત્યાગ કરે તોજ તેઓ કોંગ્રેસથી અલગ થઇ શકે. પોતાના ડહાપણની ઉચ્ચ કક્ષામાં તેઓ તેમ કરવાને થોભ્યા નથી. તેમણે કોંગ્રેસને ઉતાવળીઓ ન્યાય આપ્યો છે; તે શું કરે છે તે જોવાને થોભ્યા શિવાય તેમણે તેનો તિરસ્કાર કરીને પોતાના હાથમાંથી તરછોડી છે, અને આ કોંગ્રેસની બેઠકો સમાપ્ત થાય ત્યાર પછી તેમણે એક પરિષદ્ ભરવાનો નિશ્ચય કર્યો છે. જો અણધારી વાત બને અને સુધારાની યોજનાનો એકદમ ત્યાગ કરવાની કોંગ્રેસ ના પાડે તો જેમણે નિશ્ચયાત્મક વલણથી વાડપર બેસવાનું પસંદ કર્યું છે તેમની કેવી સ્થિતિ થશે?......કોંગ્રેસની ખાસ બેઠક માટે સર્વ પક્ષો એકમત હતા અને કોઇને સ્વલ્પ પણ શંકા ન હતી કે એ રીપોર્ટજ ઝઘડાનું કારણ થઇ પડશે. વળી આ ઝઘડો

વધારે અસાધારણ લાગે છે કેમકે તેનું કારણ પણ સુંદર નથી અને જો કે કેટલાકોએ સાવધાનતાથી અને સંભાળપૂર્વક તે સ્વીકારવાનો પ્રયત્ન કર્યો છે છતાં તેને આખેને આખો સ્વીકારવાનો કોઇએ પણ પ્રયત્ન કર્યો હોય એમ મારી જાણમાં નથી, અને દરેક જણ એને બદલે બીજા રીપોર્ટની માગણી કરે છે. એ રીપોર્ટમાં કોંગ્રેસ-લીગની યોજનાનાં મુખ્ય તત્ત્વોનો અસ્વીકાર થયો છે અને માત્ર મહત્ત્વનાં નહિ એવાં તત્ત્વો સ્વીકારવામાં આવ્યાં છે. રીપોર્ટનાં કેટલાંક અંગોની ચર્ચા કરતાં તેમણે ઉમેર્યું: આ રીપોર્ટ હિન્દી પ્રજા તરફના અવિશ્વાસથી ભરપૂર છે. તેના છઠ્ઠા પ્રકરણમાં આ દેશની પ્રજાની વ્યાજબી અભિલાષાઓની સામે થનારાઓની જાણીતી ભ્રમણાઓ એકઠી કરવામાં આવી છે. એ સઘળાની સામટી અસર હિન્દને જોખમદાર રાજ્ય આપવા વિરૂદ્ધ મુકદ્દમો ઘડી કાઢવાની છે. હિન્દી પ્રજાનાં નિર્ધનતા, અજ્ઞાન અને નિરાધારપણા પર ઝાઝો ભાર મુકવામાં આવ્યો છે. ધાર્મિક, કોમીક અને જાતીય ભેદો તરફ ખાસ ધ્યાન ખેંચવામાં આવ્યું છે. વળી તે કહે છે કે, પ્રજાનો બહુ મોટો ભાગ જોખમદાર રાજ્ય માગતો નથી અને તેને માટે હજી તે લાયક નથી. તેથી જોખમદાર રાજ્યની દિશામાં ભરવા ધારેલું પ્રથમ પગલું મજબૂત અને હીંમતભર્યું હોવાને બદલે નબળું રાખવામાં આવ્યું છે, અને પ્રગતિના આખા માર્ગમાં ટાળી ન શકાય તેવાં મુશ્કેલીભર્યાં ખાડાખાબોચીયાં જોવામાં આવે છે. પછી રીપોર્ટમાં તેમણે કેટલાક ફેરફારોની સૂચના કરી.

માન. સૈયદ હસન ઇમામને પ્રમુખપદ આપવાની દરખાસ્ત મિસિસ બિસેંટે રજુ કરી, મહમદાબાદના માન. રાજા સાહેબે અનુમોદન આપ્યું, પંડિત મદન મોહન માળવીય, માન. શ્રી. જીન્હા, લો. મા. તિલક અને માન. રા. ખાપર્ડેએ વિશેષ અનુમોદન આપ્યું અને માન. સૈયદ હસન ઇમામે તાળીઓની ગર્જના વચ્ચે પ્રમુખસ્થાન લીધું. તેમણે પોતાના ભાષણમાં કહ્યું: કોંગ્રેસની આ બેઠક અસાધારણ મહત્ત્વની છે, અને તેથી અસાધારણ કઠિનતાની છે. આપણું કાર્ય બોજાવાળું છે, કેમકે હિન્દી પ્રધાન અને વાયસરોયે આકારેલા સૂચિત સનદશીર સુધારા વિષે આપણે વિવેચન કર-

વાનું છે. ના. શહેનશાહની સરકારની નીતિ જાહેર કરતું ૨૦ મી ઑગસ્ટ ૧૯૧૭ નું જાહેરનામું આપણી માગણીની શુદ્ધતાનું પ્રમાણપત્ર છે. રીપોર્ટના સ્વીકાર કે પરિત્યાગ વિષે દેશમાં ; ઓછો વત્તો મતભેદ પડ્યો છે. રાજકીય વિચારકોની નાની ટોળી તેના પરિત્યાગની તરફેણમાં છે. હું તેમના અભિપ્રાયોને માન આપું છું. પરિત્યાગના તેમના ; સિદ્ધાંતને અંતર્પટે સ્વતંત્રતાને માટે યુદ્ધ ચાલુ રાખવાની ઇચ્છા છે, અને દરેક જણ કબુલ કરશે કે જેમ વધારે સખ્ત યુદ્ધ તેમ પ્રજાનો જુસ્સો અધિક. રાજકીય વિચારકોનો બીજો પક્ષ એવી શરતે તેના સ્વીકારની હીમાયત કરે છે કે, આપણે વધારાને માટે માગણી ચાલુ રાખવી જોઇએ. દેશ એકમત છે કે, સુધારાની સૂચનાઓ જે સ્વરૂપમાં છે તે સ્વરૂપમાં તો તેમાં બેશક આપણી માગણીના મુખ્ય મુદ્દાઓનો સમાવેશ થતો નથી, અને આપણી વ્યાજબી અભિલાષાઓ તેથી તૃપ્ત નહિ થાય. જેઓ પરિત્યાગનો પક્ષ કરે છે,અને જેઓ સ્વીકારની સલાહ આપે છે તેમની વચ્ચે મને સંગીન તફાવત દેખાતો નથી કેમકે બંનેનું સામાન્ય લક્ષણ આપણા હક્કો જીતાય નહિ ત્યાંસુધી યુદ્ધ ચાલું રાખવાનું છે. એ સૂચનાઓએ આપણને અત્યંત નિરાશ બનાવી દીધા છે, કેમકે સિદ્ધાંત તરીકે આપણી માગણીના મુખ્ય મુદ્દા સ્વીકારવામાં આવ્યા છતાં વસ્તુતઃ તે આપણને આપવામાં આવ્યા નથી. આપણી માગણી સંયુક્ત હિન્દની માગણી છે, અને જ્યાં સુધી આપણને આપણા હક્કોનો નકાર કરવામાં આવશે ત્યાં સુધી આપણે લડત ચાલુ રાખીશું. પછી પ્રમુખે સુધારાની યોજનાની વિગતવાર ચર્ચા કરી કેટલીક સૂચનાઓ કરી. આપણી માગણી એ છે કે પ્રાંતિક તેમજ વડી સરકારોને પ્રજાની મર્જીને આધીન બનાવવી, પરન્તુ તેને બદલે આપણને પહેલાંના કરતાં વધારે આપખુદ વડી સરકાર આપવામાં આવે છે. રીપોર્ટનું નવમું પ્રકરણ વાંચતાં વાંચનારના મન પર એવી છાપ પડે છે કે, ભૂતકાળમાં લોકોએ વડી સરકાર પર બહુ જુલમ ગુજાર્યો છે, તેને બહુ સંતાપ આપ્યો છે, અને તે સરકારનું રક્ષણ કરવાને માટે ખાસ પગલાં ભરવાની જરૂર હતી. આપણે આપણી સમક્ષ મુકેલો આદર્શ એ છે કે, હિન્દી સરકારની રચના એવી થવી જોઇએ કે તે પ્રજાનું રાજ્ય બને. આપણી માગણીનો મોલિક સિદ્ધાંત એ છે કે, હિન્દના લાભોનો બીજાઓના લાભો માટે ભોગ આપ-

વાનો નથી, અને જો સૂચવાયલા સુધારાઓથી આપણે જે ગુમાવ્યું છે તે આપણને પાછું મળવાનું હોય તો હિન્દી સરકારનો સુધારો સૂચવવામાં આવેલા પ્રકારે થવો જોઇએ નહિ, પરન્તુ એવે પ્રકારે થવો જોઇએ કે ક્રમમાં ક્રમ દેશના રાજ્યવહીવટમાં લોકોને અસરકારક અવાજ મળે. આપણે આગ્રહ કરીએ છીએ કે, કોંગ્રેસ–લીગની યોજનાની અગત્યની બાબતોનો સમાવેશ હવે પછી છેવટની યોજનામાં થવો જોઇએ. મૅકૉલેએ કહ્યું છે કે, "હું માનું છું કે, સર્વ પ્રકારના જુલ્મોમાં એક પ્રજાનો બીજી પ્રજાપરનો જુલ્મ ખરાબમાં ખરાબ છે," અને "ભારેમાં ભારે ધુંસરી પરદેશીની હોય છે." એ વાત મૅકૉલેના સમયમાં જેટલી સત્ય હતી તેટલીજ આજે પણ સત્ય છે, અને તેનું કથન બીજા દેશોને જેટલું લાગુ પડે છે તેટલુંજ હિન્દને લાગુ પડે છે. હિન્દને પરદેશીની ધુંસરી ભારે લાગે છે એ વાતની ના પાડવી એ મૌલિક વાતો તરફ દુર્લક્ષ કરવા જેવું છે. હિન્દમાં બ્રિટિશ રાજ્યના ખાંધીયા કહે છે કે, આ દેશમાં બ્રિટિશોની હાજરી દયાના ઉદ્દેશોને આભારી છે; બ્રિટિશોનો હેતુ લોકોનું તેમની પોતાની સામે રક્ષણ કરવાનો, તેમનું નીતિનું ધોરણ ઉચ્ચ બનાવવાનો, તેમની આર્થિક આબાદી કરવાનો, તેમની પર સુધારાની અસર કરવાનો ઇત્યાદિ છે. ઘણાખરા ખાંધીઆઓ એવીજ આડંબરી વાતો દર્શાવે છે. સત્ય હકીકત એ છે કે, ઇસ્ટ ઇંડીઆ કંપનીનો જન્મ હિન્દના લાભને માટે નહોતો થયો, પરન્તુ બ્રિટનના લાભને માટે તેની દોલત હરી જવાને થયો હતો. તેને ધનનો લોભ હતો તેમજ જમીનનો લોભ પણ હતો, અને કંપનીની સત્તા તાજને મળી ત્યારે ધનના લોભમાં અને જમીનના લોભમાં રતિમાત્ર ઘટાડો થયો નહિ, ફેર એટલોજ પડયો કે જુલ્મ વ્યવસ્થિત બન્યો અને લૂંટ શાસ્ત્રીય બની. લોકો તે જાણે છે. તેમને તે સાલે છે, અને ભૂતકાળના બનાવોના બદલાની તે માગણી કરે છે. હિન્દ મહારાજ્યમાં રહે તે માટે તેને જે બેડીઓમાં રાખવામાં આવ્યું છે તેમાંથી મુક્ત કરવું જોઇએ, અને મહારાજ્યના સ્વરાજ્ય ભોગવતા ભાગોની સાથે તેને માનપ્રદ સ્થાન આપવામાં નહિ આવે તો હમણાં જે લાભનું સાધન છે તે ખરેખર ભયોત્પાદક થઇ પડશે. આ લડાઇએ એકતાનું મહત્વ દર્શાવી આપ્યું છે, અને તે એકતાથી હિન્દનો ઉદ્ધાર નહિ થાય તો જે મહારાજ્યમાં તેનું સ્થાન હલકું અને અપમાનકારક

છે તેને માટે તેણે કામ કરવાની આશા રાખવી વ્યર્થ છે. એકતાની ભાવના અને સમાન લાભોનું જ્ઞાન સર્વ વર્ગોમાં વ્યાપી રહ્યાં છે તે હવે અટકાવી શકાશે નહિ અને હિંદી પ્રગતિનો પ્રતિરોધ કરી શકાશે નહિ. મારા દેશ બંધુઓને હું કહું છું: "તમારી માગણીઓ બળપૂર્વક અને આગ્રહપૂર્વક રજુ કરો, અને હમણાં તમારો પોકાર નહિ સંભળાય તોયે તમારા પક્ષમાં ધર્મ છે તેથી તમે અંતે વિજયી નિવડશો" અને મહાન્ બ્રિટિશ પ્રજાનું ધ્યાન તેમના મહાન્ ઉદાર મુત્સદી લૉર્ડ મોર્લીએ આપેલી ચેતવણી તરફ ખેંચું છું: "જો શાહી વાદ એટલે તમારો પોતાનો અધઃપાત એવો અર્થ થતો હોય, જો તેનો અર્થ એવો થતો હોય કે સંસ્કૃતિ અને દયાનું તમારૂં ધોરણ નીચે ઉતારવું, તો તમને જે જે કીમતી લાગતું હોય તે સર્વની ખાતર તમે તેનાથી ચેતતા રહો."

પછી તે દિવસની બેઠક સમાપ્ત થઇ.

વિષયનિર્ણાયક સભામાં મુસ્લીમ લીગના સભાસદોની સાથે મસલત થઇ હતી, અને તે પછી ઠરાવો ઘડી કાઢવામાં આવ્યા હતા.

૩૦ મી ઑગસ્ટે કોંગ્રેસની બેઠક ફરીથી મળી અને પ્રમુખસ્થાનેથી પ્રથમ વફાદારીનો ઠરાવ રજુ કરવામાં અને પસાર કરવામાં આવ્યો.

બીજો ઠરાવ સ્વરાજ્ય વિષે હતો. તેમાં સ્વરાજ્ય વિષે લખનૌની અને કલકત્તાની કોંગ્રેસોમાં પસાર કરવામાં આવેલા ઠરાવો મંજુર કરવામાં આવ્યા હતા. એ ઠરાવ પણ પ્રમુખસ્થાનેથી રજુ કરવામાં આવ્યો અને પસાર કરવામાં આવ્યો.

જોખમદાર રાજ્ય વિષે ઠરાવ ત્રીજો મીસીસ બિસેંટે રજુ કર્યો. તેમણે હિન્દની પ્રજાની સ્વરાજ્યની યોગ્યતા બતાવી આપી, અને કહ્યું: ઇગ્લાંડ, ગ્રેટ બ્રિટન, અમેરિકા, મિત્ર રાજ્યોમાંનું કોઇ રાજ્ય, જર્મની કે ઑસ્ટ્રીઆ કે કોઇપણ પ્રજાને બીજી પ્રજાને એમ કહેવાનો હક્ક નથી: "તમને સ્વતંત્રતા નહિ મળે. તમે સ્વતંત્ર બનવાને લાયક નથી. તમારે પરતંત્ર પ્રજા રહેવું જોઇએ. તે પ્રશ્નનો નિર્ણય ફ્રાન્સની રણભૂમિપર કરવાનો નથી, પરન્તુ હિન્દમાં, તમારી કોંગ્રેસોમાં અને તમારી પરિષદોમાં અને તમે જ્યાં જ્યાં એકઠા મળો ત્યાં ત્યાં તેનો નિર્ણય કરવાનો છે.

કોઇપણ પ્રજાને બીજી પ્રજા સ્વતંત્ર બનાવતી નથી. તે પોતાની સ્વતંત્રતા જીતી લે છે, અને તે જીતી લઇને સ્વતંત્ર બનવાની પોતાની યોગ્યતા દર્શાવે છે. રાય બહાદુર જદુનાથ સરકારે અનુમોદન આપતાં સ્વરાજ્ય માટેની આપણી અયોગ્યતાની શરૂઆત ક્યારે થઇ? એવો પ્રશ્ન કર્યો. રામાયણ અથવા મહાભારતના સમયમાં આપણી અયોગ્યતાની શરૂઆત થઇ? અશોક અથવા ચન્દ્રગુપ્તના સમયમાં સ્વરાજ્ય માટેની આપણી અયોગ્યતાની શરૂઆત થઇ? અકબરના સમયમાં સ્વરાજ્ય માટેની આપણી અયોગ્યતાની શરૂઆત થઇ? શિવાજીના સમયમા તેની શરૂઆત થઇ તેની શરૂઆત ક્યારે થઇ? મારા અભિપ્રાય પ્રમાણે લૉર્ડ ક્લાઇવે પાણીપતના યુદ્ધમાં જીત મેળવી ત્યારે ૧૭૫૭ માં તેની શરૂઆત થઇ? ત્યાં સુધી આપણે સ્વરાજ્યને માટે યોગ્ય હતા, પરંતુ એકદમ આ બનાવથી આપણો પોતાનો કાર્યભાર ચલાવવાની આપણી અયોગ્યતા સાબીત થઇ. તે જાદુઇ દંડથી આપણે અયોગ્ય બની ગયા. પ્રજાઓને બીજી પ્રજાઓ પ્રતિ ન્યાય અને ઉદારતા બતાવવાં બહુ કઠિન લાગે છે. વ્યકિતઓ દેશપ્રેમી બને, તેઓ બીજી વ્યકિતઓ પ્રતિ ન્યાયી અને ઉદાર બને; પરન્તુ રાષ્ટ્રીય લાભોની વાત આવે છે ત્યારે વ્યક્તિ રાષ્ટ્રમાં ડુબી જાય છે અને ઈંગ્લાંડ અને હિન્દ વચ્ચે સ્વાર્થોનો સંગ્રામ થાય છે. પરન્તુ આ દાખલામાં અંગ્રેજ પ્રજા પોતાના લાભોનો કાળજીપૂર્વક વિચાર કરશે તો તેમને માલૂમ પડશે કે તેમણે ભયવિના હિન્દની પ્રજાને એકદમ જોખમદાર રાજ્ય આપવું જોઇએ; કેમકે તે સાધનદ્વારાજ તેઓ આ વિશાળ, આબાદ અને પ્રાચીન દેશ સાથે પોતાનો સંબંધ ટકાવી શકશે અને જે પળે તેઓ જાહેર કરશે કે હિન્દને માટે જોખમદાર રાજ્ય અશક્ય છે તેજ પળે તેમના પગ નીચેની જમીન અદૃશ્ય થઇ જશે અને અને તેથી મહારાજ્ય પર સંકટ આવી પડશે. નવાબ સરફ્રાઝખાને વિશેષ અનુમોદન આપ્યું. રા. બરકત અલીએ વિશેષ અનુમોદન આપતાં પ્રોફેસર લોવેલના કથન તરફ ધ્યાન ખેંચ્યું કે, અર્વાચીન દુનીયામાં બે આપખુદ સત્તાધારીઓ છે, એક રૂશીયાનો ઝાર અને બીજો હિન્દનો વાયસરોય. પછી તેમણે હિન્દી સરકારને જોખમદાર બનાવવાની હીમાયત કરી. રા. સૈયદ હુસેને વિશેષ અનુમોદન આપ્યું અને

ઠરાવ પસાર કરવામાં આવ્યો. આ પ્રમાણે બીજા દિવસની બેઠક સમાપ્ત થઇ.

૩૧મી ઑગસ્ટે કોંગ્રેસ પાછી મળતાં હિન્દીઓના હક્કોના જાહેર નામાનો ઠરાવ ચોથો માન. પંડિત ગોકર્ણનાથ મિશ્રે રજુ કર્યો. તેમણે કહ્યું: આપણે આ ઠરાવમાં ભાર દઇને કહીએ છીએ કે, આપણા જે જન્મસિદ્ધ હક્કો છે, આપણા જે કુદરતી હક્કો છે, અને બ્રિટિશ નાગરિકો તરીકેના આપણા જે હક્કો છે તેનો પાર્લામેન્ટ તરફથી પસાર થવાના કાયદામાં સમાવેશ થવો જોઇએ. આપણને ઘણાં જાહેરનામાં મળ્યાં છે, આપણને ઘણાં વચનો મળ્યાં છે, પણ તેમનું પાલન કરવામાં આવ્યું નથી, અને હિન્દનો ઇતિહાસ એ નહિ પાળવામાં આવેલાં વચનોનો ઇતિહાસ છે. તેથી આ ઠરાવમાં આપણે કહીએ છીએ કે પાર્લામેંટ તરફથી પસાર થવાના કાયદામાં આ હક્કોનો સમાવેશ કરવામાં નહિ આવે ત્યાં સુધી આપણને સંતોષ મળશે નહિ. શ્રીમતી સરોજિની નાયડુએ ઠરાવને અનુમોદન આપતાં કહ્યું: આજે વીસમી સદી છે, જે સમયે મનુષ્યની સંસ્કૃતિનાં આદર્શો શિરોબિંદુએ પહોંચેલાં ધારવામાં આવે છે તે સમયે હિન્દીઓની ખુલ્લી કોંગ્રેસમાં આવો ઠરાવ રજુ કરવાની જરૂર પડી છે તેથી મને શરમ અને દુર્ભાગ્યની બેવડી લાગણી થાય છે. જો કે દુર્ભાગ્ય આપણું છે, પણ તે શરમ આપણી નથી. દુનીયામાં સર્વશ્રેષ્ઠ સંસ્કૃતિની જેઓ મોટી ડંફાસો હાંકે છે તેમને શરમ છે. જ્યારે જુલમ કરવામાં આવે ત્યારે સ્વમાનીએ ઉભા થઇને કહેવું જોઇએ, કે, ' એ આજે બંધ થવો જોઇએ, કેમકે ન્યાય એ મારો હક્ક છે. ' છાપાંની સ્વતંત્રતા, સભાઓ ભરવાની સ્વતંત્રતા, ખુલ્લા હૃદયથી બોલવાની સ્વતંત્રતા, હથીયારો રાખવાની સ્વતંત્રતા તે પુરૂષત્વના અમર હક્કો છે. જે પુરૂષત્વ સ્વમાન ધરાવે છે અને પોતાના ઘરનો અને પોતાની સ્ત્રીઓનો અને પોતાની સરહદનો બચાવ કરે છે. જો તેઓ શરમમાંથી અને શોકમાંથી અમારો બચાવ ન કરી શકે તો રજપુતો અને મુસલમાનોનાં સ્મરણોનો શો ઉપયોગ ? ગુમાવેલા અધિકારો અને ડુબાડવામાં આવેલા હક્કોનું સ્મરણ દેશના પુત્રોને ડંખ મારે છે. આજે આપણે સ્વતંત્રતા

કોંગ્રેસનો અભિપ્રાય એ છે કે, સુધારાની યોજના નિરાશાજનક અને અસંતોષકારક છે. ગયા ઑગસ્ટમાં બહાર પડેલા જાહેરનામાના શબ્દો પ્રમાણે તેમણે પૂરતો અમલ કર્યો નથી. તમે સ્વરાજ્ય દાખલ કરવાની માગણી કરી હતી. હિન્દના કોઇ ખુણા કે ભાગોમાં શરૂઆત કરવાની માગણી તમે કરી ન હતી. આખા હિન્દમાં જોખમદાર રાજ્ય દાખલ કરવાની દરખાસ્ત આમની સભાએ મંજુર કરી છે. મ્હારે સખેદ કહેવું પડે છે કે, આપણને આપવામાં આવેલું એ વચન પાળવામાં આવ્યું નથી. વળી આપણને વચન આપવામાં આવ્યું હતું કે, એ જાહેરનામાને અમલમાં મુકવાને માટે જેમ બને તેમ જલ્દી સંગીન પગલાં ભરવામાં આવશે. તે સંગીન પગલાં ભરવામાં આવ્યાં નથી. હિન્દી સરકારને ઉદાર બનાવવાની આપણી સુચનાઓનો ના. સહેનશાહની સરકાર અસ્વીકાર કરશે તો હું એટલુંજ કહી શકીશ કે, નવી યોજનાથી દેશને સંતોષ નહિ મળે. ચળવળ ચાલુ રહેશે, આપણે જે અત્યંત જરૂરી ફેરફારો ગણીએ છીએ તે મળશે ત્યારેજ ચળવળ બંધ પડશે. સર દિનશા પિટીટે અનુમોદન આપતાં કહ્યું: આપણને જોખમદાર રાજ્યનું વચન આપવામાં આવ્યું હતું, પરન્તુ રીપોર્ટ અને સુધારાની દરખાસ્તો વાંચ્યા પછી તેમણે આપણને રતિમાત્ર પણ જોખમદારી આપી હોય એમ લાગતું નથી. ૧૯૦૪ માં રૂશિઆના ઝારે રૂશિઆની પ્રજા જોગો એક ઢંઢેરો બહાર પાડયો. તેમાં ફક્ત બે ફકરા હતા. પહેલા ફકરામાં ઝારની સરકારે ધારાસભાની સ્થાપવાની મંજુરી આપી, જેની સંમતિ વિના નવીન કાયદો પસાર થાય નહિ. બીજા ફકરામાં નાગરિકતાના સંપૂર્ણ હકકો આપવામાં આવ્યા હતા, અંગત સ્વતંત્રતા, અંતઃકરણની સ્વતંત્રતા, છાપાંની સ્વતંત્રતા, જાહેરસભાઓ ભરવાની અને મંડળીઓ સ્થાપવાની સ્વતંત્રતા. એ બે કલમોમાં સંપૂર્ણ જોખમદાર રાજ્યનો સમાવેશ થઇ જાય છે. પરન્તુ એક અપવાદ રાખવામાં આવ્યો હતો. સર્વ વિષયોપર ઝારની અમર્યાદિત આપખુદ સત્તા રાખવામાં આવી હતી, સઘળું ઝારની અમર્યાદિત સત્તાને આધીન હતું. હવે વાત એમ બની કે આખા રૂશિઆમાં જ્યારે આ ઢંઢેરાને વધાવી લેવામાં આવ્યો ત્યારે લોકોએ આશા રાખી હતી કે તેનું કાંઇ પરિણામ આવશે. પરન્તુ પરિણામ એટલું જ આવ્યું કે,

બીજાં બે વર્ષોમાં રશિઆનાં સઘળાં કેદખાનાં રાજકીય કેદીઓથી ભરાઇ ગયાં. કેદખાનાંમાં વધારે કેદીઓને માટે જગ્યા ન રહી. જ્યારે ઝારને વિનતિ કરવામાં આવી ત્યારે તેણે, કહો કે તેની સરકારે, જવાબ આપ્યો કે, શહેનશાહે કાંઇ લઇ લીધું નથી, તેણે પોતાની મેળે પોતાની આપ ખુદ સત્તા છોડી દેવાનું કહ્યું ન હતું, અને જે કહ્યું નથી તેનોજ ફક્ત અમલ કરવામાં આવતો નથી. તમે જોઇ શકશો કે, દુનીયાની સઘળી સ્વતંત્રતા તમને આપવામાં આવે અને બીજાઓના હાથમાં સંપૂર્ણ સત્તા આપવામાં આવે તેમાં કાંઇ લાભ નથી. તે સત્તા હિન્દી સરકાર રાખશે. પ્રાંતિક સરકારોમાં અર્ધ–જોખમદારીની પદ્ધતિ આપવામાં આવી છે, પરન્તુ આપણે કહીએ છીએ તે પ્રમાણે હિન્દી સરકારની સત્તા મર્યાદિત કરવામાં ન આવે ત્યાંસુધી આપણને કાંઇ આપવામાં આવ્યું નથી. દિવાન બ્હાદુર એલ. એ. ગોવિંદરાઘવ આયર, માન. રા. ફઝલુલ હક, બાબુ બી. ચક્રવર્તી, રા. એસ. આર. બમનજી, રા. વી. પી. માધવરાવ, અને રા. લલ્લુભાઇ શામળદાસે વિશેષ અનુમોદન આપ્યું. લો. મા. બાળ ગંગાધર તિલકે વિશેષ અનુમોદન આપતાં કહ્યું કે, આપણે આઠ આના સ્વરાજ્યની માગણી કરી હતી. આ રીપોર્ટ આપણને એક આનો જોખમદાર રાજ્ય આપે છે અને કહે છે કે, આઠ આના સ્વરાજ્ય કરતાં તે વધારે છે. એ રીપોર્ટમાં આપણને એમ મનાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે કે, જોખમદાર રાજ્યનો એક કોળીઓ સ્વરાજ્યની આપણી ભૂખ શાંત કરવાને પૂરતો છે. આપણે કહીએ છીએ કે ૧૫ વર્ષમાં સંપૂર્ણ સ્વરાજ્ય મળવું જોઇએ. આપણા ટીકાકારો કહે છે કે, એ સમય ઘણો ટુંકો છે. હું આપણા ટીકાકારોને યાદ દેવરાવવા ઇચ્છું છું કે, હિન્દને સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનોના જેવો દરજ્જો આપવામાં નહિ આવે તો મહારાજ્યનું બળ ઘટશે અને તે ભયમાં આવી પડશે. આપણે આપણી જાતને માટેજ નહિ પરન્તુ મહારાજ્યને માટે પણ સ્વરાજ્ય માગીએ છીએ. ૨૦૦ કે ૩૦૦ વર્ષમાં હિન્દનો વિકાસ કરવામાં શો લાભ? હિન્દનો દરજ્જો આવતાં દશ કે પંદર વર્ષમાં વધારવો જોઇએ. ત્યારેજ તે મહારાજ્યને મદદ કરી શકશે. રા. અબ્બાસ તૈયબજી, બાબુ બિપિન ચંદ્ર પાલ, રા. એમ. આર. જયકર અને મિસીસ બિસંટે વિશેષ અનુમોદન આપ્યું અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

શાહી ખજાનામાં પ્રાંતિક ફાળાઓનો પ્રશ્ન ડીસેમ્બર માસમાં ભરાનારી કોંગ્રેસ સુધી મૂલતી રાખવાનો ઠરાવ દશમો પ્રમુખસ્થાનેથી રજુ કરવામાં આવ્યો, અને પસાર કરવામાં આવ્યો,

ધારાસભાઓમાં મહોમેદનોનું પ્રમાણ કોંગ્રેસ–લીગની યોજનામાં જણાવ્યા પ્રમાણે ટકાવી રાખવાનો ઠરાવ સાતમો પ્રમુખ સ્થાનેથી રજુ કરવામાં આવ્યો અને તે પસાર કરવામાં આવ્યો.

સ્ત્રીઓને મતાધિકાર આપવાનો ઠરાવ આઠમો શ્રીમતી સરોજિની નાયડુએ રજુ કર્યો. રાષ્ટ્રીય દૃષ્ટિએ જોતાં તેમણે કહ્યું: આપણે હિન્દીઓ આપણા દેશની દેવીઓના અનુયાયીઓ હોવાનો દાવો કરીએ છીએ. આપણાં શાસ્ત્રોએ પિતૃપૂજા પહેલાં માતૃપૂજા દર્શાવી છે. તે ઉપદેશનો અર્થ શો ? સ્ત્રી પ્રજા બનાવે છે, તેની યોગ્યતા કે અયોગ્યતા ઉપર, નબળાઇ કે બળ ઉપર, અજ્ઞાન કે જ્ઞાન ઉપર, તેની ભીરૂતા કે હીંમત ઉપર તેના પુત્રોના ભાવિનો આધાર રહેલો છે. હિન્દી સ્ત્રીઓને મતાધિકાર આપવાથી તેઓ હિન્દી પુરૂષોની સત્તા છીનવી લેશે એવો ભય રાખવાનું કારણ નથી. કદાપિ નહિ, કેમકે આપણે જાણીએ છીએ કે, પુરૂષો અને સ્ત્રીઓની નેમો ભિન્ન છે, ભાવિ ભિન્ન છે, અને જેમ પુરૂષ સ્ત્રીની જોખમદારી કે ભાવિ પરિપૂર્ણ કરી શકે નહિ તેમ સ્ત્રી પુરૂષની જોખમદારી પરિપૂર્ણ કરી શકે નહિ. પોતાની 'દૃષ્ટિમર્યાદાની જોખમદારી તે પરિપૂર્ણ ન કરે' અને બહાદુર ન બને તો રાષ્ટ્રીય જીવન સંપૂર્ણ બની શકે નહિ. તમારી અમલદારી ફરજોમાં, તમારી નાગરિક તરીકેની ફરજોમાં, તમારા જાહેર મોભ્ભા અને સત્તામાં માથું મારવા ખાતર નહિ, પરન્તુ અમારા ખોળામાં રમતાં બાળકોના આત્મામાં રાષ્ટ્રીય ચારિત્રનો પાયો નાખવાને, અને તેમનામાં રાષ્ટ્રીય જીવનનાં આદર્શો પ્રેરવાને માટે અમે મતાધિકાર માગીએ ; છીએ. બ્હેન અનસુયા સારાભાઇએ ઠરાવને અનુમોદન આપતાં કહ્યું: આપણે રાષ્ટ્રીય લડત ચલાવવાની છે, અને આપણા સર્વ પ્રયત્નો તે દિશામાં વાળવાના છે. તમે મહોમેદન ભીરાદરોને તમારી સાથે રાખવા માગો છો. મોડરેટોને સાથે રાખવા માગો છો. ત્યારે આ દેશની સ્ત્રીઓને-તમારી માતાઓને, તમારી બ્હેનોને, તમારી જીવન

સખીઓને તમે દૂર રાખી શકશો ? રાષ્ટ્રીય જીવનનાં સર્વ ક્ષેત્રોમાં આપણે આગળ વધવું છે. ઘણા મહત્ત્વની યોજનાઓ આપણે પાર ઉતારવી છે. તે કામમાં સ્ત્રીઓની સહાયની જરૂર પડશે. તમારી ધારાસભાઓ અને મ્યુનિસિપાલિટીઓમાં સ્ત્રીઓની જરૂર છે. જો તેઓ ત્યાં હશે, જો તેઓ જાહેર જીવનમાં ભાગ લેશે તો આખું દૃષ્ટિબિંદુ બદલાશે. સારે રાજ્યતંત્ર ઉપર ભિન્ન અસર થશે, અને જીવનની પરિસ્થિતિ બદલાશે. અનાથ બાળકો અને સ્ત્રીઓ, ગામડીઆઓ અને મજુરોના રક્ષણને માટે કાયદા ઘડવામાં સ્ત્રીઓ મદદ કરશે. અમે જે હકકોની માગણી કરીએ છીએ તેને માટે અમે લાયક નથી એમ તમે નહિ કહો. ચાંદબીબી, નુરજહાં, લક્ષ્મીબાઇ, અને અહલ્યાબાઇ જેવી આ દેશની મહાન્ ડાહી અને બહાદુર સ્ત્રીઓનાં જીવન અને કાર્યથી તમે પરિચિત છો. આપણા પોતાના સમયમાં પણ સ્ત્રીઓએ રાજકીય હીલચાલોમાં ભાગ લીધો છે, અને પોતાની યોગ્યતા સાબીત કરી આપી છે. દક્ષિણ આફ્રિકાની લડતમાં મહાત્મા ગાંધી સાથે સ્ત્રીઓએ કેદખાનાંનાં દુઃખ વેઠયાં છે. ફીજી ટાપુઓમાં ગિરમીટીયા મજુરીની ચળવળમાં તેમણે સક્રિય ભાગ લીધો હતો. અને થોડા સમય ઉપર મહાત્મા ગાંધીજીની આગેવાની હેઠળ ખેડાની સત્યાગ્રહની લડતમાં તેઓ જોડાઇ હતી. તદુપરાંત સ્વરાજ્યની આ મોટી હીલચાલમાં સ્ત્રીઓએ દરેક મદદ આપી છે. હિન્દી પ્રધાનને આપવાની મોટી અરજીમાં હજારો સ્ત્રીઓએ સહીઓ કરી છે અને તેમનું એક પ્રતિનિધિમંડળ પણ હિન્દી પ્રધાનની મુલાકાતે ગયું હતું. અને આ કોંગ્રેસમાં પણ મોટી સંખ્યામાં તેમણે હાજરી આપી છે, અને જો દેશી ભાષાઓમાં કામકાજ ચલાવવામાં આવ્યું હોત તો મને ખાત્રી છે કે આથી દશગણી સ્ત્રીઓ હાજર થઇ હોત. શ્રીમતી રમીબાઇ મોરારજી કામદાર, અને રા. નૃસિંહદાસ ભ. વિભાકરે વિશેપ અનુમોદન આપ્યું. માન. પંડિત મદન મોહન માલવીયે ઠરાવની સામે વિરોધ દર્શાવ્યો, કેમકે મહોમેદન સ્ત્રીઓ પરદેનશીન રહેતી હોવાથી ઠરાવનો અમલ થઇ શકશે નહિ. માન. પંડિત મોતીલાલ નેહેરૂએ માન. પંડિત માળવીયની દરખાસ્તનો વિરોધ કર્યો અને મૂળ ઠરાવને વિશેપ અનુમોદન આપ્યું. મોટી બહુમતીથી ઠરાવ પસાર કરવામાં આવ્યો.

અજમેર-મારવાડ અને દિલ્હીને મોટા પ્રાંત તરીકે ગણવાનો ઠરાવ અગીઆરમો પ્રમુખે રજુ કર્યો અને તે પસાર કરવામાં આવ્યો.

હિન્દી સીવીલ સર્વીસને માટે સેંકડે ૫૦ ટકા નીમણુકો આ દેશમાંથી કરવાનો ઠરાવ બારમો પણ પ્રમુખે રજુ કર્યો અને તે પસાર કરવામાં આવ્યો.

હિન્દીઓને લશ્કરમાં કમમાં કમ ૨૫ ટકા કમીશનના હોદ્દા તત્કાળ આપવાનો ઠરાવ તેરમો પંડિત રામભજ દત્ત ચોધરીએ રજુ કર્યો, દિવાન બહાદુર પી. કેશવ પીલ્લાઇએ અનુમોદન આપ્યું. પંડિત નેકીરામે વિશેષ અનુમોદન આપ્યું અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

રોલેટ કમિટીના રીપોર્ટને અને તેની ભલામણોને વખોડી કાઢતો ઠરાવ સોળમો બાબુ ચિત્ત રંજન દાસે રજુ કર્યો. તેમણે કહ્યું: જ્યારે આખા દેશમાં સ્વરાજ્યની ચળવળ ચાલી રહી છે, આત્મ-નિર્ણયના હકકોની ચળવળ ચાલી રહી છે, ત્યારે લોકોને દમવાનાં નવાં હથીયારો ઘડવાનો વિચાર કરવાનું સરકારે શા માટે પસંદ કર્યું હશે તે સમજવું કઠિન છે. સરકારના કહેવા પ્રમાણે આ દેશમાં એક બળવાખોર પક્ષ છે. હું પોતે તે વાતની ના પાડતો નથી. અને કમિટીની ભલામણો તે પક્ષનો નાશ કરવા માટે છે. પરન્તુ દુનીયાના ઇતિહાસ પરથી માલૂમ પડે છે કે, દમનનાં પગલાંથી કોઇપણ સ્થળે બળવાખોર હીલચાલ બંધ પડી નથી. આપણી ફર્યાદ એ છે કે, આ દેશની સરકારે આ પ્રશ્ન તરફ યોગ્ય ધ્યાન આપ્યું નથી. આ બળવાખોર હીલચાલના અસ્તિત્વનાં કારણો આ દેશની સરકારે તપાસ્યાં નથી. તે નષ્ટ કરવાની જરૂર છે, પરન્તુ તેનો આ રસ્તો નથી. તેમને હકકો આપો. સ્વરાજ્યજ તેનો ઉપાય છે. આ કમિટી એવા નિર્ણય પર આવી છે કે, આ બળવાખોર હીલચાલ આપણા અમુક રાજ્યદ્વારીઓની રાજકીય પ્રવૃત્તિઓને આભારી છે. આ રીપોર્ટમાં લોકમાન્ય તિલક અને બિપિનચંદ્ર પાલનાં નામો આવેલાં છે. પણ તમે એક પગલું આગળ કેમ વધતા નથી ? તમે નિંદો છો તેવાં ભાષણો તે વકતાઓએ શા માટે કર્યાં હતાં ? છેલ્લાં ૧૫૦ વર્ષથી તમે આ દેશના લોકોને દમતા નથી ? તમે કોઇ સુધારાનો

કદાપિ વિચાર કર્યો હતો ? જ્યારે જ્યારે સુધારાનો પ્રશ્ન આણવામાં આવ્યો હતો ત્યારે ત્યારે આ દેશની નોકરશાહીએ મજબૂત વિરોધ નથી કર્યો ? લોકોના હકકો તરફ તમે કદાપિ ધ્યાન આપ્યું હતું ? હિન્દ રક્ષક કાયદાના પીછોડા હેઠળ સેંકડો લોકોને તપાસ કર્યા વિના તમે કેદખાનામાં નથી ખોસી દીધા ? હવે આ કમિટી હજ્યે વધારે દમનીય પગલાંની ભલામણ કરે છે. રા. આલેકરે ઠરાવને અનુમોદન આપ્યું, માન. રા. બી. વી. નરસિંહ આયરે વિશેષ અનુમોદન આપ્યું, અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

મતાધિકાર અને ધારાસભાઓની રચના નક્કી કરવા વિષેનો ઠરાવ ચૌદમો બાબુ ચિત્ત રંજન દાસે રજુ કર્યો, દિવાન બહાદુર પી. કેશવ પીલ્લાઇએ અનુમોદન આપ્યું, બાબુ બી. ચક્રવર્તીએ વિશેષ અનુમોદન આપ્યું. માન. પંડિત મદન મોહન માલવીયે ઠરાવના પહેલા ભાગ સામે વિરોધ દર્શાવ્યો. બાબુ ચિત્ત રંજન દાસે તેનો જવાબ આપ્યો. માન. પંડિત માલવીયનો વિરોધ બહુમતીથી રદ થયો, અને મૂળ ઠરાવ પસાર કરવામાં આવ્યો.

અનામત અને સોંપાયલાં ખાતાં વિષેનો ઠરાવ પંદરમો પ્રમુખ-સ્થાનેથી રજુ કરવામાં આવ્યો, અને તે પસાર કરવામાં આવ્યો.

ઇંગ્લાંડ પ્રતિનિધિમંડળ મોકલવાનો ઠરાવ સત્તરમો પ્રમુખસ્થાનેથી રજુ કરવામાં આવ્યો અને તે પસાર કરવામાં આવ્યો.

પછી પ્રમુખનો આભાર માનવામાં આવ્યો. સ્વાગત સભાનો આભાર માનવામાં આવ્યો. પ્રમુખે વળતો જવાબ આપ્યો અને ખાસ કોંગ્રેસની બેઠક સમાપ્ત થઇ.

---

## ઠરાવો.

### હિન્દની વફાદારી.

૧. આ કોંગ્રેસ ના. શહેનશાહ તરફ પોતાની સહૃદય વફાદારી બતાવે છે, અને હમણાં ચાલતા યુદ્ધમાં મિત્ર રાજ્યોની તાજી ફત્તેહોના સમાચાર સાંભળીને

તેને ભારે સંતોષ ઉપજ્યો છે, અને તેમના શીઘ્ર અને નિર્ણયાત્મક વિજય માટે અને સ્વતંત્રતા, ન્યાય અને આત્મ-નિર્ણયના સિધ્ધાંતોના અંતિમ પ્રતિપાદન માટે સહૃદય પ્રાર્થના કરે છે.

### સ્વરાજ્ય.

૨. ૧૯૧૬ ના ડીસેમ્બરમાં લખનૌમાં અને ૧૯૧૭ ના ડીસેમ્બરમાં કલકત્તામાં ભરવામાં આવેલી હિન્દી રાષ્ટ્રીય કોંગ્રેસ અને મોસ્લેમ લીગની બેઠકોમાં સ્વરાજ્ય વિષેના ઠરાવોમાં સમાયલા સુધારાના સિધ્ધાંતો આ કોંગ્રેસ ફરીથી મંજુર રાખે છે, અને જાહેર કરે છે કે, મહારાજ્યમાં સ્વરાજ્ય મળ્યા વિના બીજા કશાથી હિન્દી પ્રજાને સંતોષ મળી શકશે નહિ અને બ્રિટિશ પ્રજાસમૂહમાં સ્વતંત્ર અને સ્વરાજ્ય ભોગવતી પ્રજા તરીકે તેનું હક્કદાર સ્થાન લેવામાં તેને મદદ આપવાથી ગ્રેટ બ્રિટન અને હિન્દ વચ્ચેનો સંબંધ મજબૂત બનશે.

### જોખમદાર રાજ્ય માટે હિન્દની યોગ્યતા.

૩. ( ક ) આ કોંગ્રેસ જાહેર છે કે, હિન્દના લોકો જોખમદાર રાજ્ય માટે લાયક છે, અને હિન્દી સનદશીર સુધારાના રીપોર્ટમાં તેની વિરૂદ્ધ અનુમાન છે તેનો નકાર કરે છે.

( ખ ) જોખમદાર રાજ્યની ક્રમશઃ સિદ્ધિ માટે પ્રથમ પગલાં પ્રાંતોમાં ભરાવાં જોઇએ અને પ્રાંતોમાં કરવામાં આવનાર સુધારાઓની અસરનો અનુભવ મળતાં સુધી અગત્યની બાબતોમાં હિન્દી સરકારની સત્તા સંપૂર્ણ રહેવી જોઈએ, એવા મજકુર રીપોર્ટમાં આવેલા સૂત્રથી આ કોંગ્રેસ તદ્દન જુદી પડે છે, અને આ કોંગ્રેસનો અભિપ્રાય છે કે, પ્રાંતોમાં તેમજ હિન્દી સરકારમાં એક સાથે પ્રગતિ કરવી અનિવાર્ય છે.

### હિન્દી હક્કોનું જાહેરનામું.

૪. દેશનાં સુલેહ, શાંતિ અને બચાવ સાથે સીધો સંબંધ ધરાવતી બાબતોમાં નીચેની હકીકત ધ્યાનમાં રાખીને હિન્દી સરકારને કુલ્લ રાજ્ય વહીવટી સત્તા રહેશેઃ—

પાર્લામેંટ તરફથી પસાર થવાના કાયદામાં બ્રિટિશ નાગરિકો તરીકે હિન્દની પ્રજાના હક્કોના જાહેરનામાનો સમાવેશ થવો જોઈએઃ—

( ક ) નામદાર શહેનશાહની સર્વ હિન્દી પ્રજા અને હિન્દમાં વસવાટ કરતી કે હિન્દને પોતાનો દેશ ગણી રહેતી પ્રજા કાયદાની દૃષ્ટિએ સમાન છે, અને સંસ્થાનોમાં ભેદાભેદ ધરાવનાર ફોજદારી કે દીવાની કાયદો અમલમાં રહેશે નહિ.

( ખ ) ન્યાયની સામાન્ય કચેરીએ કરેલી સજા વિના અને કાયદેસર અને ખુલ્લી તપાસ કર્યા વિના ના. શહેનશાહની કોઇપણ હિન્દી પ્રજાનાં સ્વતંત્રતા, જાન, માલ, અથવા સભા ભરવાની સ્વતંત્રતા, બોલવાની કે લખવાની સ્વતંત્રતા પર કાપ મારવામાં નહિ આવે.

( ગ ) ગ્રેટ બ્રિટનમાં પરવાનો ખરીદવામાં આવે છે તે પ્રમાણે પ્રત્યેક હિન્દીને હથીયારો રાખવાનો હક્ક મળશે, અને ન્યાયની સામાન્ય કચેરીના હુકમ વિના તે હક્ક લઇ લેવામાં આવશે નહિ.

( ઘ ) છાપખાનાં સ્વતંત્ર બનશે, અને કોઇ છાપખાનાનું અથવા છાપાંનું નામ નોંધતી વેળા કોઇ જાતનો પરવાનો કે જામીનગિરી માગવામાં આવશે નહિ.

( ચ ) બીજી સઘળી બ્રિટિશ પ્રજાઓને લાગુ ન પડે એવે પ્રકારે ના. શહેનશાહની કોઇપણ હિન્દી પ્રજાને શારીરિક સજા કરવામાં નહિ આવે.

જકાતી સ્વતંત્રતા.

૫. આ કોંગ્રેસનો મજબૂત અભિપ્રાય છે કે, હિન્દી પ્રજાની આબાદી માટે આવશ્યક છે કે, મહારાજ્યનાં સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનોને જેટલી જકાતી સ્વતંત્રતા છે તેટલી હિન્દી ધારાસભાને મળવી જોઇએ.

સુધારાની યોજના.

૬. હિન્દમાં જોખમદાર રાજ્યપદ્ધતિ દાખલ કરવાના રાઇટ ઓન. હિન્દી પ્રધાન અને ના. વાયસરૈયના ગંભીર પ્રયત્નની આ કોંગ્રેસ કદર કરે છે, અને કેટલીક દરખાસ્તો કેટલીક દિશાઓમાં વર્તમાન પરિસ્થિતિને આગળ વધારે છે, એ કબુલ કરવા છતાં તેનો અભિપ્રાય છે કે દરખાસ્તો નિરાશાજનક અને અસંતોષકારક છે, અને સૂચવે છે કે, જોખમદાર રાજ્યની દિશામાં સંગીન પગલું ભરવાને માટે નીચેના ફેરફારો તદ્દન જરૂરી છેઃ—

## હિન્દી સરકાર.

( ૧ ) પ્રાંતોમાં અનામત અને સોંપાયલા વિષયોની પદ્ધતિ સૂચવવામાં આવી છે તેવી પદ્ધતિનો વડી સરકારમાં સ્વીકાર કરવો.

( ૨ ) પરદેશો સાથેના સંબંધો ( વસાયતો અને સંસ્થાનો સાથેના સંબંધો શિવાય ) લશ્કર, નૌકાસૈન્ય, અને હિન્દી દેશી રાજાઓ સાથેના સંબંધો એટલા અનામત વિષયો ગણવા; બાકીના સર્વ વિષયો સોંપાયલા ગણવા.

( ૩ ) સુધારેલી ધારાસભાની પહેલી મુદત પછી, સોંપાયલા વિષયોના

સંબંધમાં વાયસરોય અને ધારાસભાની સ્થિતિ સ્વરાજ્ય ભોગવતાં સ્થાનોમાં જેવી છે તેવી બનશે.

( ૪ ) અનામત વિષયોને માટેનો ખર્ચ મ્હેસુલમાંથી પ્રથમ આપવામાં આવશે.

( ૫ ) અંદાજપત્રની મંજુરીને માટે પ્રાંતો માટે દર્શાવવામાં આવેલી રીત સ્વીકારવામાં આવશે.

( ૬ ) ધારાસભામાં ખરડા રજુ કરીને સર્વ કાયદા ઘડવામાં આવશે, પરન્તુ અનામત વિષયોના સંબંધમાં સરકારને જરૂરી લાગે તેવા કાયદા ધારાસભા પસાર નહિ કરે તો, તેને બદલે ગવર્નર-જનરલ-ઇન્-કાઉન્સીલ કાનુનો ઘડશે. એવા કાનુનો એક વર્ષ સુધી અમલમાં રહેશે, પરન્તુ ધારાસભાના સભ્યોમાંથી ૪૦ ટકા સભ્યો હાજર ન રહે અને તેની તરફેણમાં મત ન આપે તો તે કાનુનો નવેસર અમલમાં આણી શકાશે નહિ.

( ૭ ) કાઉન્સીલ ઑફ સ્ટેટ રાખવામાં નહિ આવે, પરન્તુ જો કાઉન્સીલ ઑફ સ્ટેટ રચવી હોય તો તેના સભ્યોની કુલ્લ સંખ્યામાંથી કમમાં કમ અર્ધી સંખ્યા ચુંટાયલા સભ્યોની બનશે. સર્ટીફીકેટ આપવાની રીતનો ઉપયોગ માત્ર અનામત વિષયોને માટેજ કરવામાં આવશે.

( ૮ ) અનામત વિષયો જેમને સોંપાયલા હોય એવા કારોબારી સભ્યોની (એક કરતાં વધારે હોય તો) સંખ્યામાં કમમાં કમ અર્ધા હિન્દીઓ હોવા જોઇએ.

( ૯ ) વડી ધારાસભાના સભ્યોની સંખ્યા વધારીને ૧૫૦ કરવી જોઇએ અને ચુંટાયલા સભ્યોનું પ્રમાણ ⅘ હોવું જોઇએ.

( ૧૦ ) ધારાસભાના પ્રમુખ અને ઉપપ્રમુખની ધારાસભા તરફથી ચુંટણી થવી જોઇએ.

( ૧૧ ) કામ ચલાવવાના નિયમો બાંધવાની અથવા તેમાં ફેરફાર કરવાની સત્તા ધારાસભાને હોવી જોઇએ, અને તેને માટે ગવર્નર-જનરલની મંજુરીની જરૂર નહિ પડે.

( ૧૨ ) મુકરર મુદ્દતોએ અથવા સભ્યોની અમુક સંખ્યાના કહેણથી કાઉન્સીલ ( ઑફ સ્ટેટ ) અને ધારાસભાની બેઠકો બોલાવવાની ફરજ પડશે.

( ૧૩ ) વધારેમાં વધારે ૧૫ વર્ષની મુદ્દતમાં આખા બ્રિટિશ હિન્દમાં સંપૂર્ણ જોખમદાર રાજ્યની સ્થાપના કરવામાં આવશે એવી ખાત્રી કાયદા મારફતે આપવી જોઇએ,

# આંતો.

### કારોબારી સરકાર.

૧. દફતર વિનાના કારોબારી સભાના વધારાના સભ્યો હોવા ન જોઇએ.

૨. સુધારેલી ધારાસભાની પ્રથમ મુદ્દત પછી, સોંપાયલા વિષયોના સંબંધમાં ગવર્નર અને પ્રધાનોનો સંબંધ સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનોમાં છે તેવો થશે.

૩. કારોબારી સભાના સભ્યો અને પ્રધાનોનો દરજ્જો અને પગાર એક સરખા રહેશે.

૪. અનામત વિષયો આપવામાં આવ્યા હોય એવા કારોબારી સભાના સભ્યોની ( જો તે એકથી વધારે હોય તો ) સંખ્યામાં કમમાં કમ અર્ધા હિન્દીઓ હોવા જોઇએ.

૫. હિન્દી સરકારને આપવાના ફાળા વિના અને સુધારેલી ધારાસભાઓની જીંદગી દરમ્યાન અનામત વિષયોને માટે અમુક મુકરર રકમ કાઢી આપવામાં આવે તે વિના અંદાજપત્ર ધારાસભાના અંકુશ હેઠળ રહેશે; અને જો નવા કરો નાખવાની જરૂર પડે તો આખી પ્રાંતિક સરકારે સોંપાયલા તેમજ અનામત વિષયોને માટે નાખવા જોઇએ.

### ધારાસભા.

૧. સંપૂર્ણ પ્રાંતિક સ્વતંત્રતાને માટે પ્રજા લાયક છે એવો અભિપ્રાય ધરાવવા છતાં, સુધારાઓનો પસાર થવાનો માર્ગ સરળ કરી આપવાના આશયથી છ વર્ષની મુદ્દત સુધી કાયદો, પોલીસ અને ન્યાય ( કેદખાનાં સિવાય ) નાં ખાતાં કારોબારી સરકારના હાથમાં રહેવા દેવાને કોંગ્રેસ તૈયાર છે. કારોબારી અને ન્યાયનાં ખાતાં એકદમ જૂદાં પાડવાં જોઇએ.

૨. પ્રમુખ અને ઉપપ્રમુખની ચુંટણી ધારાસભા કરશે.

૩. વરિષ્ઠ કમિટી નીમવાની દરખાસ્ત પડતી મુકવામાં આવશે. કાયદો, ન્યાય અને પોલીસ સહિત પ્રાંતિક સરકારની હકુમતમાં આવી જતી તમામ બાબતો વિષે પ્રાંતિક ધારાસભા કાયદા ઘડશે, પરન્તુ કાયદો, ન્યાય અને પોલીસને લગતી બાબતોમાં ધારાસભાના નિર્ણયથી સરકારને સંતોષ નહિ થાય તો સરકાર તે બાબત હિન્દી સરકાર સમક્ષ રજુ કરી શકશે. હિન્દી સરકાર તે બાબત હિન્દી ધારાસભા સમક્ષ રજુ કરશે, અને સામાન્ય કાર્યવાહી પ્રમાણે કામ ચાલશે. પરંતુ જો વરિષ્ઠ કમિટીઓ નીમવામાં આવશે તો

આ કોંગ્રેસનો અભિપ્રાય છે કે, તેના સભ્યોની કમમાં કમ અર્ધી સંખ્યાની ચુંટણી વડી ધારાસભા તરફથી કરવામાં આવશે.

૪. ધારાસભામાં ચુંટાયલા સભ્યોનું પ્રમાણ ⅘ રહેશે.

ચુંટણીઓ.

૫. જ્યારે જ્યારે વડી ધારાસભા, કાઉન્સીલ ઓફ સ્ટેટ અથવા ધારાસભાનું વિસર્જન થાય ત્યારે ત્યારે અનુક્રમે ગવર્નર-જનરલ અથવા ગવર્નરને જરૂરી ચુંટણીઓ માટે હુકમ આપવાની અને વિસર્જન થયલી સભાને વિસર્જન થયાની તારીખથી ત્રણ માસની અંદર ફરી બોલાવવાની ફરજ પડશે.

૬. કાર્યવાહીના નિયમો બાંધવાની અથવા તેમાં ફેરફાર કરવાની ધારાસભાને સત્તા હોવી જોઇએ, અને તેમને માટે ગવર્નરની મંજુરી મેળવવી નહિ પડે.

૭. અમુક મુકરર મુદ્દતોએ અથવા ધારાસભાના અમુક પ્રમાણના સભ્યોના કહેણથી ધારાસભાની બેઠકો ભરવાની ફરજ પડશે.

## પાર્લામેંટ અને હિન્દી પ્રધાનની ઑફીસ.

(ક) મતદાર મંડળો તરફની હિન્દી અને પ્રાંતિક સરકારોની જોખમદારીમાં જેમ જેમ વધારો થતો જાય તેમ તેમ પાર્લામેંટ અને હિન્દી પ્રધાનના કાબુમાં ફેરફાર કરવો જોઇએ. જ્યાં સુધી હિન્દી સરકાર મતદારમંડળોને જોખમદાર થાય નહિ ત્યાં સુધી રાજ્યવહીવટની ધરેલુ બાબતો સિવાય બીજી બાબતોમાં પ્રાંતિક સરકારો ઉપર પાર્લામેંટ અને હિન્દી પ્રધાન જે સત્તા રાખે છે તે હિન્દી સરકારને આપી દેવી ન જોઇએ.

(ખ) હિન્દી પ્રધાનની સભા કાઢી નાખવી જોઇએ, અને હિન્દી પ્રધાનને મદદ કરવાને બે ઉપ-પ્રધાનો રાખવામાં આવશે, જેમાંનો એક હિન્દી હોવો જોઇએ.

(ગ) હિન્દી પ્રધાનની ઑફીસના સંબંધમાં જે ખર્ચો થતા હોય તે બ્રિટિશ અંદાજપત્ર પર ચઢાવવા જોઇએ.

(ઘ) અનામત વિષયોના સંબંધમાં પ્રાંતિક સરકારો મતદાર-મંડળોને જોખમદાર ન બને ત્યાં સુધી તે વિષયો પરત્વે નાણાંવિષયક અને રાજ્યવહીવટની સત્તાઓ પ્રાંતિક સરકારોને આપવી જોઇએ નહિ અને ત્યાં સુધી પાર્લામેંટ અને હિન્દી પ્રધાનનો કાબુ ચાલુ રહેવો જોઇએ.

(ચ) હિન્દી પ્રધાનની સભાની વર્તમાન રચના તપાસવાને અને તેની

પર રીપોર્ટ કરવાને નીમવામાં આવનાર કમિટીમાં પૂરતું હિન્દી તત્ત્વ હોવું જોઇએ.

( ૭ ) મતદાર મંડળને અપીલ કરવા શિવાય અન્ય પ્રકારે ધારાસભાનું વિસર્જન કરવામાં નહિ આવે અને તેનું લેખી કારણ દર્શાવવું પડશે અને તેની સામે પ્રધાનોની સહીઓ થશે.

### મહોમેદન પ્રતિનિધિત્વ.

૭. પ્રાંતિક ધારાસભાઓ અને વડી ધારાસભામાં કોંગ્રેસ-લીગની યોજનામાં જણાવ્યા પ્રમાણે મહોમેદનોનું પ્રમાણ રાખવું જોઇએ.

### સ્ત્રીઓને હકક.

૮. યોજનાના કોઇ પણ ભાગમાં પુરૂષો માટે જે લાયકાતો દર્શાવવામાં આવી હોય તેવી લાયકાતો ધરાવનાર સ્ત્રીઓને તેમની સ્ત્રીજાતિના કારણને લીધે નાલાયક ગણવામાં આવશે નહિ.

### જકાતી સ્વતંત્રતા.

૯. આ કોંગ્રેસ આગ્રહ કરે છે કે, શાહી હિતોને અનુકુળ રહીને આ દેશની સરકારને સર્વ જકાતી બાબતોમાં સંપૂર્ણ સ્વતંત્રતા મળવી જોઇએ.

### પ્રાંતિક ફાળો.

૧૦ શાહી ખજાનામાં પ્રાંતો તરફના ફાળાનો પ્રશ્ન અભિપ્રાયો માટે પ્રાંતિક કોંગ્રેસ કમિટીઓ સમક્ષ મુકવો અને આગામી દિલ્હી કોંગ્રેસમાં તે અભિપ્રાયો રજુ કરવા,

### અજમેર-મારવાડ અને દિલ્હી.

૧૧. આ કોંગ્રેસનો મજબુત અભિપ્રાય છે કે, અજમેર-મારવાડ અને દિલ્હીનો દરજ્જો રેગ્યુલેટેડ પ્રાંતના જેવો હોવો જોઇએ, અને સ્થાનિક સ્વરાજ્યની બાબતમાં લોકોને અસરકારક કાબુ આપવો જોઇએ.

### હિન્દી સીવીલ સર્વીસ.

૧૨. આ કોંગ્રેસનો અભિપ્રાય છે કે, હિન્દી સીવીલ સર્વીસની હિન્દમાં વાર્ષિક નીમણુંકો કરવાનું પ્રમાણ શરૂઆતમાં ૫૦ ટકા હોવું જોઇએ, એવી નીમણુંકો હિન્દમાં ખુલ્લી હરીફાઇથી અને પ્રાંતિક સીવીલ સર્વીસમાં કરી દીધેલી નીમણુંકોમાંથી પસંદગીથી કરવી જોઇએ,

### લશ્કરમાં કમીશનના હોદ્દા.

૧૩. હિન્દીઓને લશ્કરમાં કમીશનના હોદ્દા આપવાની માગણીનો સરકારે તદ્દન અધુરો જવાબ વાળ્યો છે તેથી આ કોંગ્રેસ પોતાની ઉંડી નિરાશાની નોંધ લે છે અને તેનો અભિપ્રાય છે કે, તત્કાળ એવાં પગલાં ભરવાં જોઇએ

કે હિન્દીઓને ૨૫ ટકા કમીશનના ઓદ્ધા આપવામાં આવે અને ૧૫ વર્ષમાં તે પ્રમાણુ વધારીને ૫૦ ટકા કરવું.

### મતાધિકાર અને વિષયોની કમિટીઓ.

૧૪. મતાધિકાર અને મતદારમંડળો અને પ્રાંતિક ધારાસભાઓ અને વડી ધારાસભાની રચના નક્કી કરવાના પ્રશ્નના સંબંધમાં આ કોંગ્રેસનો અભિપ્રાય છે કે, તે કમિટીઓને માટે રહેવા દેવાને બદલે, તેનો નિર્ણય આમની સભાએ કરવો જોઇએ, અને હિન્દી સરકારના બંધારણને માટે જે કાયદો ઘડવામાં આવે તેમાં તેનો સમાવેશ કરવો જોઇએ.

અથવા, વિકલ્પે તેને માટે કમિટી નીમવામાં આવે તો કમિટીના બે બીન-અમલદારી સભ્યોમાંથી એકની ચુંટણી અખિલ-હિન્દની કોંગ્રેસ કમિટીએ કરવી જોઇએ, અને બીજાની ચુંટણી મોસ્લેમ લીગની કાઉન્સીલે કરવી જોઇએ અને દરેક પ્રાંતના વધારાના બીન-અમલદારી સભ્યની ચુંટણી તે તે પ્રાંતની પ્રાંતિક કોંગ્રેસ કમિટીએ કરવી જોઇએ.

### હિન્દી અને પ્રાંતિક ફરજો.

૧૫. હિન્દી અને પ્રાંતિક ફરજો જૂદી પાડવાના સવાલ વિષે સલાહ આપનારી કમિટીના સંબંધમાં, અને અનામત અને સોંપાયલાં ખાતાં પર વિચાર કરવાને કમિટી નીમવામાં આવે તો તે કમિટીના સંબંધમાં આ કોંગ્રેસનો અભિપ્રાય છે કે, ઉપલા ઠરાવમાં દર્શાવેલો સિદ્ધાંત યોગ્ય ફેરફારો સહિત તે કમિટીની રચનાને લાગુ પાડવો જોઇએ.

### રોલેટ કમિટી.

૧૬. આ કોંગ્રેસ રોલેટ કમિટીની ભલામણોને વખોડી કાઢે છે, જો તે ભલામણોનો અમલ કરવામાં આવશે તો તેથી હિન્દી પ્રજાના મૌલિક હકોને હાનિ પહોંચશે અને જાહેર મતનો સુખકર વિકાસ અટકશે.

### કોંગ્રેસ ડેપ્યુટેશન.

૧૭. બ્રિટિશ પ્રજાનું કોંગ્રેસના અભિપ્રાયો તરફ ધ્યાન ખેંચવાને ઇંગ્લાંડ મોકલવાના પ્રતિનિધિ મંડળના સભ્યોની પસંદગી કરવાને ખાસ કોંગ્રેસના પ્રમુખ, ચાલુ વર્ષના કોંગ્રેસના પ્રમુખ, માન. રા. જી. એમ. બુટ્ટી, દિવાન બહાદુર પી. કેશવ પીલ્લાઇ, રા. સી. પી. રામસ્વામી ઐયર અને કોંગ્રેસના જનરલ સેક્રેટરીઓની એક કમિટી નીમવામાં આવે છે.

## પ્રકરણ ૫ મું.

---

### તેત્રીસમી રાષ્ટ્રીય કોંગ્રેસ.

૧૯૧૮ ના ડીસેમ્બર માસની ૨૬ મી, ૨૮ મી, ૨૯ મી, ૩૦ મી અને ૩૧ મી તારીખોએ તેત્રીસમી રાષ્ટ્રીય કોંગ્રેસની બેઠક હિન્દના ઇતિહાસ પ્રસિદ્ધ પાટનગર દિલ્હીમાં ભરાઇ. ખાસ કોંગ્રેસની બેઠક મુંબાઇમાં મળ્યાને હજી ત્રણ માસજ વીત્યા હતા, પરન્તુ પ્રજાનો ઉત્સાહ જરાયે મોળો પડયો ન હતો. કોંગ્રેસ સપ્તાહમાં હિન્દનું એ પાટનગર રાષ્ટ્રવાદી પ્રેક્ષકવર્ગ અને પ્રતિનિધિઓની મોટી સંખ્યાથી ઉભરાઇ જતું હતું. આ વર્ષે ખાસ નોંધ લેવા યોગ્ય વાત એ હતી કે કીસાનવર્ગ (ખેડુતો) ના પ્રતિનિધિઓની મોટી સંખ્યાએ-૬૮૮-કોંગ્રેસમાં હાજરી આપી હતી. અને તેમને માટે કોંગ્રેસ મંડપમાં ખાસ વિશાળ જગ્યા રાખવામાં આવી હતી. મોગલ શહેનશાહ શાહજહાંના કીલ્લાની સામે કોંગ્રેસનો ભવ્ય મંડપ શોભી રહ્યા હતો. પ્રેક્ષકોની સંખ્યા એટલી બધી વધી ગઇ હતી કે સર્વને માટે મંડપમાં સગવડ થઇ શકે એમ નહોતું, અને અનેક પ્રેક્ષકોને નિરાશ થઇને પાછા ફરવું પડયું હતું. વળી મુંબાઇમાં ભરાયલી ખાસ કોંગ્રેસ વખતે જે જાણીતા પુરૂષો કોંગ્રેસથી જૂદા પડયા હતા, તેમાંના ઘણાઓએ આ કોંગ્રેસમાં હાજરી આપી હતી.

ખાસ કોંગ્રેસ ભરાયા પછીથી ત્રણ માસ જેટલી મુદ્દતમાં ભારે મહત્વના બનાવો બની ગયા હતા. યુરોપમાં જે ખૂનખાર યુદ્ધ ચાલી રહ્યું હતું, તેમાં મિત્રરાજ્યોનો વિજય થયો હતો, અને તેથી અન્ય પ્રજાઓની માફક હિન્દની સ્વતંત્રતા મેળવવાની અભિલાષા વધારે તીવ્ર બની હતી. વળી યુદ્ધનો અંત આવ્યો હતો, અને સુલેહની વાતો થતી હતી એટલે મુસલમાનોનો મહા ધાર્મિક પ્રશ્ન-ખીલાફતનો પ્રશ્ન ઉપસ્થિત થયો હતો, જે પ્રશ્ન થોડા સમય પછી આખા દેશમાં બહુ ગંભીર સ્વરૂપ ધારણ કર-

વાનો હતો. બીજી તરફથી હિન્દની નોકરશાહી તરફથી દમનનો ઝપાટો પૂર જોશમાં ચાલતો હતો. તે એટલે સુધી કે, કોંગ્રેસના ચુંટાયલા પ્રમુખ માન. પંડિત મદન મોહન માલવીયનું દિલ્હીમાં સરઘસ કાઢવાની પણ મનાઇ કરવામાં આવી હતી. પ્રથમ આ કોંગ્રેસના પ્રમુખપદ માટે લો. મા. બાલ ગંગાધર તિલકની ચુંટણી કરવામાં આવી હતી, પરન્તુ તેમને સર વેલેન્ટાઇન શીરોલ સામેના પોતાના મુકદમાને માટે એકદમ ઇંગ્લાંડ જવું પડયું અને તેથી દેશે પ્રમુખસ્થાનને માટે પંડિત મદન મોહન માલવીયને પસંદ કર્યા.

પ્રતિનિધિઓની સંખ્યા નીચે પ્રમાણે હતી;

| | |
|---|---|
| સંયુક્ત પ્રાંતો | ૧,૬૪૩. |
| દિલ્હી, અજમેર-મારવાડ | ૯૯૦. |
| પંજાબ | ૬૮૩. |
| મુંબાઇ | ૪૦૮. |
| બંગાલ | ૬૫૩. |
| સીંધ | ૧૨૮. |
| મધ્ય પ્રાંતો | ૮૭. |
| બિહાર અને ઓરીસ્સા | ૪૧. |
| વરાડ | ૨૧. |
| આંધ્ર | ૧૪. |
| બ્રહ્મદેશ | ૧૩. |
| કીસાન વર્ગ ( ખેડુતો ) | ૬૮૮. |
| | ૪,૮૬૯. |

સુંદરીઓએ અને યુવકોએ વન્દે માતરમ્ આદિ સંગીત આલાપ્યા પછી સ્વાગત સભાના પ્રમુખ હાઝીક-ઉલ્-મુલ્ક હકીમ મહમદ અજમલખાને આવકાર આપનારૂં ભાષણ આપ્યું. પ્રતિનિધિઓને અંતઃકરણપૂર્વક આવકાર આપીને તેમણે કહ્યું કે, ઇતિહાસ આપણને શિખવે છે કે, કોમ, ભાષા, અને ધર્મની મોટી વિવિધતા એ આપણી નબળાઇનું

મુખ્ય કારણ છે. તેથી વકતાએ હિન્દુ-મુસ્લીમ ઐક્યને માટે સંતોષ દર્શાવ્યો. સુધારાની યોજના વિષે બોલતાં તેમણે કહ્યું: જ્યારે પ્રેસીડેન્ટ વીલ્સને દર્શાવેલો આત્મ-નિર્ણયનો હક્ક યુરોપની નાનામાં નાની પ્રજાને આપવામાં આવે છે, ત્યારે કુદરતી રીતે સવાલ પૂછવામાં આવે છે કે, જે હિન્દે સ્વતંત્રતા, સત્ય અને ન્યાયના બચાવને માટે બબડાટ કર્યાં વિના અને હસ્તે મુખે આત્મ-ભોગ આપ્યો છે, તેને પોતાના રાજ્યતંત્રનું સ્વરૂપ નક્કી કરવાનો હક્ક આપવાની ના પાડવામાં આવશે? તેના પુત્રોએ જે હક્ક બીજાઓને માટે વિજયથી મેળવ્યો છે, તે તેને આપવાની ના પાડી શકાશે? જે આયર્લેંડે આ યુદ્ધમાં ઇંગ્લાંડ સામે આટલો બધો વિરોધ દર્શાવ્યો હતો તે આત્મ-નિર્ણયનો હક્ક માગી શકે અને તેને હોમરૂલ આપી શકાય ત્યારે અમૂલ્ય મદદ આપનાર હિન્દને તે હકકો આપવાની ના પાડી શકાશે નહિ. ૨૦ મી ઑગસ્ટનું જાહેરનામું અસંતોષકારક છે, અને તેનીપર રચાયલી સુધારાની યોજના આપણું અનુમોદન અને વિશ્વાસ મેળવી શકશે નહિ. સુધારાની યોજના પર વિગતવાર ચર્ચા કરીને તેમણે હિન્દુ મુસલમાનોના ઐક્ય પર ખાસ ભાર મુકયો, અને મુસલમાનોને કોંગ્રેસમાં જોડાઇ જવાની વિનતિ કરી. હિન્દીઓ અને અમલદારો વચ્ચેના સંબંધો વિષે બોલતાં તેમણે કહ્યું: વર્તમાન સ્થિતિ કોઇ પણ પ્રકારે સંતોષકારક કહી શકાય નહિ. પ્રતિષ્ઠાવાન, કેળવાયલા અને સંસ્કારી હિન્દીઓ તરફ જે વર્તન ચલાવવામાં આવે છે, તેથી કેળવાયલા હિન્દીઓ અને સરકારી અમલદારો વચ્ચેનું અંતર વધતું જાય છે. અને દિલગીરીની વાત છે કે એ સ્થિતિને અટકાવવાની જેમની ફરજ છે તેઓ પોતાના વર્તનથી બળતામાં ઘી હોમે છે. આ વસ્તુસ્થિતિમાં શોચનીય પરિણામો સર્વત્ર જોવામાં આવે છે, અને જો એવી રાજનીતિ ચાલુ રહેશે તો બંને વચ્ચેના સંબંધો વધારે ખરાબ બનશે. કેળવાયલા હિન્દીઓ પોતાના ગજકીય હકકો મેળવવાને જેટલા જોરથી લડત ચલાવી રહ્યા છે, તેટલા જોરથી પોતાના વ્યાજબી સામાજિક હકકો ટકાવી રાખવાને લડશે. જો આપણી આ કુદરતી ઇચ્છાઓ તરફ દુર્લક્ષ કરવામાં આવશે, તો દેશના રાજ્યતંત્ર ઉપર અત્યંત ખરાબ અસર થશે. ખીલાફતના પ્રશ્ન વિષે મહાત્મા ગાંધીજીએ મુસલમાનો તરફ બતાવેલી લાગણી

માટે તેમનો આભાર માન્યો અને કહ્યું: મહાત્મા ગાંધીએ કહ્યું છે કે, મહારાજ્યની સલામતી માટે મુસ્લીમ રાજ્યોના હક્ક અને તેમનાં પવિત્ર સ્થળોને વિષે મુસ્લીમોની લાગણીને પુષ્કળ માન આપવાની જરૂર છે. હું કહીશ કે, દુનીયાની વ્યવસ્થિત અને શાંતિપૂર્ણ પ્રગતિને માટે તેમ કરવાની જરૂર છે. ઇસ્લામ ફક્ત હિન્દમાં જ છે એમ નથી. ૮૦ કરોડ મુસલમાનો આખી દુનીયાપર પથરાયલા છે. મુસલમાનો તરીકે તેઓ એક બીજાની આબાદીમાં ભાઇઓની માફક રસ લે છે, અને દુનીયામાં તેમનાં રાજ્યો સ્વતંત્ર રહે તે જોવા ઇચ્છે છે. તેઓ માનભર રહેવા અને બીજાઓને માનભર રહેવા દેવા ઇચ્છે છે. આજે સ્વતંત્રતાના હીમાયતીઓ તરીકે અને મનુષ્યજાતિના મુક્તિદાતા તરીકે બહાર પડેલાં મિત્ર રાજ્યોને હાથે મુસ્લીમ રાજ્યોની અખંડતા અને સ્વતંત્રતાને ધોકો પહોંચશે, તો આખી દુનિયાના મુસલમાનોને અને ખાસ કરીને હિન્દના મુસલમાનોને પુષ્કળ ગુસ્સો અને દુ:ખ થશે. દુ:ખની સામાન્ય લાગણીથી દિલસોજી અને હૃદયગત સહકારની લાગણીને ઉત્તેજન મળી શકશે નહિ. (અસહકારનાં પગલાંનો ધ્વનિ આગમચથી જ કેવો સંભળાવા લાગ્યો છે?) દુનીયાની પુનઃરચનામાં સર્વ પ્રજાઓને સ્વતંત્રતાના સિદ્ધાંતો સમાન રીતે અને નિષ્પક્ષપાતથી લાગુ પાડવામાં નહિ આવે તો તે પુનઃરચના કાયમની બની શકશે નહિ. મુસલમાનોનાં પવિત્ર સ્થળોનો સવાલ પણ ગંભીર છે. ખિલાફતનો સવાલ પણ એની સાથે ગાઢ સંબંધ ધરાવે છે. તે મુસ્લીમ ધર્મનું એક અંગ છે, અને બીજાઓ તેમાં દરમ્યાનગીરી કરે તે મુસલમાનોને અસહ્ય થઇ પડશે. દુનીયાનાં સઘળાં રાજ્યો મળીને મુસલમાનોને અમુક ખલિફ આપવા માગશે તોયે નબળામાં નબળો મુસલમાન તેને કબુલ રાખશે નહિ. જો મુસલમાનોને માટે નવા ધર્મની પસંદગી કરવાનો કોઇને હક્ક હોઇ શકે તોજ તે ખલિફાની નીમણુંક કરી શકે. પછી તેમણે હિન્દી રાજકીય કેદીઓ અને "ઇન્ટર્નીઓ", છાપાના કાયદા અને હિંદરક્ષક કાયદા વિષે સરકારની રાજનીતિમાં ફેરફાર કરવાની સૂચના કરી.

પંડિત મદન મોહન માલવીયને પ્રમુખ તરીકે ચુંટી કાઢવાની દરખાસ્ત મીસીસ એની બિસંટે રજુ કરી. માન. રા. ફઝલ-ઉલ્-હકે

તેને અનુમોદન આપ્યું. માન પંડિત મોતીલાલ નેહરૂ, બાબુ બી. ચક્રવર્તી, માન. રા. શ્રીનિવાસ શાસ્ત્રી, માન. રા. એમ. એ. જીન્હા, માન. રા. જી. એસ. ખાપર્ડે, લાલા દુનીચંદ, રાય સાહેબ પીયારીલાલ, માન. રા. કામિનિકુમાર ચંદા, અને મૌલ્વી ફાઝલ હસન હઝરત મોહાનીએ વિશેષ અનુમોદન આપ્યું, દરખાસ્ત પસાર થઇ, અને પ્રમુખે ખુરશી લીધી ત્યારે તાળીઓથી મંડપ ગાજી રહ્યો.

પ્રમુખે પોતાના ભાષણમાં પ્રથમ ઉપકાર દર્શાવ્યો. લડાઇમાં મિત્ર-રાજ્યોએ વિજય મેળવ્યો તેને માટે આનંદ દર્શાવ્યો અને કહ્યું કે મારે તેની તલવાર એ સૂત્ર માનનારાઓને જરૂરી પાઠ શિખવવાને માટે આ લડાઇમાં ઇશ્વરનો હાથ હતો. અને અમેરિકાના પ્રેસીડંટ વીલ્સનના સર્વ પ્રજાઓને સ્વતંત્રતા અને આત્મ-નિર્ણય આપવાના હક્કની ચર્ચા કરી. પારીસમાં ભરાવાની સુલેહ પરિષદમાં હિન્દના પ્રતિનિધિ તરીકે સર સત્યેન્દ્રપ્રસન્ન સિંહની નીમણુંક કરવામાં આવી તેને માટે સંતોષ દર્શાવ્યો. પરન્તુ જાહેર પ્રજાનો અભિપ્રાય જાણ્યા વિના સર સત્યેન્દ્ર-પ્રસન્ન સિંહની નીમણુંક હિન્દી સરકારે કરી હતી તેને માટે ખેદ દર્શાવ્યો. લડાઇ પહેલાં લાંબા સમયથી આપણે સ્વરાજ્યની માગણી કરતા હતા તે તેમણે બતાવી આપ્યું. ખાસ કોંગ્રેસમાં પસાર થયલા ઠરાવો વિષે બોલતાં તેમણે કહ્યું કે, એ કોંગ્રેસ મળ્યા પછી કમમાં કમ બે મોટા પ્રાંતોએ-સંયુક્ત પ્રાંતો અને મુંબાઇ-સંપૂર્ણ પ્રાંતિક સ્વતંત્રતાની માગણી કરી છે. તે જોતાં તે ઠરાવ પર આપણે ફરીથી વિચાર કરવો ઘટે છે. સ્વરાજ્યની આપણી યોગ્યતા વિષે તેમણે કહ્યું: જે પ્રજા સર જગદીશચંદ્ર બોઝ જેવા વિજ્ઞાનશાસ્ત્રી, સર રવીન્દ્રનાથ ટાગોર જેવા કવિ, સર ભાષ્યમ્ આયંગર અને સર રાસ બિહારી ઘોષ જેવા વકીલો, સર ટી. માધવરાવ અને સર સાલાર જંગ જેવા રાજ્યવહીવટદારો, સર સૈયદ મહમ્મદ અને તેલંગ જેવા ન્યાયાધીશો, દાદાભાઇ નવરોજી, રાનડે, ફીરોઝશાહ મ્હેતા અને ગોપાળ કૃષ્ણ ગોખલે જેવા દેશપ્રેમી જાહેર પુરુષો, જે. એન. તાતા અને તેના પુત્ર સર દોરાબ તાતા જેવા ઉદ્યોગના સ્તંભો, મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધી જેવા માનવજાતિના સેવકો, અને સર્વ રણભૂમિઓ પર

યુદ્ધ ખેલનારા સીપાઇઓ ઉપજાવી શકે તે પ્રજા પોતાના દેશમાં સ્વરાજ્યને માટે નાલાયક છે ? હું આશા રાખું છું કે, સ્વરાજ્યના આપણા જન્મસિદ્ધ હક્કથી આપણને વિમુખ રાખવામાં આવ્યા છે, તેમાં વળી દાઝ્યા પર ડામની માફક આપણું આવું અપમાન કરવામાં નહિ આવે અને આત્મ-નિર્ણયનો સિદ્ધાંત હિન્દને લાગુ પાડવામાં આવશે. હિન્દની પ્રજાના પ્રતિનિધિઓએ જે સૂચનાઓ રજુ કરી છે, તેનો સ્વીકાર કરીને બ્રિટિશ સરકારે હિન્દને આત્મ-નિર્ણયનો સિદ્ધાંત લાગુ પાડવો જોઇએ. વર્તમાન સરકાર સારી છે કે ખરાબ છે એ સવાલ બાજુએ રાખતાં પણ દરેક પ્રજાને સ્વરાજ્ય મેળવવાનો હક્ક છે, તેમ આપણને પણ તે હક્ક છે. સર હેન્રી કેમ્પબેલ-બેનરમેને કેટલાંક વર્ષો પર કહ્યું હતું કે, " સારૂં રાજ્ય સ્વરાજ્યનું સ્થાન લઇ શકે નહિ. " આમની સભામાં ઘણાં વર્ષ પહેલાં, ગયા સૈકાના ત્રીજા દશકામાં મેકોલેએ કહ્યું હતું કે, " કોઇપણ પ્રજા સ્વરાજ્ય ન ભોગવે ત્યાં સુધી તેની પર સંપૂર્ણ સારૂં રાજ્ય ચાલી શકે નહિ. " તેથી સ્વરાજ્ય મેળવવાનો આપણી વિનતિના અનુમોદનમાં દલીલની આવશ્યક્તા નથી. પછી હિન્દીઓને રાજ્યપદ્ધતિમાં આપવામાં આવેલા અન્યાયો તેમણે રજુ કર્યાં, અને એક મજબૂત પ્રતિનિધિમંડળ ઇંગ્લાંડ મોકલવાની જરૂર જણાવી. આત્મ-નિર્ણયના સિદ્ધાંત તરફ ધ્યાન ખેંચતાં તેમણે કહ્યું: હિન્દની રાજકીય પુનઃરચનામાં આત્મ-નિર્ણયનો સિદ્ધાંત લાગુ પાડવાનું તમે બ્રિટિશ સરકારને કહ્યું છે. બની શકે ત્યાં સુધી તમારી પોતાની બાબતોને તે સિદ્ધાંત લાગુ પાડો. તમે પોતે નિર્ણય કરો કે આજ પછી તમે બ્રિટિશ પ્રજાજનના સમાન દરજ્જાપર અને દુનીયાના લોકોના સમાન દરજ્જાપર આવશો. તમે પોતે નિર્ણય કરોકે, યુનાઇટેડ કીંગ્ડમમાં અંગ્રેજોને આગળ વધવાની છુટથી જે તકો મળે છે, તે તકો તમને તમારા દેશમાં મળવી જોઇએ, એવી માગણી હવે પછી તમારા સઘળા બળપૂર્વક તમે કરશો. જો તમે આત્મ-નિર્ણયનો આટલો અમલ કરશો, અને આપણા લોકોમાં સમાનતા, સ્વતંત્રતા અને ભ્રાતૃભાવના સિદ્ધાંતોનો ઉપદેશ કરશો, આપણો દરેક ભાઇ ગમે તેટલો નબળી સ્થિતિમાં હોય તોયે, સર્વથી મોટામાં આત્માનો જે અંશ છે તેજ અંશ તેનામાં છે એવી સમજણ પાડશો, આપણા દરેક ભાઇને

એમ સમજાવશો કે સમાન તરીકે ગણાવાનો તેને હક્ક છે, તો તમે પોતે તમારૂં ભાવિ નક્કી કરશો અને ત્યારે સત્તાધારીઓ તમારી વ્યાજબી માગણીઓ સામે ઝાઝો વખત ટકી શકશે નહિ. દરેક તાલુકામાં, દરેક તેહેસીલમાં કોંગ્રેસ કમિટીઓની સ્થાપના કરો અને લોકોને એ સિદ્ધાંતો સમજાવો. જો તમે એટલો આત્મ-નિર્ણય બતાવશો અને એકસંપથી એક ઉદ્દેશથી કાર્ય કરશો તો આપણામાંના ઘણા ધારે છે તે કરતાં વધારે જલદી ઇશ્વર આપણને આત્મ-નિર્ણય આપશે.

પછી ૨૮ મી ડીસેમ્બર સુધી કોંગ્રેસ મૂલતવી રહી.

૨૮ મી ડીસેમ્બરે કોંગ્રેસ પાછી મળી. વફાદારીનો પ્રથમ ઠરાવ પ્રમુખે રજુ કર્યો, અને તે પસાર કરવામાં આવ્યો.

મિત્ર રાજ્યોનાં લશ્કરોએ અને ખાસ કરીને હિન્દી લશ્કરે બતાવેલી બહાદુરીની પ્રશંસા કરનારો ઠરાવ બીજો પણ પ્રમુખે રજુ કર્યો અને તે પસાર કરવામાં આવ્યો.

મુંબાઇની ખાસ કોંગ્રેસમાં પસાર થયલા ૨, ૩, ૪ અને ૧૧ ઠરાવોનો સ્વીકાર કરવા વિષે ઠરાવ ત્રીજો માન. રા. જી. એસ. ખાપર્ડેએ રજુ કર્યો. વક્તાએ કહ્યું: આ ઠરાવમાં સમાયલી બાબતો રાજકીય જીવનનો પાયો છે. ધારો કે તમે માગો છો તે સઘળા સુધારા તમને આપવામાં આવે તો પણ આ થોડી બાબતો આપવામાં ન આવે તો તે સુધારા શા કામના ? તમને ભૂખ લાગી હોય, ખોરાક તમારી સામે મુકવામાં આવે, પણ તમારા હાથ બાંધી લેવામાં આવ્યા હોય, તમારા મોંઢામાં ડુચો મારવામાં આવ્યો હોય તો તે ખોરાક શા કામનો ? તમારે ઘોડા પર બેસવું છે, તમને ઘોડો આપવામાં આવે, બધું કરવામાં આવે પણ તમારા પગ બાંધી લેવામાં આવે તો તે ઘોડો શા કામનો ? માન. રા. વિઠ્ઠલભાઇ ઝવેરભાઇ પટેલે અનુમોદન આપતાં કહ્યું કે, વર્તમાન રાજ્ય પદ્ધતિમાં મૌલિક ફેરફાર થવો જોઇએ. જ્યાં સુધી વર્તમાન રાજ્યપદ્ધતિમાં મૌલિક ફેરફારો કરવામાં નહિ આવે અને સંપૂર્ણ જોખમદાર રાજ્ય હિન્દની પ્રજાને આપવામાં નહિ આવે ત્યાં સુધી ૧૫૦ વર્ષની નોકરશાહી રાજ્યપદ્ધતિએ ગરીબાઇ અને અંધાનને જન્મ આપ્યો છે, તે દૂર નહિ થાય. તેથીજ

આપણને એકદમ જોખમદાર રાજ્ય મળવું જોઇએ. રા. ગુલામ મોઇન્‌-ઉદ્‌-દીન, પંડિત અંબિકા પરસાદ બેજપાઇ, ડૉ. ગોકળચંદ નારંગ, અને રા. ઉદયબીર સિંઘે વિશેષ અનુમોદન આપ્યું અને ઠરાવ પસાર કરવામાં આવ્યો. તે દિવસે કોંગ્રેસનું કાર્ય એટલેથીજ સમાપ્ત થયું.

૨૯ ડીસેમ્બરે કોંગ્રેસ મળી અને બાબુ બી. ચક્રવર્તીએ ઠરાવ રજુ કર્યો. તે ઠરાવમાં ખાસ કોંગ્રેસનો પાંચમો ઠરાવ મંજુર કરવામાં આવ્યો, પ્રાંતોને માટે સંપૂર્ણ જોખમદાર રાજ્યની માગણી કરવામાં આવી, અને બીન-સરકારી યુરોપીઅનોને અલગ મતદારમંડળ ન આપવું, એવી માગણી કરવામાં આવી. ઠરાવ રજુ કરનાં વક્તાએ કહ્યું કે, ૧૯૦૬ માં દાદાભાઇ નવરોજીએ સ્વરાજ્યની માગણી પ્રથમ કરી હતી, ત્યારથી આપણે સ્વરાજ્ય માગીએ છીએ. પછી તેમણે મોડરેટ પરિષદ્‌માં થયલા ઠરાવો વિષે વિવેચન કર્યું, અને બતાવી આપ્યું કે, એ પરિષદ્‌ના ઠરાવોમાં અને કોંગ્રેસના ઠરાવોમાં સંગીન તફાવત નથી. ખાસ કોંગ્રેસમાં ઠરાવ કર્યા પછી માત્ર ચાર માસજ પસાર થયા છે, પરન્તુ તે દરમ્યાન મુંબાઇએ પોતાના પ્રાંતમાં એકદમ સ્વરાજ્ય સ્થાપવાની માગણી કરી છે, સંયુક્ત પ્રાંતોએ માગણી કરી છે, બંગાલ તેવી માગણી કરશે, પંજાબ એવી માગણી કરશે, અને આપણે દેશના પ્રતિનિધિઓ હોવાથી દેશની મર્જી પ્રમાણે આપણે પણ એવી માગણી કરીએ છીએ. માન. રા. વિઠ્ઠલભાઇ ઝવેરભાઇ પટેલે અનુમોદન આપતાં કહ્યું કે, જો સુધારાની સૂચનાઓ આપણને અસંતોષકારક અને નિરાશાજનક લાગતી હોય તો આપણે તેમ ખુલ્લે ખુલ્લું કહી દેવું જોઇએ, દ્રાવિડી પ્રાણાયમ કરવામાં લાભ નથી.

માન. રા. શ્રી નિવાસ શાસ્ત્રીએ આ ઠરાવમાં સુધારો કરવાની દરખાસ્ત મુકી. તેમનો સુધારો એવી મતલબનો હતો કે, પ્રાંતોને સંપૂર્ણ જોખમદાર રાજ્યની માગણીનો ભાગ કાઢી નાખવો, સુધારાની યોજનાનાં "અસંતોષકારક અને નિરાશાજનક" એ વિશેષણો કાઢી નાખવાં, અને પંદર વર્ષમાં જોખમદાર રાજ્ય આપવાની મુદ્દતની મર્યાદા કાઢી નાખવી. મોડરેટ પરિષદ્‌માં પસાર કરવામાં આવેલા ઠરાવો પ્રમાણે ઉપર જણાવેલા ફેરફારો કરવાની તેમણે સૂચના કરી, અને કોંગ્રેસમાં શાંતિથી બોલવા દેવા

માટે સંતોષ દર્શાવ્યો. ડૉ. પ્રમથનાથ બેનરજીએ માન. રા. શાસ્ત્રીના સુધારાને અનુમોદન આપ્યું.

બાબુ જીતેન્દ્રલાલ બેનરજીએ મૂળ ઠરાવને વિશેષ અનુમોદન આપતાં માન. રા. શાસ્ત્રી અને તેમના વર્ગના લોકોની દલીલોનો સચોટ જવાબ આપ્યો. તેમણે કહ્યું: જેમ સમય આગળ વધતો જાય છે, તેમ આપણે પણ આગળ વધવું જોઇએ. જો પ્રાંતો સંપૂર્ણ જોખમદાર રાજ્ય માગે તો કોંગ્રેસ તેની ના પાડી શકે નહિ. જોખમદાર રાજ્ય આપવાની મુદ્દત પાર્લામેંટ બાંધી નહિ શકે એમ કહેવામાં આવ્યું છે, પરન્તુ પહેલાં ઘણા કાયદામાં તેણે એવી મુદ્દત બાંધેલી છે. દાખલા તરીકે દક્ષિણ આફ્રિકાના યુનીઅનના કાયદામાં. "નિરાશાજનક અને અસંતોષકારક" શબ્દો શામાટે કાઢી નાખવા જોઇએ? દુનીયા સાથે સંતાકુકડી શા માટે રમવી જોઇએ? જો સુધારાની યોજના તેઓ તોડી નાખશે એવો ભય રહેલો હોય તો તેમને પસંદ પડે ત્યારે તોડી શકે એવી યોજનાથી આપણને શો લાભ? જો આપણે હઠ લઇશું તો મોડરેટો આપણાથી છુટા પડી જવાની ધમકી આપે છે. કોઇ જગ્યાએ કોઇના વિના નહિ ચાલી શકે એમ નથી. જે ઝુંડો આજે મોડરેટોના હાથમાંથી નીચે પડશે તેને બળવાન ચુસ્ત તરૂણો ઉપાડી લેશે. તેમના મુખમાં માતૃભૂમિનું ગાન બંધ થશે તેને બીજા અવાજો ઉપાડી લેશે અને માતૃભૂમિનું ગાન ચાલુ રહેશે. રા. રંગા આયરે મૂળ ઠરાવને વિશેષ અનુમોદન આપતાં કહ્યું કે, જેને માથે વડી સરકાર આપખુદ હોય તેવી પ્રાંતિક સ્વતંત્રતા પર મને શ્રદ્ધા નથી. હું નથી માનતો કે નોકરશાહીની પ્રકૃતિમાં તફાવત પડ્યો હોય, અને જ્યારે વડી સરકાર આપખુદ હોય, રોલેટ કમિટીનો રીપોર્ટ આપણા માથાપર લટકતો હોય અને હિન્દ રક્ષક કાયદો કાયમનો બનાવવામાં આવે તો યાદ રાખજો કે સઘળી ચળવળ દાબી દેવામાં આવશે અને જો લૉર્ડ મીકનરના સિદ્ધાંત વાળો કોઇ વાઇસરોય આપણને મળ્યો તો લશ્કરી કાયદો ચાલુ કરવામાં આવશે. આપણે યુવકો જો સંપૂર્ણ જોખમદાર રાજ્યનું વચન બ્રિટિશ પ્રજા પાસેથી ન લઇએ તો તે ભારે શરમની વાત છે.

મીસીસ એની બિસંટે માન. રા. શાસ્ત્રીના સુધારાના એક ભાગને–

સંપૂર્ણ પ્રાંતિક સ્વતંત્રતાની માગણી પડતી મુકવાના ભાગને-અનુમોદન આપ્યું, અને તે સુધારાના બાકીના ભાગ સામે વિરોધ દર્શાવ્યો. તેમણે કહ્યું કે, નોકરશાહી સાથે, સરકાર સાથે, દુશ્મન સાથે છુટછાટ મુકીને સમાધાન કરવું એ શરમભરેલું કામ છે. "અસંતોષકારક અને નિરાશાજનક" શબ્દો આપણી લાગણીઓ બતાવવાને પૂરતા નથી, અને તે શબ્દો કે બીજા કોઇપણ શબ્દો આપણે આપણી યોજનામાંથી પડતા મુકવા માગતા નથી. આપણે આપણી યોજનાનેજ વળગી રહેવું જોઇએ. આપણે મુંબાઇમાં જે કર્યું છે, તેને વળગી રહીશું.

નવાબ સરફરાઝ હુસ્સેઇન ખાને મૂળ ઠરાવને વિશેષ અનુમોદન આપતાં કિસાન પ્રતિનિધિઓને આવકાર આપ્યો, અને હિન્દુ-મોસ્લેમ ઐક્ય મજબૂત કરવાનો આગ્રહ કર્યો. પંડિત ગૌરીશંકરે મૂળ ઠરાવને વિશેષ અનુમોદન આપતાં કહ્યું: ઇશ્વરની અકળ કળા છે. એક સમય એવો હતો કે જ્યારે હિન્દ મહારાજ્ય હતું, અને અનેક નાના દેશોને સ્વતંત્રતા આપતું હતું. હવે આપણે બીજાઓ પાસે સ્વતંત્રતાની ભીખ માગવી પડે છે. ભીખ માગતાં અમને આવડતી ન હતી, અને હજીયે અમને આવડતી નથી, પરન્તુ કેળવાયલા વર્ગે અમને ભીખ માગતાં શિખવી છે. જાહેર મતમાં ઘણું બળ રહેલું છે, અને જો દરેક હિન્દી સ્વરાજ મેળવવાનો નિશ્ચય કરે તો તે સ્હેલાઇથી ફતેહમંદ બની શકે. કમમાં કમ આપણે માગણી કરવી જોઇએ કે પ્રાંતોને એકદમ સ્વતંત્ર બનાવવા જોઇએ. હાલની સરકારના હાથ નીચે ખેડુતોની પીડાઓ કેવી છે, તે તમારે જાતે જઇને જોવાની જરૂર છે. શિયાળામાં તમે ચાર રજાઇઓ ઓઢો છો ત્યારે ૨૦ કરોડ ખેડુતો એક ધાબળો પણ ભાગ્યે મેળવી શકે છે. તમે દિવસમાં ચાર વખત જમો છો, પરન્તુ ૧૨ કરોડ ખેડુતો દિવસમાં એક ટંક પણ પેટ ભરીને જમી શકતા નથી. કેળવાયલા વર્ગની સ્થિતિ પરથી તમને રાજ્યતંત્રનાં પરિણામોનું જ્ઞાન નહિ થાય. ગામોમાં જઇને ત્યાંની સ્થિતિ તપાસવાની તસ્દી લ્યો. પોલીસ ઘાસચારો લઇ જાય છે, મુસાફરી કરતા અમલદારોને માટે તે લઇ જવામાં આવે છે અને અમારાં ઢોરઢાંક ભૂખ્યાં રહે છે. પોલીસ અને મુસાફરી કરતા અમલદારોને માટે

દૂધ લઇ જવામાં આવે છે, અને અમારાં બાળકોને દૂધ મળી શકતું નથી. અમે અમારી સ્થિતિ સુધારવા, અને સ્વતંત્રતાપૂર્વક રહેવા માગીએ છીએ. જેમ એક દરદી ગંભીર માંદગીથી પીડાતો હોય તેને તત્કાળ દવાની જરૂર પડે છે, તેમ અમે ગંભીર માંદગીથી પીડાઇએ છીએ એટલે પ્રાંતિક સ્વતંત્રતાની દવા અમને તત્કાળ જોઇએ છીએ. અમે નથી ઇચ્છતા કે હવે દેશ નોકરશાહીના હાથમાં રહે. રા. સી. પી. રામસ્વામી આયર, ડૉ. ગોકલચંદ નારંગ, રા. માણેકચંદ કોચેર, રા. ટી. વી. ગોપાલસ્વામી મુદલીઆર, રા. શાન્તદાસ, રા. એમ. સી. બારડેલોઇ, રા. એસ. સત્યમૂર્તિ, બાબુ બિપિનચંદ્રપાલ, અને રા. બી. એન. શર્માએ મૂળ ઠરાવને વિશેષ અનુમોદન આપ્યું. રા. જમનાદાસ દ્વારકાદાસે મિસીસ બેસંટે દર્શાવેલા અભિપ્રાયોને અનુમોદન આપ્યું. રા. એસ. એ. ગોવિંદરાઘવ આયરે પણ એવાજ વિચારો દર્શાવ્યા. રા. ફઝલુલ હકે મૂળ ઠરાવને વિશેષ અનુમોદન આપ્યું. બાબુ ચિત્ત રંજનદાસે માન. રા. શાસ્ત્રીની દલીલોનું ખંડન કર્યું, અને માન. રા. શાસ્ત્રીએ સૂચવેલા સુધારા પર મત લેવામાં આવ્યા, અને તે નામંજુર થયો. પછી મૂળ ઠરાવપર મત લેવામાં આવ્યા અને તે પસાર કરવામાં આવ્યો. પછી તે દિવસે કોંગ્રેસ મુલતવી રહી.

૩૦મી ડીસેમ્બરે કોંગ્રેસ મળી અને પંડિત રામભજદત્ત ચૌધરીએ પંજાબને સુધારાની યોજનામાં બંગાલ, મદ્રાસ, મુંબાઇ અને સંયુક્ત પ્રાંતોના જેટલું મહત્ત્વ આપવા વિષે પાંચમો ઠરાવ રજુ કર્યો. રા. એમ. એસ. ભગતે અનુમોદન આપ્યું, સરદાર સંત સિંધ, સૈયદ મોહસિન શાહ, માન. જવહરલાલ ભાર્ગવ, રાય બહાદુર જદુનાથ મઝુમદાર, અને માન. રા. બી. વી. નરસિંહ ઐયરે વિશેષ અનુમોદન આપ્યું, અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

રોલેટ કમિટીની ભલામણો સામે વિરોધ દર્શાવતો ઠરાવ છઠ્ઠો બાબુ બિપિન ચંદ્ર પાલે રજુ કર્યો. તેમણે કહ્યું: બળવાખોરોને માટે કોણ જોખમદાર છે? હિન્દમાં બળવાખોર હીલચાલ જન્મ પામી તેનાં કારણો આ રીપોર્ટમાં બીલકુલ આપવામાં આવ્યાં નથી. જો એ ભલામણોનો અમલ કરવામાં આવશે તો હિન્દ રક્ષક કાયદાની વધારેમાં વધારે નિંદ્ય, દુષ્ટ-

સાનકારક અને દમનીય કલમો ધારાપોથીપર કાયમને માટે ચઢાવવામાં આવશે. આપણે માગીએ છીએ કે, આ રીપોર્ટને કચરાની ટોપલીમાં નાખવો જોઇએ. આપણે માગીએ છીએ કે, એ કમિટીની ભલામણોને ધારાપોથીમાં સ્થાન મળવું ન જોઇએ. આપણે માગીએ છીએ કે, ૧૮૧૮ના ત્રીજા કાયદા જેવા સઘળા ગેરકાયદેસર કાયદા રદ કરવા જોઇએ. અને તે ઉપરાંત આપણે માગીએ છીએ કે, આપણા રાષ્ટ્રીય કેદીઓને છોડી મુકવા જોઇએ. રા. સૈયદ હુસેને અનુમોદન આપ્યું અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

હિન્દને આત્મ–નિર્ણય આપવા વિષે ઠરાવ સાતમો મિસીસ એની બિસંટે રજુ કર્યો. તેમણે કહ્યું કે, આ સિદ્ધાંત લાગુ પાડવા માટે સર્વથી પ્રથમ બોલવાની અને લખવાની છુટ હોવી જોઇએ, અને તેથી બોલવાની અને લખવાની સ્વતંત્રતા લઇ લેનાર કાયદાકાનુનો રદ કરવા જોઇએ. વળી કારોબારી સરકારને કાયદેસર સત્તા ઉપરાંત નિરંકુશ સત્તા હોવી ન જોઇએ. બાબુ ચિત્ત રંજન દાસે ઠરાવને અનુમોદન આપ્યું. રા. બરકત અલી અને રા. જમનાદાસે વિશેષ અનુમોદન આપ્યું. ડૉ. કીચલ્યુએ વિશેષ અનુમોદન આપતાં કહ્યું કે, તમારે યાદ રાખવું જોઇએ કે, માત્ર મોંઢાની વાતોથી અથવા એક જગ્યાએ સભા ભરીને ઠરાવો કરવાથી તમને એ અધિકારો મળશે નહિ. તમારે તેને માટે કામ કરવું જોઇએ, હિન્દના દરેક ખુણામાંથી અવાજ નીકળવો જોઇએ કે, આત્મનિર્ણયના હકો વિના તેને સંતોષ થશે નહિ. આપણને હીંમતની જરૂર છે, ઠરાવોની ભાષાની નહિ, આપણું હૃદય તે ચીજમાં પરોવવું જોઇએ અને આપણને આપણા હકો મળશેજ. પર્શીઅન કવિએ કહ્યું છે તેમ માશુકને ઘેર જવાના માર્ગમાં અસંખ્ય અડચણો હોય છે, પરન્તુ પહેલી વાત એ છે કે લયલાને માટે તમારે મજનું બનવું જોઇએ. રા. એસ. સત્યમૂર્તિએ અને માન રા. અબ્દુલ કાસીમે વિશેષ અનુમોદન આપ્યું. પછી ચોધરી પીરૂ સીંઘ નામના કિસાન પ્રતિનિધિએ વિશેષ અનુમોદન આપતાં કહ્યું: હું જાટ છું, ખેડુત છું. પંડિત માલવીયજી કહે છે તેમ અમારે સ્વરાજ જોઇએ છે, પરંતુ અમે અંગ્રેજોને હાંકી કાઢવા માગતા નથી. આપણે માગીએ છીએ કે

આપણે આપણો કાર્યભાર ચલાવવો જોઇએ, અને તમે ખેડુતોને તમારી સાથે નહિ રાખો ત્યાં સુધી તમને સ્વરાજ નહિ મળે. ડૉ. ચોથી રામે વિશેષ અનુમોદન આપ્યું, અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

સ્ત્રીઓને મતાધિકાર આપવાનો ઠરાવ શ્રીમતી સરલાદેવી ચૌધરાણીએ રજુ કર્યો. તેમણે કહ્યું કે, આ દેશના રાષ્ટ્રીય જીવનના પ્રવાહને વિશુદ્ધ બનાવવાનો આ શુભ અવસર આવી લાગ્યો છે. જ્યાં સુધી વસ્તીની અર્ધી સંખ્યા દબાયલી રહે અને આ દેશના ભાવિના પ્રકાશથી વિમુખ રહે ત્યાં સુધી રાષ્ટ્રીય જીવનના પ્રવાહની અખંડ ધારા વહેવાની નથી. અનસૂયા બ્હેન સારાભાઇએ અનુમોદન આપતાં કહ્યું કે, પ્રથમ અમે અમારા દેશની સેવા કરવા માગીએ છીએ; દેશને માટે અમે તમારે પડખે ઉભીને લડવા માગીએ છીએ; તમારામાં જે દેશપ્રેમની લાગણી છે, તેજ લાગણી અમારા હૃદયમાં ઉદ્ભવે છે. આપણી સમક્ષ જે મોટું કાર્ય આવી રહ્યું છે, તેની જવાબદારીઓમાં અમે ભાગ લેવા ઇચ્છીએ છીએ. તમે અમને તેને માટે તક નહિ આપો ? પીર તાજુદ્દીન, રા. એસ. આર. બમનજી, મિસીસ હઝરત મોહાની, શ્રીમતી લક્ષ્મીદેવી, શ્રીમતી સરસ્વતી દેવી અને લાલા ધરમદાસ સુરીએ વિશેષ અનુમોદન આપ્યું, અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

હિન્દી ઔદ્યોગિક કમીશનની ભલામણો વિષે ઠરાવ નંબરનો રા. જહાંગીર બમનજી પિટીટે રજુ કર્યો. દેશના ઔદ્યોગિક વિકાસને માટે તેમણે ઔદ્યોગિક બેંકોની મોટા પાયાપર સ્થાપના કરવાની સૂચના કરી. ઇંગ્લાંડમાં અને આ દેશમાં રૂપાનાણા તથા સોનાનાણાંના હીસાબે મોટી રકમો અનામત રાખવામાં આવી છે. તેમાંથી કમમાં કમ પચાસ કરોડ જેટલી રકમ આ ઔદ્યોગિક બેંકોને માટે ફાજલ પાડી શકાય એમ છે. રા. માવજી ગોવિંદજી શેઠે અનુમોદન આપતાં કહ્યું કે, તાજ મહાલની ભૂમિ, મયુરાસનની ભૂમિ, શાહજહાં અને શિવાજીની ગૌરવપૂર્ણ ભૂમિ હિન્દુસ્થાન આજે ઉદ્યોગોમાં પછાત છે. હિન્દ લગભગ રાજકીય ગુલામગીરીની દશામાં છે, પરન્તુ આપણી આપણી આર્થિક ગુલામગીરી તેથીયે વધારે છે. આજે આપણી પાસે હિન્દી વ્યાપારી નૌકાબળ છે ? પરદેશ માલ લેઇ જવા

પડે છે. તમે તેને રાષ્ટ્રીય આગગાડીઓમાં તમારાં પોતાનાં વહાણોમાં લઇ જઇ શકશો ? ના, આગગાડીઓ તમારી નથી, વહાણો તમારાં પોતાનાં નથી, પરન્તુ ફક્ત મજુરી તમારી છે, કાચો માલ તમારો છે, અને પરિણામ એ આવ્યું છે કે આપણે કમીશન એજન્ટો અને મુકાદમો અને દલાલો અને ભાર વહેનારાઓ બની ગયા છીએ. કુદરતે હિન્દને મોટી બક્ષિસો આપી છે, પરન્તુ આપણે તેમનો ઉપયોગ કરી શકતા નથી. આજે આપણે ત્રાંબાનાં પતરાં બનાવી શકતા નથી, લોખંડનાં પતરાં બનાવી શકતા નથી, કેમકે સરકારે આપણી તરફ અપર માતાના જેવું વર્તન રાખ્યું છે. જો હિન્દી સરકારે આપણા દેશની ઔદ્યોગિક પ્રગતિમાં પૂરતો રસ લીધો હોત તો તેમણે હજારો વિદ્યાર્થીઓને પરદેશ મોકલ્યા હોત, પરદેશોમાં અભ્યાસ કરવા ઇચ્છતા હજારો વિદ્યાર્થીઓને તેમણે છાત્રવૃત્તિઓ આપી હોત, સેંકડો પારિભાષિક સંસ્થાઓ સ્થાપી હોત, સેંકડો અને હજારો શાળાઓ, પાઠશાળાઓ અને ઔદ્યોગિક અને બીજી સંસ્થાઓ સ્થાપી હોત. પરન્તુ ના, લોકો પાછળ પડી રહ્યા છે, પચાશ વર્ષ કરતાં આજે દેશ વધારે ગરીબ દશામાં છે, દેશમાં વારંવાર દુષ્કાળો પડે છે, અને ચેપી રોગો ફેલાય છે. આપણે શું કરી રહ્યા છીએ ? દુનીયાનાં સઘળાં મહત્ત્વનાં વ્યાપારી કેન્દ્રસ્થળોમાં આપણા વ્યાપારી પ્રતિનિધિઓ છે ? આપણા યુવકોએ સર્વ દેશોમાં જવું જોઇએ અને ત્યાં વ્યાપારી કેન્દ્રસ્થાનો સ્થાપવાં જોઇએ. સરકાર ઘણું કરી શકે, પરન્તુ લોકો ઘણામાં ઘણું કરી શકે. ૧૯૦૫માં સ્વદેશી હીલચાલ ચાલતી હતી. આપણને સફળતા મળી, નિષ્ફળતા મળી, અને આજે આત્મ-ભોગ આપીને પણ સ્વદેશી હીલચાલને વળગી રહેવાની જરૂર છે. તેજ આપણો મોક્ષદાતા છે. રા. પદમરાજ જૈને વિશેષ અનુમોદન આપ્યું. રા. કે. પી. સિંહાએ વિશેષ અનુમોદન આપતાં હૃદયભેદક વાર્તા કહી સંભળાવી કે, જો તમે હિન્દનું બારીકાઇથી અવલોકન કરશો તો તમને માલૂમ પડશે કે, કાપડનો દુષ્કાળ છે, અને અનેક સ્ત્રીઓએ પૂરતાં કપડાંના અભાવે આત્મઘાત કર્યા છે. આપણે આપણી ફરજ પ્રામાણિકપણે અને નીડરતાથી બજાવવી જોઇએ. બાબુ બિપિન ચંદ્ર પાલે મૂળ ઠરાવમાં એવો સુધારો કરવાની દરખાસ્ત મુકી કે, હિન્દની મુડી અને હિન્દના સાહસને ઉત્તેજન

આપવાનો ઉદ્દેશ દષ્ટિમાં રાખવો જોઇએ. રા. જહાંગીર બમનજી પિટીટે તે સુધારો સ્વીકાર્યો, અને એ પ્રમાણે સુધારવામાં આવેલો ઠરાવ પસાર કરવામાં આવ્યો. પછી ૩૧ મી ડીસેમ્બર પર કોંગ્રેસ મૂલત્વી રહી.

૩૧મી ડીસેમ્બરે કોંગ્રેસ પાછી મળી. સુલેહ પરિષદ્‌માં હિન્દમાં પ્રતિનિધિ ચુંટાવો જોઇએ, અને તેને માટે કોંગ્રેસ લોકમાન્ય બાલ ગંગાધર તિલકને ચુંટી કાઢે છે, એવો ઠરાવ બાબુ ચિત્ત રંજન દાસે રજુ કર્યો. મી. બી. જી. હોર્નીમેને ઠરાવને અનુમોદન આપ્યું. તેમાં મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધી, અને રા. સૈયદ હસન ઇમામનાં નામો ઉમેરવાનો સુધારો બાબુ બી. ચક્રવર્તીએ મુકયો. પંડિત મોતીલાલ નેહરૂએ સુધારાને અનુમોદન આપ્યું. બાબુ ચિત્ત રંજન દાસે અને મી. બી. જી. હોર્નીમેને સુધારાનો સ્વીકાર કર્યો. રા. રાધાકાન્ત માળવીયે સુધારેલા ઠરાવને અનુમોદન આપ્યું. રા. વ્યાસ, બાબુ બી. શીવપ્રસાદ ગુપ્તા, શ્રીમતી લક્ષ્મી દેવી, અને શ્રીમતી સત્યવતી દેવીએ વિશેષ અનુમોદન આપ્યું, અને સુધારેલો ઠરાવ પસાર કરવામાં આવ્યો.

હિન્દ તરફથી લડાઇના ફાળામાં સાડાચાર કરોડ પાઉંડનો નવો ફાળો આપવામાં આવ્યો હતો, તેની પર ફરી વિચાર કરવા વિષે અને હિન્દને એ બોજામાંથી મુક્ત કરવા વિષે ઠરાવ અગીઆરમો સર દિનશા પિટીટે રજુ કર્યો, રા. જમનાદાસ દ્વારકાદાસે તેને અનુમોદન આપ્યું અને તે પસાર કરવામાં આવ્યો.

હિન્દી સીવીલ સર્વીસમાં ૫૦ ટકા હિન્દીઓ નીમવાનો ઠરાવ બારમો, અજમેર-મારવાડ અને બ્રિટિશ રજપુતાનાને રેગ્યુલેટેડ પ્રાંત બનાવવા વિષે ઠરાવ તેરમો, મૌલાના શૌકત અલી અને મૌલાના મહમ્મદ અલીને છોડવા વિષે ઠરાવ ચૌદમો, તાજનાં અને સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનોમાં હિન્દીઓને સમાન હક્ક આપવાનો ઠરાવ પંદરમો, લડાઇમાં ફતેહ મળી તેથી ના. શહેનશાહને આપવાનું માનપત્ર ઘડી કાઢવાને માટે, અને હિન્દીઓના જોખમદાર રાજ્ય મેળવવાના હક્ક વિષે પાર્લામેન્ટને મોકલવાની અરજી ઘડી કાઢવાને માટે એક કમિટી નીમવા વિષે ઠરાવ સોળમો, કોંગ્રેસના બંધારણમાં કેટલાક સુધારા કરવાનો ઠરાવ સત્તરમો, કોંગ્રેસના બંધા-

રણુમાં કરવાના ફેરફારો વિષે વિચાર કરવાની અને રાપોર્ટ કરવાની અખિલ-હિન્દની કોંગ્રેસ કમિટીને સત્તા આપવા વિષે ઠરાવ અઢારમો, અને કિસાન પ્રતિનિધિઓ અને બીજા ગરીબ પ્રતિનિધિઓનું લવાજમ માફ કરવાનો ઠરાવ ઓગણીસમો પ્રમુખસ્થાનેથી રજુ કરવામાં આવ્યા અને પસાર કરવામાં આવ્યા.

દિલ્હીને રેગ્યુલેશન પ્રાંત ગણવા વિષે અને તેમાં ધારાસભા સ્થાપવા વિષે ઠરાવ વીસમો રાય સાહેબ પિયારી લાલે રજુ કર્યો, હાઝીક-ઉલ-મુલ્ક હકીમ અજમલખાને તેને અનુમોદન આપ્યું, અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

ઇંગ્લાંડમાં કોંગ્રેસ તરફથી મોકલવાના પ્રતિનિધિમંડળની પસંદગી કરવાને માટે એક કમિટી નીમવાનો ઠરાવ એકવીસમો બાબુ બી. ચક્રવર્તીએ રજુ કર્યો. તે પ્રતિનિધિમંડળે આ કોંગ્રેસમાં પસાર થયલા ઠરાવોમાં સમાયલી માગણીઓ મેળવવાનો આગ્રહ કરવો જોઇએ. માન. રા. જી. એસ. ખાપર્ડેએ ઠરાવને અનુમોદન આપ્યું. માન. પંડિત ગોકર્ણુનાથ મિશ્રે કમિટીમાં પંડિત માલવીય, રા. સૈયદ હસન ઇમામ અને હકીમ અજમલખાનનાં નામો ઉમેરવાનો સુધારો મુકયો. વળી તેમણે એવો સુધારો મુકયો કે, કોંગ્રેસે દર્શાવેલે માર્ગે માગણીઓ કરવી. રા. પુરશોત્તમ દાસ ટંડને પંડિત ગોકર્ણુનાથ મિશ્રના સુધારાઓને અનુમોદન આપ્યું. બાબુ ચિત્ત રંજન દાસે પંડિત ગોકર્ણુનાથ મિશ્રે રજુ કરેલા બીજા સુધારા સામે વિરોધ દર્શાવ્યો. મત લેવામાં આવતાં તે બીજો સુધારો રદ થયો, અને વધારાનાં સૂચવેલાં ત્રણ નામો સાથે ઠરાવ પસાર કરવામાં આવ્યો.

જૂના સેક્રેટરીઓની સેવાઓની નોંધ લેવાનો ઠરાવ બાવીસમો અને નવા સેક્રેટરીઓની નીમણુંક કરવાનો ઠરાવ ત્રેવીસમો પ્રમુખસ્થાનેથી રજુ કરવામાં આવ્યા અને તે પસાર કરવામાં આવ્યા.

વૈદકની આયુર્વેદિક અને યુનાની પદ્ધતિઓને પાશ્ચાત્ય પદ્ધતિને આપવામાં આવતા લાભો આપવા વિષે ઠરાવ ચોવીસમો પ્રમુખસ્થાનેથી રજુ કરવામાં આવ્યો અને તે પસાર કરવામાં આવ્યો.

ડૉ. કીચલ્યુએ આગામી કોંગ્રેસને અમૃતસર તરફથી આમંત્રણ આપ્યું, અને રા. સરૂપ નારાયણે તેને અનુમોદન આપ્યું.

પ્રમુખનો ઉપકાર માનવામાં આવ્યો, અને પ્રમુખે વળતો જવાબ આપ્યા પછી તેત્રીસમી કોંગ્રેસ વિસર્જન કરવામાં આવી.

---

## ઠરાવો.

### વફાદારી.

૧. આ કોંગ્રેસ તાજ પ્રતિ પોતાની ઉંડી વફાદારી અને ભક્તિ અને દુનીયાની સર્વ પ્રજાઓની સ્વતંત્રતા માટે કરવામાં આવેલા યુદ્ધનો વિજયવંત અંત આવ્યો તેને માટે પોતાનાં અભિનંદનો ના. શહેનશાહને માનપૂર્વક દર્શાવે છે.

### લશ્કરની બહાદુરી.

૨. (ક) સ્વતંત્રતા, ન્યાય અને આત્મ-નિર્ણયની ખાતર મિત્રરાજ્યોનાં લશ્કરોએ અને ખાસ કરીને હિન્દી લશ્કરે બતાવેલી બહાદુરીની આ કોંગ્રેસ ઉંડી પ્રશંસાની નોંધ લે છે.

(ખ) ઉપલો ઠરાવ ના. હિન્દી પ્રધાનની મારફતે મિત્રરાજ્યોની સરકારોને અને યુનાઇટેડ સ્ટેટ્સની સરકારને અને હિન્દના ના કમાન્ડર-ઇન્-ચીફને મોકલી આપવો.

### રાજકીય સુધારા.

૩. મુંબાઇમાં ભરવામાં આવેલી હિન્દી રાષ્ટ્રીય કોંગ્રેસની ખાસ બેઠકના ૨,૩,૪ અને ૧૧ ઠરાવોને આ કોંગ્રેસ મંજુર રાખે છે.

૪. (ક) મુંબાઇમાં ભરાયલી કોંગ્રેસની ખાસ બેઠકમાં સ્વ-રાજ્ય વિષેનો ઠરાવ ૫ આ કોંગ્રેસ મંજુર રાખે છે; અપવાદ એ કે, મજકુર ખાસ બેઠક ભરાયા પછી દેશમાં જાહેર થયલો અભિપ્રાય ધ્યાનમાં લેતાં આ કોંગ્રેસનો એવો અભિપ્રાય છે કે, પ્રાંતોને એકદમ સંપૂર્ણ જોખમદાર રાજ્ય આપવું જોઇએ, અને સૂચવાયલા સનદશીર સુધારાઓમાંથી બ્રિટિશ હિન્દના કોઇ પણ ભાગને અલગ રાખવો જોઇએ નહિ.

(ખ) બીન-અમલદારી યુરોપીઅનોને અલગ મતદાર મંડળો સ્થાપવા

દેવામાં આવવાં જોઇએ નહિ કેમકે તેમને ખાણોના તથા ચાહના ઉદ્યોગોમાં પ્રતિનિધિત્વ મળે છે, અને જો તેમને એવું પ્રતિનિધિત્વ આપવામાં આવે તો લાગતા વળગતા પ્રાંતોમાં વસ્તી હોય તેની સરખામણીમાં તેમને પ્રમાણસર પ્રતિનિધિત્વ આપવું જોઇએ.

૫. હિન્દી સીવીલ સર્વીસમાં ૫૦ ટકા નીમણુંકો હિન્દમાંથી થવી જોઇએ એવી માગણી કરતો ખાસ કોંગ્રેસનો ૬ ઠ્ઠો ઠરાવ આ કોંગ્રેસ મંજુર રાખે છે.

૬. સુધારાની યોજનામાં પંજાબને ઉતરતું સ્થાન આપવાનો પ્રયત્ન અમુક દિશાઓમાં કરવામાં આવે છે, તે તરફ આ કોંગ્રેસ ગંભીર ભય બતાવે છે. અને આગ્રહ કરે છે કે, તેનાં રાજકીય લશ્કરી અને ઐતિહાસિક મહત્વ, તેની સમૃદ્ધિ, કેળવણી, સામાજિક પ્રગતિ અને છેલ્લા યુદ્ધમાં મૂલ્યવાન સેવાઓ જોતાં પંજાબને બંગાળ, મદ્રાસ, મુંબાઇ અને સંયુક્ત પ્રાંતોના સમાન દરજ્જા પર મુકવું જોઇએ.

૭. આ કોંગ્રેસ મજબૂત આગ્રહ કરે છે કે, દિલ્હીને રેગ્યુલેટેડ પ્રાંત બનાવવો જોઇએ, ચીફ કમીશનરને મદદ કરવાને તેમાં ધારાસભા હોવી જોઇએ, અને વડી ધારાસભામાં કમમાં કમ તેના બે પ્રતિનિધિઓ હોવા જોઇએ.

૮. દેશી રાજ્યોને નમુનારૂપ બને તે માટે અજમેર-મારવાડ અને બ્રિટિશ રજપુતાનાનું ખાસ મહત્ત્વ જોતાં, આ કોંગ્રેસ તે પ્રાંતની માગણીને અનુમોદન આપે છે કે, તેનો દરજ્જો રેગ્યુલેટેડ પ્રાંતના જેવો હોવો જોઈએ, સુધારાની યોજનામાં ચુંટાયલા પ્રતિનિધિઓની બહુમતીવાળી ધારાસભાની વ્યવસ્થા કરવામાં આવવી જોઇએ, અને નવી વડી ધારાસભામાં તે પ્રાંતના બે ચુંટાયલા પ્રતિનિધિઓ હોવા જોઇએ.

## સ્ત્રીઓને હક્ક.

૯. યોજનાના કોઇપણ ભાગમાં પુરુષો માટે જે લાયકાતો દર્શાવવામાં આવી હોય તેવી લાયકાતો ધરાવનાર સ્ત્રીઓને તેમની સ્ત્રીજાતિના કારણને લીધે નાલાયક ગણવામાં આવશે નહિ.

## રોલેટ કમિટીનો રીપોર્ટ.

૧૦. રોલેટ કમિટીની ભલામણો તરફ આ કોંગ્રેસ ભય દર્શાવે છે, અને જો તે ભલામણોનો અમલ કરવામાં આવશે તો તેથી હિન્દી પ્રજાના મૌલિક હકકોને નુકસાન પહોંચશે, જાહેર મતના સુખકર વિકાસને તે અટકાવશે, અને સનદશીર સુધારાના ફત્તેહમંદ અમલ પર પણ ખરાબ અસર કરશે.

હિન્દ રક્ષક કાયદો, ૧૮૧૮ નો બંગાળનો ત્રીજો રેગ્યુલેશન, ૧૮૧૯ નો મુંબાઇનો રેગ્યુલેશન, અને ૧૮૨૭ નો મદ્રાસનો રેગ્યુલેશન, છાપાનો કાયદો, વિદ્રોહી સભાઓનો કાયદો, ફોજદારી ગુન્હાના કાયદામાં સુધારો કરવાનો કાયદો, અને પ્રજાની સ્વતંત્રતા કાપી નાખનાર એવા બીજા દમનીય કાયદા ધારાપોથીમાંથી તત્કાળ રદ કરવાનો આ કોંગ્રેસ સરકારને આગ્રહ કરે છે.

આ કોંગ્રેસ સરકારને વિશેષ આગ્રહ કરે છે કે, લડાઇમાં વિજય મળ્યો છે તેથી, અને નવી યોજના અનુસાર નવા રાજ્યતંત્રને ફતેહમંદ બનાવવાને માટે હિન્દ રક્ષક કાયદાની રૂએ અથવા ઉપર જણાવેલા રેગ્યુલેશનોની રૂએ ઇન્ટર્ન કે એકસટર્ન કરવામાં આવેલા સર્વ ડીટેન્યુઓને અને સર્વ રાજકીય કેદીઓને એકદમ છુટા કરવા જોઇએ.

## હિન્દ અને આત્મ-નિર્ણયનો સિદ્ધાંત.

૧૧. દુનીયાની ભવિષ્યની શાંતિના સંરક્ષણ માટે સર્વ પ્રગતિમાન પ્રજાઓને આત્મ-નિર્ણયનો સિદ્ધાંત લાગુ પાડવો જોઇએ. એવું પ્રેસીડંટ વીલ્સન, મી. લૉઇડ જ્યોર્જ અને બીજા મુત્સદ્દીઓનું કથન ધ્યાનમાં રાખીને ઠરાવ કરવામાં આવે છે કે,

૧. આ કોંગ્રેસ દાવો કરે છે કે, બ્રિટિશ પાર્લામેન્ટે અને સુલેહ પરિષદે હિન્દનો એક પ્રગતિમાન પ્રજા તરીકે સ્વીકાર કરવો, અને તેને આત્મ-નિર્ણયનો સિદ્ધાંત લાગુ પાડવો જોઇએ.

૨. એ સિદ્ધાંત હિન્દને વ્યાવહારિક રીતે લાગુ પાડવામાં પ્રથમ પગલું એ હોવું જોઇએ કે,

(ક) છુટથી ચર્ચા કરવા પરના સર્વ અંકુશો દૂર કરવા એટલે કે છાપાંમાં, ખાનગી અથવા જાહેર સભામાં અથવા બીજી રીતે રાજકીય પ્રશ્નોની નિરંકુશ ચર્ચા અટકાવનાર સર્વ નિયમો અને કાનુનો રદ કરવા, જેથી હિન્દના સર્વ રહેવાસીઓના કાયદેસર અભિલાષો અને અભિપ્રાય નીડરતાથી દર્શાવવામાં આવે; વળી સામાન્ય દિવાની અથવા ફોજદારી કાયદાની કક્ષાની બહાર હિન્દની કોઇપણ બ્રિટિશ પ્રજાને પકડવાની, અટકાવી રાખવાની, ઇન્ટર્ન કરવાની, એકસટર્ન કરવાની, અથવા કેદ કરવાની સત્તા કારોબારી સરકારને આપનાર સર્વ કાયદા, કાનુનો અને ફરમાનો રદ કરવાં, અને હિન્દનો રાજ્યદ્રોહનો કાયદો ઇગ્લાંડના રાજ્યદ્રોહના કાયદા જેવો બનાવવો.

(ખ) હિન્દમાં સંપૂર્ણ જોખમદાર રાજ્ય જલ્દી સ્થાપવાનો એક પાર્લામેંટનો કાયદો પસાર કરવો.

(ગ) જ્યારે આ પ્રમાણે સંપૂર્ણ જોખમદાર રાજ્ય સ્થાપવામાં આવશે, ત્યારે સર્વ આંતરિક બાબતોમાં છેવટની સત્તા હિન્દી પ્રજાની ઇચ્છા દર્શાવતી વડી ધારાસભાની રહેશે.

વિશેષ ઠરાવ કરવામાં આવે છે કે—

(ઘ) શાહી રાજ્યસમૂહવિષયક રાજ્યનીતિની પુનઃરચનામાં, તેમાં સમાયલી પ્રજાઓના આંતરિક સંબંધોને લગતી બાબતોમાં, અથવા પરદેશ વિષયક રાજ્યનીતિના પ્રશ્નોમાં અથવા લીગ ઓફ નેશન્સમાં સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનોને જે દરજ્જો આપવામાં આવે તેજ દરજ્જો હિન્દને આપવામાં આવશે.

## બ્રિટિશ સંસ્થાનોમાં હિન્દીઓ.

૧૨. મહારાજ્યનાં સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનોમાં અને તાજની વસાહતોમાં બ્રિટિશ હિન્દીઓના દરજ્જા વિષે કોંગ્રેસની આગલી બેઠકોમાં પસાર થયલા ઠરાવો આ કોંગ્રેસ એકવાર ફરીથી મંજુર રાખે છે, અને સંસ્થાનોમાં અને વસાહતોમાં રહેનારા હિન્દીઓ તરફ ચાલુ ગેરવર્તન કરવામાં આવે છે તે તરફ પોતાના ગુસ્સાની અને સદા વધતા જતા અસંતોષની લાગણીની નોંધ એકવાર ફરીથી લે છે, અને અંતઃકરણપૂર્વક આશા રાખે છે કે, મહારાજ્યના અંગીભૂત ભાગોના સંબંધોની પુનઃરચના થવાની છે ત્યારે ગ્રેટબ્રિટનના મુત્સદ્દીઓ અને લોકો હિન્દી વસવાટ કરનારાઓની ફર્યાદોને દૂર કરવાનો યત્ન કરશે.

## સુલેહ પરિષદ્.

૧૩. આ કોંગ્રેસ આગ્રહ કરે છે કે, હિન્દને ન્યાય આપવાની ખાતર સુલેહની શરતો અથવા પુનઃરચના પર વિચાર કરવાને અથવા તે નક્કી કરવાને જે પરિષદો ભરવામાં આવે તેમાં સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનોને જે પ્રકારનું પ્રતિનિધિત્વ આપવામાં આવે તે પ્રકારે હિન્દનો ચુંટાયલો પ્રતિનિધિ કે પ્રતિનિધિઓ તેમાં હોવા જોઇએ.

વખત થોડો છે તેથી અને ઠરાવના પહેલા ભાગમાં કરવામાં આવેલી વિનતિ ના. શહેનશાહની સરકાર કબુલ રાખશે એવી ધારણાથી આ કોંગ્રેસ પોતાના પ્રતિનિધિઓ તરીકે લો. મા. બાલ ગંગાધર તિલક, મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધી અને રા. સૈયદ હસન ઇમામને ચુંટી કાઢે છે

## ઔદ્યોગિક વિકાસ.

૧૪ ઔદ્યોગિક કમીશનની સલાહમણોને અને દેશના ઔદ્યોગિક વિકાસને ઉત્તેજન આપવામાં સરકારે ભવિષ્યમાં સક્રિય ભાગ લેવો જોઇએ એવી રાજ્ય-

નીતિને સામાન્યતઃ આવકાર આપતાં આ કોંગ્રેસ આશા રાખે છે કે, એ સિદ્ધાંતને વ્યવહારમાં યોજતી વેળા હિન્દી મુડી અને સાહસને ઉત્તેજન આપવાનો અને ઔદ્યોગિક દૃષ્ટિએ અને આર્થિક દૃષ્ટિએ હિન્દને સ્વાશ્રયી અને સ્વતંત્ર બનાવવાની એકજ નેમથી પરદેશી હુમલા સામે આ દેશને રક્ષણ આપવાનો ઉદ્દેશ ધ્યાનમાં રાખવામાં આવશે.

જકાતના પ્રશ્નને કમીશનની તપાસની મર્યાદા બહાર રાખવાને માટે આ કોંગ્રેસ પોતાનો શોક દર્શાવે છે, અને એકવાર ફરીથી પોતાનો અભિપ્રાય દર્શાવે છે કે, જકાતી સ્વતંત્રતા આપવામાં નહિ આવે ત્યાં સુધી દેશનો ઔદ્યોગિક વિકાસ અશક્ય છે.

આ કોંગ્રેસ કમીશન સાથે એકમત છે કે હિન્દી સરકારની કારોબારી સભામાં ઉદ્યોગને અલગ પ્રતિનિધિત્વ મળવું જોઇએ, પરન્તુ તેનો અભિપ્રાય એવો છે કે, શાહી ઔદ્યોગિક એક્ઝીક્યુટીવ બોર્ડની જરૂર નથી.

ઉદ્યોગોનું પ્રાંતિક ખાતું જલ્દી સ્થાપવું જોઇએ એવી કમીશનની ભલામણને આ કોંગ્રેસ વધાવી લે છે, અને તેને માટે હિન્દી સરકારને આગ્રહ કરે છે.

આ કોંગ્રેસ આગ્રહ કરે છે કે ઔદ્યોગિક વિકાસને ઉત્તેજન આપવાને માટે શાહી અને પ્રાંતિક સલાહ આપનાર બોર્ડો સ્થાપવાં જોઇએ, અને તેમાં હિન્દી ઔદ્યોગિક અને વ્યાપારી મંડળો તરફથી અને ચેમ્બર્સ ઓફ કોમર્સ તરફથી ચુંટાયલા હિન્દીઓ હોવા જોઇએ.

આ કોંગ્રેસનો અભિપ્રાય છે કે ઇમ્પીરીઅલ અને કેમીકલ સર્વીસીસ સ્થાપવાની સૂચના કરવામાં આવી છે તેમાં પગારનું ધોરણ અને ઉદ્દેશ એવાં હોવાં જોઇએ કે તેમાં સઘળા હિન્દીઓને નીમવા, પરન્તુ કોઇ પણ શાખામાં ખાસ નિપુણતા ધરાવતા હોય એવા યુરોપીઅનોને લાયક હિન્દીઓ તેમની જગ્યા લઇ શકે ત્યાં સુધી ટુંકી મુદતનાં લખતોગી રાખવા.

આ કોંગ્રેસનો અભિપ્રાય છે કે વ્યાપારી કૉલેજો સ્થાપવાને સરકારે યુનિવર્સિટીઓને આમંત્રણ આપવું જોઇએ, અને સંગીન રકમોની ગ્રાન્ટો આપીને તેમને તેમ કરવામાં મદદ કરવી જોઇએ.

આ કોંગ્રેસને શોક ઉપજે છે કે ઉદ્યોગોને નાણાં પૂરાં પાડનારી પૂરતી સંસ્થાઓ માટે રીપોર્ટમાં ભલામણો કરવામાં આવી નથી, અને રીપોર્ટમાં ભલામણ કરેલી વિશાળ અને ખર્ચાળ યોજનાને પહોંચી વળાય એવા પાયા ઉપર ઔદ્યોગિક બેંકો સ્થાપવાની તાકીદની આવશ્યકતા તરફ સરકારનું ધ્યાન ખેંચે છે.

રીપોર્ટમાં માન. પંડિત મદનમોહન માલવીયે સમર્થ, દલીલોથી ભરપૂર અને વ્યાપક નોંધ લખીને જવાબ ન આપી શકાય એવે પ્રકારે હિન્દી ઔદ્યોગિક વિકાસનો પ્રશ્ન રજુ કર્યો છે, તેને માટે આ કોંગ્રેસ તેમની તરફ દેશની ઉંડી ઉપકારની લાગણી દર્શાવે છે.

### ૪૫ કરોડ પાઉંડનો ફાળો.

૧૫. લડાઇની મુદ્દત દરમ્યાન હિન્દપર અસાધારણ બોજો પડયો છે, અને ભારે વેરાઓનો વધારે બોજો પડતાં દેશના બળ અને નવીન ઉદ્યોગોને નુકસાન થવાનો સંભવ છે, અને લડાઇ બંધ પડી છે તે ધ્યાનમાં લેતાં આ કોંગ્રેસ આગ્રહ કરે છે કે, સર વિલિયમ મેયરે પોતાના શરૂઆતના ભાષણમાં જણાવ્યા પ્રમાણે લડાઇને માટે ૪૫ કરોડ પાઉંડના ફાળાના વિષયપર સરકારે ફરી વિચાર કરવો અને હિન્દને તે બોજામાંથી મુક્ત કરવું.

### અલી બીરાદરોને મુક્ત કરો.

૧૬. મેસર્સ શૌકતઅલી અને મહમ્મદઅલીની ઇન્ટર્નમેન્ટના પાંચમા વર્ષની શરૂઆત થઇ છે, તેમને મુક્ત કરવાની ગંભીર વિનતિ આ કોંગ્રેસ સરકારને કરે છે.

### નામદાર શહેનશાહને અભિનંદન.

૧૭. યુદ્ધનો વિજયવંત અંત આવ્યો તેથી ના. શહેનશાહને અભિનંદનનું માનપત્ર આપવાની, અને બ્રિટિશ મહારાજ્યના અંગીભૂત ભાગ તરીકે જોખમદાર રાજ્ય માટેની આપણી માગણી દર્શાવતી અને એવી માગણીઓ સંબંધી કોંગ્રેસના ઠરાવોવાળી એક અરજી ઇંગ્લાંડમાં પાર્લામેન્ટની હાઉસોને મોકલી આપવાની દરખાસ્ત આ કોંગ્રેસ પસંદ કરે છે અને તે ઘડી કાઢવાને રા. એન. સી. કેલકર, રા. કે. એમ. મુનશી, મી. બી. જી. હોર્નીમેન અને માન. રા. વિ. જે. પટેલની નીમણુંક કરે છે અને ઇચ્છે છે કે, તે તૈયાર કરીને મોકલી આપવાની વ્યવસ્થા અખિલ હિન્દની કોંગ્રેસ કમિટીએ કરવી.

### ઇંગ્લાંડ જનારૂં પ્રતિનિધિમંડળ.

૧૮ (ક) આ કોંગ્રેસના ઠરાવોમાં સમાયલી કોંગ્રેસની માગણીઓનું સમર્થન કરવા અને આગ્રહપૂર્વક રજુ કરવાને ઇંગ્લાંડ જનારા પ્રતિનિધિ મંડળના સભ્યોની પસંદગી કરવા અને (ખ) જરૂરી નાણાં એકઠાં કરવામાં પ્રાંતિક કોંગ્રેસ કમિટીઓ સાથે સહકાર્ય કરવા.

પ્રમુખ, સૈયદ હસન ઇમામ, હકીમ અજમલખાન, માન. પંડિત ગોકર્ણ-

નાથ મિશ્ર, રા. સી. વિજયરાઘવ ચારીઅર, માન. રા. જી. એસ. ખાપર્ડે, રા. એન. સી. કેલ્કર, બાબુ સી. આર. દાસ, માન. રા. વિ. જે. પટેલ, રા. બરકત અલી, લાલા હરકિસનલાલ અને માન. રા. ફઝલ-ઉલ-હકની એક કમિટી નીમવામાં આવે છે, અને રા. એન. સી. કેલકરને તેના મંત્રી નીમવામાં આવે છે.

## આયુર્વેદિક અને યુનાની દવાની પદ્ધતિઓ.

૧૯. હિન્દમાં દવાની આયુર્વેદિક અને યુનાની પદ્ધતિઓ પ્રમાણમાં વિશેષ પ્રચલિત છે, અને તેમની ઉપયોગિતાની ના પાડી શકાય તેમ નથી તે ધ્યાનમાં લેતાં આ કોંગ્રેસ હિન્દી સરકારને મજબૂત ભલામણ કરે છે કે, સરકારની વર્તમાન વહીવટી રાજ્યનીતિ હેઠળ પાશ્ચાત્ય પદ્ધતિને જે લાભો આપવામાં આવ્યા છે, તે લાભો તેમને આપવાને ચોક્કસ પગલાં લેવાં અત્યંત ઇષ્ટ છે.

યુનંદા વૈદો, હકીમો, તેમની તરફ દિલસોજી ધરાવનારાઓ અને કુશળ પુરૂષો, અને સરકાર નીમે એવા બીજા દવા કરનારાઓની એક મિશ્ર કમિટી સંપૂર્ણ તપાસ કરે ત્યાં સુધી દવાની દેશી પદ્ધતિઓને સંતોષકારક સ્થિતિમાં મુકવાને માટે આ વર્ષે સીમલામાં વડી ધારાસભા સમક્ષ રજુ થયલા ટુંક સારમાં દર્શાવાયલા સ્થાનિક સરકારોના અભિપ્રાયો પર વિચાર કરવો મુલતવી રાખવો.

## કોંગ્રેસ બંધારણ.

૨૦. ( ક ) આ કોંગ્રેસના અભિપ્રાય પ્રમાણે કોંગ્રેસના બંધારણમાં એવો સુધારો કરવો જોઈએ કે, તેથી બ્રિટિશ કોંગ્રેસ કમિટીનું કાર્ય કોંગ્રેસ સંસ્થાના અન્ય અંગીભૂત ભાગોના કાર્યની સમાન કોટિએ આવે.

( ખ ) આ કોંગ્રેસના અભિપ્રાય અનુસાર, "ઇંડીઆ" પત્રને વધારે આકર્ષક બનાવવાની અને તેના તંત્રીમંડળમાં એક કે વધારે હિન્દીઓ રાખવાની આવશ્યકતા છે.

( ગ ) આ કોંગ્રેસના અભિપ્રાય પ્રમાણે બ્રિટિશ કોંગ્રેસ કમિટિને માટે પ્રતિનિધિઓનું જે લવાજમ હમણાં જુદું રાખવામાં આવે છે તેનો અર્ધો ભાગ ઇંગ્લાંડમાં સામાન્યતઃ પ્રચાર કરવાને માટે જુદો રાખવો.

( ઘ ) આ કોંગ્રેસના અભિપ્રાય અનુસાર, સનદશીર સુધારાઓના સંબંધમાં જે પ્રતિનિધિમંડળ ઇંગ્લાંડ જનારૂં છે, તેને ઉપર સૂચવ્યા પ્રમાણે આવશ્યક વ્યવસ્થા કરવાને બ્રિટિશ કોંગ્રેસ કમિટીના કાર્યવાહકો સાથે મસલત કરવાની સત્તા આપવામાં આવે છે.

( ચ ) કોંગ્રેસના બંધારણની ૨૮ મી કલમમાં "કોંગ્રેસના સામાન્ય

સેક્રેટરીઓ મારફતે કોંગ્રેસની બ્રિટિશ કમિટીને મોકલશે " એ શબ્દો કાઢી નાખો, અને તેને બદલે " અખિલ હિન્દની કોંગ્રેસ કમિટીને સોંપી દેશે " એ શબ્દો મુકો અને મજકુર કલમના છેવટના ભાગમાં " કમમાં કમ રૂ. ૩૦૦૦ " એ શબ્દો કાઢી નાખો.

મજકુર કલમના છેવટના ભાગમાં " આ રકમ હિન્દી રાષ્ટ્રીય કોંગ્રેસનું ફંડ ગણાશે અને હિન્દી રાષ્ટ્રીય કોંગ્રેસની દેખરેખ અને અંકુશ હેઠળ અખિલ-હિન્દની કોંગ્રેસ કમિટી તેનો વહીવટ કરશે. " એ શબ્દો ઉમેરો.

( ૭ ) કોંગ્રેસનાં કાર્ય અને પ્રચારને માટે એ રકમ અથવા તેનો કોઇ પણ ભાગ પોતાની મર્જી પ્રમાણે અખિલ-હિન્દની કોંગ્રેસ કમિટી યુનાઇટેડ કીંગડમ અથવા અન્ય દેશમાં વાપરે.

૨૧. આ કોંગ્રેસ ઇચ્છે છે કે, કોંગ્રેસના બંધારણમાં, મતદારમંડળો, ચુંટણીઓ વિગેરેના નિયમોમાં અને કોંગ્રેસની બેઠકની અને વિષયનિર્ણાયક કમિટીની કાર્ય કરવાની રીતના સંબંધમાં કેવા ફેરફારો કરવા જોઇએ તેની પર અખિલ-હિન્દની કોંગ્રેસ કમિટીએ વિચાર કરવો અને તેનો રીપોર્ટ રજુ કરવો.

સામાન્ય.

૨૨. લાગતી વળગતી પ્રાંતિક કોંગ્રેસ કમિટીઓની ભલાપણુ પરથી ૨૧મી કલમ અનુસાર પ્રતિનિધિઓનું લવાજમ કિસાન પ્રતિનિધિઓ અને ગરીબ વર્ગોના પ્રતિનિધિઓને આ વર્ષને માટે અને ૧૯૧૯ માટે માફ કરવું.

૨૩. કોંગ્રેસના ગત વર્ષના સેક્રેટરીઓ માન. રા. ભુરગ્રી, રા. સી. પી. રામસ્વામી આયર અને પી. કેશવ પીલ્લાઇએ કરેલી કીમતી સેવાઓની આ કોંગ્રેસ નોંધ લે છે.

૨૪. આ કોંગ્રેસ ૧૯૧૯ના વર્ષને માટે આ કોંગ્રેસ માન. રા. વી. જે. પટેલ, માન. રા. ફઝલ-ઉલ-હક. અને માન. પંડિત ગોકર્ણ નાથ મિશ્રને સંયુક્ત સામાન્ય સેક્રેટરીઓ નીમે છે.

૨૫. આગામી કોંગ્રેસ પંજાબમાં અમૃતસરમાં મળશે.

# પ્રકરણ ૬ ઠ્ઠું.

## ચોત્રીસમી રાષ્ટ્રીય કોંગ્રેસ.

રાષ્ટ્રીય કોંગ્રેસની ચોત્રીસમી બેઠક અમૃતસરમાં તા. ૨૭-૧૨-૧૯૧૯ ને દિવસે મળી. કોંગ્રેસ મળવાનો દિવસ ૨૬મી ડીસેમ્બરનો નક્કી કરવામાં આવ્યો હતો, પરન્તુ અચાનક વર્ષાદ પડયો તેથી કોંગ્રેસની બેઠક એક દિવસ મોડી ભરવામાં આવી. આ વર્ષે પંજાબમાં અપૂર્વ બનાવ બની ગયો હતો. ત્યાંના લેફ્ટેન્ટ ગવર્નર સર માઇકલ ઓડવાયરના જો હુકમી અમલમાં હિન્દીઓ ઉપર ભારે સીતમ ગુજર્યો હતો, અને લશ્કરી કાયદો ચાલુ થયો હતો, જેના બહાના હેઠળ અનેક કાળાં કૃત્યો કરવામાં આવ્યાં હતાં. પંજાબના આ બનાવને હિન્દમાં બ્રિટિશ અમલના ઇતિહાસનું "કાળામાં કાળું પ્રકરણ" કહેવામાં આવ્યું છે. આવી રીતે પંજાબ દુઃખી અને ભયભીત હોવા છતાં પંજાબે રાષ્ટ્રીય કોંગ્રેસને માટે પ્રશંસનીય તૈયારીઓ કરી હતી. પંજાબના આ કેરથી આખા હિન્દમાં ભય અને ત્રાસ વર્તી રહ્યાં હતાં એમ કહેવામાં કાંઇ અતિશયોક્તિ નથી. છતાં કોંગ્રેસમાં પ્રતિનિધિઓ અને પ્રેક્ષકોની બહુ મોટી સંખ્યા એકઠી મળી હતી. પ્રતિનિધિઓની સંખ્યા ૮૦૦૦ થી પણ વધારે હતી, તેમાં પંજાબના પ્રતિનિધિઓ ૩૦૦૦ થી વધારે હતા, સંયુક્ત પ્રાંતોના ૧૦૦૦ થી વિશેષ, બંગાળના આશરે ૧૫૦, મુંબાઇના આશરે ૩૦૦, મદ્રાસના આશરે ૧૨૦-૩૦. આ કોંગ્રેસમાં સ્ત્રી પ્રેક્ષકોની સંખ્યા લગભગ ૩૦૦૦ જેટલી હતી.

આ કોંગ્રેસ ઉપર જણાવ્યા પ્રમાણે મહા દુઃખદ સંયોગોમાં મળી હતી, પરન્તુ તે બહુ ફતેહમંદ નીવડી હતી. કોંગ્રેસનું કામ ચાલતું હતું, ત્યારે કેદમાં પડેલા અથવા પંજાબમાંથી દેશપાર થયલા ધુરંધર આગેવાનો એક પછી એક હાજર થયા હતા. વળી પાંચ વર્ષથી નજરકેદ ભોગવતા મૌલાના શૌકત અલી અને મૌલાના મહમદ અલી પણ આ કોંગ્રે-

સભાં હાજર થયા હતા, જેથી લોકમાં ઘણો ઉત્સાહ અને આનંદ વ્યાપી રહ્યો હતો.

સ્વાગત સભાનું પ્રમુખપદ સંન્યાસી સ્વામી શ્રી શ્રદ્ધાનંદજીને આ-પવામાં આવ્યું હતું. તેમણે પોતાનું આવકાર આપનારૂં ભાષણ હિન્દી-માં આપ્યું હતું. તે ભાષણમાં તેમણે પ્રથમ પ્રતિનિધિઓને આવકાર આપ્યો, અને દેશમાં છવાયલાં શોકનાં ઘનઘોર વાદળનો ઉલ્લેખ નીચેના શબ્દોમાં કર્યો: " જેઓએ દિલ્હી શહેરમાં આવીને આ રાષ્ટ્રીય મહાસભાનાં રત્નોને નિમંત્રણ આપેલું, જેઓએ દિલ્હીથી પાછા આવતાં વેંત આપના સ્વાગતની તૈયારીઓ શરૂ કરી દીધેલી, જેઓ માતૃભક્તિના પ્રેમમદમાં ઘેલા બનીને રાતદિવસ દેશસેવાની મસ્તીમાં મહાલી રહ્યા હતા, જેમણે ગંગા અને યમુનાના સંગમનું મૂળ ગઇ રામનવમીને દિવસે રોપીને શીખ ગુરૂઓએ પાવન કરેલા આ નગરને સાચુંજ અમૃતસરોવર બનાવી દીધું હતું તેઓનો ભયભીત સ્વાર્થે તથા અન્યયની શક્તિઓએ ગઇ ૧૦ મી એપ્રીલે સર્વનાશ કર્યો. એક તરફથી પોતાના નેતાઓનો વિયોગ અને બીજી તર-ફથી જે દેવતાની પૂજાને માટે સત્યાગ્રહનું માનસિક વ્રત તેમણે ધારણ કર્યું હતું તેનું પકડાવું–આ બે બનાવોએ અમૃતસરની વ્યાકુળ પ્રજાને આંધળી ભીત કરી નાખી. વંશપરંપરાથી ચાલતી આવેલી રીત પ્રમાણે પ્રજા ઉઘાડે પગે અને ઉઘાડે માથે હાકીમ માબાપ પાસે રાવ ખાવા દોડી. સર-કારી હાકીમ સાહેબને પોતાના મનમાં રહેલો ભય ધ્રુજાવી રહ્યો હતો. એમ સમજાય છે કે તેણે પહેલેથી લશ્કર જમા કરી રાખ્યું હતું અને તેને હુકમ આપી રાખ્યો હતો કે તેને માબાપ સમજનાર પ્રજા જો ભુલેચુકે પણ તેના ઘરભણી જવાનો પ્રયત્ન કરે તો જે પ્રકારે બને તે પ્રકારે તેને આગળ વધતી રોકવી. ભોળી નિ:શસ્ત્ર પ્રજા રીસાએલા બાળકની માફક માથું પીંખી આગળ વધવાને પ્રયત્ન કરવા લાગી; ત્યાં તો પ્રજાના પતિ સમ્રાટ્ પંચમ જ્યોર્જના પ્રતિનિધિઓએ તેની પ્રજાને ગોળીઓથી વીંધી નાખી. પોતાનાં નિરપરાધી સગાંવહાલાંઓને ઘાયલ થતાં જોઇને, તેમના-માંનાં કેટલાકોને બેભાન થઇ ધરણી પર રોળાતાં જોઇને પ્રજામાં આસુરી ભાવનો વિકાસ થયો. પોતે જે લાડીલા માનથી પ્રેરિત થઇને ગએલા

તેનું વિપરીત પરિણામ આવેલું નજરે જોયા છતાં પણ જે વીરોની છાતી ડગી નહિ, પણ એક બાજુ તેઓએ મરેલાંના શબને અને ઘાયલના દેહને સારવાનું, અને બીજી બાજુએ સાથે સાથે લોકોને ધીરજથી કામ લેવાની શિખામણ આપવાનું—એ બન્ને કામ કરી બતાવ્યાં. તેમના ઉપર આજ પણ સત્યપરાયણ દેવતાઓનાં માનસિક ભાવનાઓનાં પુલ વરસી રહ્યાં છે ...નિયમને નામે વિપ્લવનું અને શાંતિને નામે અત્યાચારનું રાજ્ય જામ્યું. માર્શલ લૉએ નર, નારી, આબાલવૃદ્ધયુવાન બધાને બેભાન કરી દીધા—વૈશાખની પવિત્ર સંક્રાન્તિને દિવસે જે શોણિતથી ભૂમિ લાલ રંગાઇ તેની વાત સાંભળતાં બધાના હોંશકોંશ છૂટી ગયા. હા, તે દિવસે તો માર્શલ લૉની જીત થઇ અને શાંતિ ફેલાઇ, પરંતુ તે શાંતિ મસાણની અને કબ્રસ્તાનની શાંતિ હતી—એ મોતની શાંતિ હતી ! " પંજાબની પ્રજાના આ મહાસંકટના સમયે પંડિત માળવીય અને પંડિત મોતીલાલ નેહેરૂએ પંજાબનો કુમકે દોડી આવીને પ્રજાને શાંત પાડી અને ધીરજ આપી, તેને માટે તેમણે સંતોષ દર્શાવ્યો. આ બનાવોથી પંજાબમાં નવજીવનનો સંચાર થયો છે. પોતે સંન્યાસી હોવા છતાં કોંગ્રેસમાં શા માટે જોડાયા તે વિષે ખુલાસો કર્યો, અને જાતિ રૂપી વીણાના જૂદા જૂદા સંપ્રદાયો રૂપી તારોની એકસૂરતાની વધામણીમાં રાજ્યદ્વારી પક્ષોની બેસૂરતાને પાણીચું આપવાની વિનતિ કરી. વળી દિલ્હીમાં બનેલા દુ:ખદ બનાવોનું તેમણે વર્ણન કર્યું, અને બ્રિટિશો તરફ વેરભાવ ન રાખવા વિનતિ કરી. તેમણે કહ્યું: " ઓડવાયર અને ડાયર, જોન્સન અને ઓબ્રાયન—આ બધા આપણા ભાઇઓજ છે. એક પિતાના સહુ સંતાનો છે. તેમનામાં જે ક્રોધની અને અસાધુતાની ભાવનાઓ છે તેજ આપણી શત્રુ છે. પણ શું તે શત્રુઓ ઉપર આપણે તિરસ્કારની ક્રોધની અને વેરની મદદથી જીત મેળવી શકશું ? " આ પંજાબની વેદનાના બોધનાં પરિણામો તેમણે નીચે પ્રમાણે ગણાવ્યાં; (૧) હિન્દુ–મુસલમાનોની એકતા સધાઇ છે; (૨) પ્રજાને તપનું માહાત્મ્ય દેખાયું છે; (૩) પ્રજાને વ્યવસ્થિત ચળવળનો પ્રભાવ જણાયો અને સહન શક્તિનું ગૌરવ જણાયું છે. અને હવે આપણું કર્તવ્ય શું છે ? તેમણે કહ્યું: " આ રાષ્ટ્રીય મહાસભાનું કાર્યક્ષેત્ર આજ સુધી એટલુંજ

રહેલું છે કે સ્વદેશ માટે રાજકીય હક્કો પરદેશી સરકાર પાસેથી મેળવવા ઠરાવો પસાર કરવા. પરન્તુ એક તો એ પસાર કરવામાં આવતા ઠરાવોને સાચો વેષ પહેરાવવામાં બહુ ઓછી મહેનત લેવાય છે, અને બીજી તરફ પ્રજાની મૂળ જડ રોપવાને અને પ્રજાને મળનારા અધિકારો પચાવી શકે એવી રીતે તેને બનાવવાનો થોડો ઘણો તો શું પણ આ રાષ્ટ્રીય મહાસભાએ જરા સરખો પણ યત્ન નથી કર્યો. સ્વરાજ્ય મેળવીને તે પચાવવું હોય તો પહેલી જરૂરની વાત એ છે કે પ્રજાના એક એક બાળકને એવી તાલીમ મળવી જોઇએ કે જેના વડે તેનો આત્મા દૃઢ બનીને પોતાનાં શરીર, ઇંદ્રિયો અને મનનો માલીક–તેમને વશ કરે તેવો–બની શકે. આ વાત તો તોજ બની શકશે કે જો એક તરફથી રાષ્ટ્રીય શિક્ષણની પદ્ધતિ દાખલ કરીને પ્રજાનું શિક્ષણ પ્રજાનાજ હાથમાં આવી જાય, અને બીજી તરફથી પ્રજાનાં માતાપિતાઓ, પોતાનાં શરીર, ઇન્દ્રિયો અને મનને શુદ્ધ કરીને પોતાનાં બાળકોની સામે તેમના અનુકરણને માટે ઉત્તમ દાખલો બેસાડે. દેશના આચાર અને સમાજ સંબંધી સેવા કરતાં મને ગયાં ૨૬ વર્ષમાં અનુભવ થયો છે કે, જો કે હરેક શિક્ષિત પુરૂષ કોલેજમાંથી નીકળતી વખતે દેશની અને ધર્મની સેવા કરવાનું માનસિક વ્રત ધારણ કરીને નીકળે છે, તોપણ જ્યારે પ્રસંગ આવે છે ત્યારે હજારમાંથી ભાગ્યે એક જણ ટકી રહે છે. હિન્દના એવા દેશભક્તોની ગણત્રી આંગળીને ટેરવે થઇ શકે કે જેમણે પરદેશી રાજ્યકર્તાઓએ બતાવેલી લાલચોને ન ગણકારતાં દેશના હિતને ખાતર ઇલ્કાબરૂપી સોનેરી જંજીરને તોડીને ફેંકી દીધી હોય. વાયસરોયે આપેલી અણઘટતી ધમકીના જવાબમાં 'સર'નો ખિતાબ માથેથી ઉતારીને ફેંકી દેનાર ડૉ. સુબ્રહ્મણ્યમ્ સરખા બ્રાહ્મણ દેશમાં કેટલા છે? પોતાના રાષ્ટ્ર ઉપર જુલમ ગુજારવાની પૈશાચિક વૃત્તિનું જે સરકારે અવલંબન કર્યું, જે સરકારના આકરોએ પોતાનાં રાષ્ટ્રનાં ગૌરવોનો નાશ કરવામાં પાછું વાળી ન જોયું, તેણે આપેલો ઇલ્કાબ એક દિવસ માટે ધારણ કરવો એમાં પણ પાપ સમજનાર ભારતના માર્તંડ કવિ રવીન્દ્રનાથ જેવા કેટલા દેવો છે? અને ખરા રાજધર્મનું પાલન કરનાર, મનુષ્ય અને પશુના ભયથી મુક્ત, વૈદિક નિર્ભયતાના ઉપદેશ પ્રમાણે અમલ કરનાર સ્વદેશને પગ નીચે છુંદનાર



શ્રી. પંડિત મોતીલાલ નેહરૂ.

શાસકોની પંક્તિને એકદમ છોડી દેનાર વીર શંકરન નાયરના જેવા પુરુષ-સિંહ કેટલા છે? દેવીઓ અને ભારતમાતાના સુપુત્રો, રાષ્ટ્રને સ્વતંત્ર બનેલું જોવાની તમારી ઇચ્છા હોય તો તમે પોતે સદાચરણની મૂર્તિ બનીને તમારી પ્રજામાં સદાચરણનું મૂળ રોપો.” પછી રાષ્ટ્રૈક્ય સાધવાને માટે તેમણે અસ્પૃશ્યતાનો બાધ કાઢી નાખવાનો ઉપદેશ આપ્યો.

માન. પંડિત મોતીલાલ નેહરૂને પ્રમુખ તરીકે ચુંટી કાઢવાની દરખાસ્ત રા. સૈયદ હસન ઇમામે રજુ કરી. રા. કસ્તુરી રંગ આયંગરે તેને અનુમોદન આપ્યું. લો. મા. તિલક, બાબુ બી. ચક્રવર્તિ, માન. રા. શ્રીનિવાસ શાસ્ત્રી, હકીમ અજમલખાન, અને રા. બા. ભગતરામે વિશેષ અનુમોદન આપ્યું, અને દરખાસ્ત પસાર થતાં તાલીઓની ગર્જના વચ્ચે પંડિતજી પ્રમુખસ્થાને વિરાજ્યા.

પ્રમુખે પોતાના ભાષણમાં પ્રથમ આભાર માન્યો. આ કોંગ્રેસના પ્રમુખપદ વિષે તેમણે કહ્યું: છેલ્લા એપ્રીલ મહીનામાં ખુદ આ અમૃતસર શહેરમાં જે મહાન્ કરુણરસિક બનાવ બન્યો છે, તેના કરતાં વિશેષ કાળું પ્રકરણ તો બીજું નહિ હોય. પ્રતિનિધિ બંધુઓ! તમારા સેંકડો બાંધવોના કઠોર ખુન સંબંધમાં ઉંડી દિલગીરી દર્શાવતા તમે અંહી ભેગા મળેલા છો, અને તમારો પ્રમુખ ચુંટીને તમે મને મુખ્ય શોક કરનારની સ્થિતિમાં મુકયો છે, એ પદ હું સઘળા પૂજ્યભાવથી સ્વીકારૂં છું, અને તે માટે તમારો અંતઃકરણપૂર્વક આભાર માનું છું.” તેમણે નવાબ સૈયદ મહમ્મદના મૃત્યુ માટે અમૃતસરમાં અને પંજાબનાં અન્ય સ્થળોએ મરણ પામેલાંઓને માટે શોક દર્શાવ્યો. ના. શહેનશાહે રાજ્યદ્વારી કેદીઓને મુકિત આપવાનો અને ના. પ્રીન્સ ઓફ વેલ્સ હિન્દની મુલાકાતે આવનાર છે એવો સંદેશ મોકલ્યો હતો, તેને માટે તેમનો આભાર માન્યો. પંજાબના બીષણ હત્યાકાંડ વિષે બોલતાં તેમણે પંજાબમાં લાંબા સમયથી કેવો જોહકી દોર ચલાવવામાં આવ્યો હતો, અને એ હત્યાકાંડના સૂત્રધાર પંજાબના તે સમયના લેફટેનન્ટ ગવર્નર સર માઇકલ ઓડવાયરનાં પગલાં પંજાબમાં થયાં ત્યારથી તેણે સ્વરાજ્યની ચળવળને દાબી દેવાને કેવાં સખ્ત પગલાં ભરવા માંડયાં હતાં, એ સઘળો ઇતિહાસ માંડીને કહ્યો.

લશ્કરી ભરતી કરવામાં અને વૉર લોનમાં નાણાં ભરાવવામાં તે સર માઇકલ ઓડવાયરે કેવી ગેરકાયદેસર રીતોનું અનુસરણ કર્યું હતું તે તેમણે જણાવ્યું. રૉલેટ કાયદાની હિન્દમાં જરૂર નથી, તેમાં આપવામાં આવેલાં કહેવાતાં રક્ષણો આળપંપાળ છે, અને એ કાયદો "નહિ વકીલ, નહિ અપીલ, નહિ દલીલ એવો" છે. હિન્દી પ્રધાન મી. મોંટેગ્યુએ આ કાયદાનો આમની સભામાં લુલો બચાવ કર્યો છે. પંડિતજીએ ઉમેર્યું. "આ ધારાની ખુદ હયાતી આપણા આત્મસંમાન અને આપણા પ્રજાકીય સંમાન ઉપર એક કલંક મુકે છે. પરન્તુ મને વિશ્વાસ છે કે, જો તમે તમારા સનદશીર પ્રયાસો આગ્રહપૂર્વક ચલાવવા ચાલુ રાખશો તો તમે તેને દૂર કરાવી શકશોજ. મહાત્મા ગાંધીજી કહે છેઃ 'સરકાર ગમે તેવી સબળ અને આપખુદ હશે તોપે તે સાર્વત્રિક લોકમતને તાબે થવાને બંધાયલી છે. જો સત્ય અને ન્યાય કેવળ શારીરિક બળને, પછી તે એક વ્યક્તિએ કે એક સરકારે વાપર્યું હોય, તેને તાબે થવામાંજ હોય તો તે આપણે માટે એક ખરાબ દશ્ય છે.'" પછી તેમણે સ્વતંત્રતા માટે સત્યાગ્રહની આવશ્યકતા દર્શાવી. સત્યાગ્રહની હીલચાલ હિન્દમાં થયલા ખળભળાટોનું કારણ નથી. પછી પંજાબમાં થયલા અત્યાચારોની તપાસ કરવાને સરકાર તરફથી નિમાયલી હંટર કમિટીમાં આગેવાનોએ ભાગ શા માટે ન લીધો, અને કોંગ્રેસ તરફથી તપાસ કરવાને શા માટે કમિટી નીમવામાં આવી તે હકીકત સમજાવી. પછી અમૃતસરમાં, જલિયાંવાળા બાગમાં, લાહોરમાં, ગુજરાનવાળામાં, કાસુરમાં વિગેરે પંજાબનાં સ્થળોએ વર્તાયલા કેરનું ટુંકમાં વર્ણન આપ્યું, લશ્કરી કાયદો જાહેર કરવામાં આવ્યો હતો તે જાહેર કરવાની તથા તેને લાંબો વખત ચાલુ રાખવાની જરૂર ન હતી એમ કહ્યું. પંજાબમાં બનેલા બનાવો માટે સર માઇકલ ઓડવાયર અને ગવર્નર-જનરલ લૉર્ડ ચેમ્સફર્ડ પૂરેપૂરા જવાબદાર છે એમ તેમણે કહ્યું, અને આ પંજાબપ્રકરણનો બોધ તેમણે નીચેના શબ્દોમાં જણાવ્યોઃ "જો આપણી જીંદગીઓ અને માન એક બીનજવાબદારી કારોબારી અને લશ્કરીઓની દયા ઉપરજ અવલંબી રહેવાનાં હોય, જો મનુષ્યોના સામાન્ય હક્કોની આપણને ના પાડવાની હોય. તો પ્રજા-સુધારાની વાત, એક મશ્કરીજ છે. સ્વતંત્રતા વિનાનું શહેરીપણું.

એ એક શબને પહેરાવેલા ભવ્ય પોષાક સમાન છે. ચીથરાં પહેરીને પ્રભુના સ્વતંત્ર વાતાવરણની હવા લેવી, એ સુંદરમાં સુંદર કપડાં પહેરીને શબ જેવા રહેવું તેના કરતાં વધુ સારૂં છે.” પછી હિન્દમાં સુધારેલું રાજ્યસ્થાપતા હિન્દી સરકારના કાયદા વિષે તેમણે કહ્યું કે, જો કે તેની કલમો કોંગ્રેસે કરેલી ઓછામાં ઓછી માગણીને પણ સ્વીકારતી નથી, છતાં તે આપણને જે થોડી પણ સત્તા આપે છે તેનો સ્વીકાર કરવો જોઇએ. તેમણે મી. મોંટેગ્યુનો આભાર માન્યો. પણ એ કાયદામાં આપણા જન્મસિદ્ધ હકોના જાહેરનામાનો સમાવેશ કરવામાં આવ્યો ન હતો તેથી તેમણે શોક દર્શાવ્યો. સુધારાની યોજના ગમે તે પ્રકારની હો, પણ તેમાં તેના એક જરૂરી અંગ તરીકે હિન્દીઓના જન્મસિદ્ધ હકોના સ્વીકારનો જાહેર ઢંઢેરો તો હોવોજ જોઇએ. એકલી હિન્દની પરિસ્થિતિનોજ વિચાર કરતાં, આ કોંગ્રેસ માટે એમ જણાવવાની તો ખાસ ફરજ છે કે, હાલના હયાત જુલ્મી કાયદાઓ રદ કર્યા વગર અને આપણા શહેરી તરીકેના અધિકારોનો ભવિષ્યમાં ગમે તેમ ભંગ થાય નહિ તેની ખાત્રી મળ્યા વગર આ દેશના રાજ્યવહિવટમાં કોઇ પણ જાતના સુધારાઓ કરવા એ લોકોની અગત્યની જરૂરીયાતો સંતોષવા માટે પૂરતા નથી. પછી પસાર કરવામાં આવેલા કાયદા પ્રમાણે સુધારાની યોજનાનાં વિધવિધ અંગોનો તેમણે વિચાર કર્યો, તેની ત્રુટીઓ અને ખામીઓ બતાવી આપી, અને કહ્યુંઃ આપણને આપવામાં આવેલા સુધારાઓના સંબંધમાં આપણે અત્યંત આનંદ દર્શાવવા જેવું કોઇ કારણ નથી, પણ તેમની કીંમતે આપણે તેમને લેવાના છે. તેમાં રહેલું સત્ત્વ ખેંચવામાં આપણે બીજાઓ કરતાં પાછળ પડી જઇશું નહિ, પણ આપણા ઉપર બળજોરીથી નાખવામાં આવેલી રાજ્યવહિવટમાં અભ્યાસ કરવાની રીતિ અને સામયિક પરીક્ષા આપવાના ધોરણના બદલામાં આપણી માગણીઓ શરણે કરી દેવા માટે આપણે તત્પર નથી. આપણી માગણીઓનો સંપૂર્ણ સ્વીકાર થાય નહિ ત્યાં સુધી આપણે સંતોષ પામી શકતા નથી અને પામીશું પણ નહિ. પછી તેમણે લશ્કરમાં અને નૌકાબળમાં કમીશનના ઓદ્ધાઓની હિન્દીઓ માટે માગણી કરી. ખીલાફતના પ્રશ્નમાં મુસલમાનોની માગણીઓ સંતોષવાની અગત્ય બતાવી. પરદેશોમાં

હિન્દીઓ તરફ ચલાવવામાં આવતા ગેરવર્તન માટે શોક દર્શાવ્યો. સ્વદેશી વિષે બોલતાં તેમણે મહાત્મા ગાંધીજીની યોજનાની નીચે પ્રમાણે પ્રશંસા કરી. " મ. ગાંધીએ આ પ્રશ્નને પોતાનોજ વિષય બનાવી દીધો છે. જો તેમનું ચાલે તો આ દેશનો રેંટીઆનો અને હાથે વણુવાનો હિન્દનો પ્રાચીન ઉદ્યોગ તેઓ પાછો સજીવન કરે, અને દેશને પોતાના ઉપર આધાર રાખતો બનાવે. આ યંત્રના જમાનામાં આ યોજનાની ફત્તેહમંદી વિષે આધુનિક અર્થશાસ્ત્રીઓ કદાચ શંકા લાવે, પણ મ. ગાંધીની યોજના એવી છે કે, એમાં બગાડ થવાનો ભય નથી, અને તે જો લોકપ્રિય થઇ જાય તો ખેતીવાડીથી ઉતરતો ધંધો આખા દેશમાં બની જવાની શુભ આશા આપે છે. " પછી મી. બી. જી. હોર્નીમેનને હિન્દમાંથી ઉપાડી જવામાં આવ્યા તેને માટે શોક દર્શાવી, મી. હોર્નીમેનની સેવાઓને માટે ઉપકાર માન્યો. અને ભાષણના અંતભાગમાં તેમણે કહ્યું: " હજી આપણી આગળ મુશ્કેલીઓ અને ખાડાખાબોચીયાંથી ભરેલો વિકટ માર્ગ રહેલો છે. આપણા ભોમીયા તરીકે સત્યને સાથમાં રાખી, આપણા સંકેતશબ્દ તરીકે હિંમત સ્વીકારી, ચાલો હવે આપણે કુચ કરવા માંડીએ. અને થોડા વખતમાં આપણે ઇષ્ટ અને લક્ષ્ય દેશમાં જઇ પહોચીશું. " પછી કોંગ્રેસ તા. ૨૯ મી પર મૂલતી રહી.

તા. ૨૯ મીએ કોંગ્રેસની બેઠક ફરી મળતાં પ્રારંભમાં પ્રમુખ મહાશયે વફાદારીનો ઠરાવ રજુ કર્યો, અને તે પસાર કરવામાં આવ્યો.

દક્ષિણ તથા પૂર્વ આફ્રિકામાંના હિન્દીઓની અવદશા વિષે ઠરાવ બીજો મહાત્મા ગાંધીજીએ રજુ કર્યો. ઠરાવ રજુ કરતાં મહાત્માજીએ કહ્યું કે, આ ઠરાવ ઘણા મહત્ત્વનો છે, અને જો હિન્દીઓ પોતાને સ્વરાજ્યને માટે લાયક માનતા હોય તો તેમણે દક્ષિણ આફ્રિકાના સ્વદેશ બાંધવોના આ દુઃખના પ્રસંગમાં ઉભા થઇ જવું જોઇએ અને અંતઃકરણપૂર્વક તેમની સાથે સહકાર કરીને થોડા વખત ઉપર થયેલા પક્ષપાતી કાયદાને રદ કરાવવો જોઇએ. ઠરાવને દક્ષિણ આફ્રિકાના એક પ્રતિનિધિ રા. મીરઝા નાદિરશાહ કામાએ અનુમોદન આપ્યું. રા. કે. નટરાજને અને પૂર્વ આફ્રિકાના ર્ડા. એસ. પી. ઠાકારે વિશેષ અનુમોદન આપ્યું. ઝાંઝીબારના

પ્રતિનિધિ રા. બી. એન. અંતાણીએ વિશેષ અનુમોદન આપતાં કહ્યું કે, જો લૉર્ડ સિંહ કાલે સવારે પૂર્વ આફ્રિકાની મુલાકાત લે તો તેમને પણ ત્યાંના ગોરા વતનીઓ અનીતિમાન ઠરાવી દે, પછી ભલે તે ગમે તેવા દરજ્જાના પુરૂષ હોય.

ગીરમીટીયા રૂઢી બંધ કરવા વિષે ઠરાવ ત્રીજો માન. પંડિત મદન મોહન માલવીયે રજુ કર્યો. તેમણે આ સંબંધમાં મહાત્મા ગાંધીજીએ કરેલી સેવાઓની પ્રશંસા કરી અને કહ્યું કે, ફીજી ટાપુમાં હિન્દીઓને એક ગુલામી ખત અમુક વર્ષને માટે લખી આપવું પડે છે, અને તે દરમ્યાન તેમને મુકરર રોજી મળે છે, તથા તેમને પોતાના માલીકની ઇચ્છા પ્રમાણે વર્તવું પડે છે. કામદારો તરફ ન્યાય કે અન્યાય થાય છે, તે કોઇ પૂછતું નથી અને તેમના પર ભયંકર અત્યાચાર ગુજારવામાં આવે છે. હિન્દની પવિત્ર પુત્રીઓ અને ભગિનીઓ જેઓ પોતાની પવિત્રતાને માટે મગરૂર છે, તેમને બળાત્કારે લઇ જવામાં આવે છે, અને ૫ પુરૂષ વચ્ચે ૨ સ્ત્રીઓની વહેંચણી થાય છે. આ વાત જાણીને હૈયું ચીરાઇ જાય છે. ભલું થજો લૉર્ડ હાર્ડિંજનું કે તેણે ફીજીમાં હિન્દીઓની વધુ વસાયત અટકાવી. હવે આપણે ફીજીમાં દુઃખથી સબડતી આપણી બહેનો અને અધમ દશામાં પડેલા આપણા ભાઇઓને છોડાવવા ઇચ્છીએ છીએ અને જો ના. વાયસરોયનું વચન સફળ થાય તો હિન્દની કીર્તિને લાગેલો કાળો ડાઘ હવે ધોવાઇ જશે. જો આપણે સ્વરાજ્યની માગણી કરીએ તો પહેલો સવાલ તો આપણને એજ પૂછાય કે જે હિન્દીઓ પરદેશોમાં ગીરમીટીયા મજુરી કરે છે, અને જેમની દીકરીઓ અને બહેનો આવી અધમ દશામાં પડેલી છે, તેઓ વળી સ્વરાજ્ય તે ભોગવી શકે ? આ બાબતમાં સફળતા મળવાથી હિન્દી પ્રજાની નીતિ ઉપર લાગેલો ડાઘ ધોવાશે. મને આશા છે કે, કેવળ ફીજીનીજ નહિ પણ કોઇ પણ નામ તળે ચાલતી એવી પ્રથા રદ થશે. ઠરાવને રા. બી. એન. શર્માએ અનુમોદન આપ્યું. રા. ભવાન દયાળજીએ વિશેષ આપ્યું અને ઠરાવ પસાર કરવામાં આવ્યો. તે દિવસે કોંગ્રેસનું કાર્ય એટલેથીજ સમાપ્ત થયું.

તા. ૩૦ મીએ કોંગ્રેસ મળી, અને બાબુ બી. ચક્રવર્તીએ ઇંટર

કમિટીના બહિષ્કારનો ઠરાવ ચોથો રજુ કર્યો. ઠરાવ રજુ કરતાં તેમણે કહ્યું કે, હિન્દ કોંગ્રેસ કમિટીએ પંજાબના બનાવો વિષે સાચી હકીકત મેળવવા માટે સરકાર સાથે સહકારથી કામ લેવા બનતો પ્રયાસ કર્યો હતો. પહેલેથીજ આપણે એ તપાસને માટે સ્વતંત્ર શાહી કમીશન માગ્યું હતું, પરન્તુ તેને બદલે આપણને હિન્દી સરકારે નિમેલી કમિટી મળી. પાછળથી કોંગ્રેસ કમિટીને હંટર કમિટી સમક્ષ વકીલો મોકલવાની તૈયારી રાખવાની રજા મળી, પણ તેમનું કામ મુશ્કેલ થયું; કેમકે બીન-અમલદાર વકીલો મારફત જુબાનીઓ આપવાની ના પાડવામાં આવી. આવાં પ્રતિબંધનો હોવા છતાં માન. પંડિત માલવીય અને બાબુ સી. આર. દાસે દિલ્હીની હંટર કમિટીમાં હાજરી આપી. પંજાબમાં પેટા કમિટીએ સ્થાનિક અધિકારીઓને પંજાબની કેદમાં પુરાયેલા આગેવાનોને જુબાની આપવા સારૂ છુટા કરવા જણાવ્યું, પણ તેની ના પાડવામાં આવી, અને જે અમલદારોના વર્તન વિષે તપાસ ચાલતી હતી, તેમને સરકારી વકીલોને છુટથી સૂચના આપવા દેવામાં આવતી હતી. છેવટે આ કમિટીએ આગેવાનોને કેદી તરીકેજ કમિટી સમક્ષ હાજર થવા દેવા જણાવ્યું, ત્યારે તેની પણ "ના" મળી. બાદ આ કમિટીએ લૉર્ડ હંટરને સાધ્યા. પંડિત માલવીયજીએ બે કલાકની લાંબી મુલાકાત લઇને લૉર્ડ હંટર સાથે વાતચીત કરી, પણ લૉર્ડ હંટરે એ સંબંધમાં સરકારને ભલામણ કરવાની ના પાડી. કોંગ્રેસ કમિટી નિમવાનો હેતુ સત્ય વાત બહાર લાવવા માટે મદદ કરવાનો હતો, અને જો હંટર કમિટીને પણ સત્ય વાત બહાર લાવવા માટે નિમેલી હોય તો પછી પેટા કમિટીને તેઓ કઇ રીતે ના પાડી શકે? પ્રોફેસર એમ. રુચિરામે ઠરાવને અનુમોદન આપ્યું. મૌલાના ફઝલ રહેમાને વિશેષ અનુમોદન આપ્યું અને તે પસાર કરવામાં આવ્યો.

૧૯૧૯ ના એપ્રીલ માસમાં લોકોએ પંજાબમાં અને ગુજરાતના કેટલાક ભાગોમાં તોફાનો કર્યાં હતાં, તે તરફ તિરસ્કાર બતાવતો ઠરાવ પાંચમો મહાત્મા ગાંધીજીએ રજુ કર્યો. તેમણે કહ્યું: આ ઠરાવને અંતઃકરણપૂર્વક સ્વીકારી લેવામાં આપણી સફળતાની ચાવી રહેલી છે. હું કહી શકું છું કે જો લોકોએ અત્યાચાર કર્યો ન હોત તો જરૂર આપણે જીતી ગયા હોત. આપણા તરફથી ઇરાદાપૂર્વક અત્યાચાર થયો હતો એ

વાત હું વીરમગામ, અમદાવાદ અને મુંબાઇની વિગતોથી કહી શકું છું. હું કબુલ કરૂં છું કે, અધિકારીઓએ લોકોને ઉશ્કેરનારાં કારણો આપ્યાં હતાં. ડૉ. કીચલુ અને સત્યપાળને જકડીને તેમણે લોકોની લાગણી દુભવી હતી, તથા મને પોતાને પણ જકડીને લોકોને ઉશ્કેર્યાં હતા. પણ તે વખતે તો સરકાર ઘેલી બની હતી, અને આપણે પણ ઘેલા થઇ ગયા. ઘેલછાનો બદલો ઘેલછાથી ના વાળશો, પણ તેની સામે સ્વસ્થતાથી પગલાં લેશો તો તેથી વાદળાં વિખરાઈ જશે. આપણી શુધ્ધિને માટે-પ્રાયશ્ચિત્તને માટે આ ઠરાવ આપણે સ્વીકારવો ઘટે છે. આપણામાંથી કેટલાકોએ કહ્યું છે કે ગુન્હાશોધક ખાતાની ઉશ્કેરણીથી આ તોફાનો થવા પામ્યાં હતાં. હું બધો ઠપકો લોકોને માથે નાખતો નથી પણ આપણામાંના ઘણાકોએ ઘણે ઠેકાણે ઘેલછા બતાવી, અને એ કૃત્યોને હું ધિક્કારૂં છું. મનઉપર અંકુશ રાખવાથી આપણે સર્વ સિદ્ધિઓ મેળવી શકીશું. ક્રોધને વશ કરવાથીજ તમે હિન્દુસ્થાનનો બચાવ કરી શકશો. બાબુ બિપિન ચંદ્ર પાલે અનુમોદન આપતાં કહ્યું કે આ અણધાર્યાં ઉત્પાતનું મૂળ બ્યુરોક્રેટોની કઠોરતા જ છે. હિન્દી પ્રજા પુરાતન કાળથી શાંતિપ્રિય છે, તેની સંસ્કૃતિ ધર્મ ઉપર રહેલી છે, અને આવા શાંત લોકોને પણ ગુસ્સે કરવાનાં કારણો અપાયાં છે. આનું કારણ આ દેશના રાજ્યતંત્રનું સુકાન લઇ બેઠેલાઓની પાશવ વૃત્તિવાળી રીતભાત જ છે. સ્વામી શ્રદ્ધાનંદજીએ અને માન. રા. બા. ભગતરામે વિશેષ અનુમોદન આપ્યું અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

પંજાબના ઘોર અત્યાચારો માટે જનરલ ડાયરને તેના હોદ્દા પરથી બરતરફ કરવાનો ઠરાવ છઠ્ઠો મીસીસ એની બિસંટે રજુ કર્યો. તેમણે કહ્યું: બેશક પંજાબમાં પ્રવર્તેલા અત્યાચારમાટે પંજાબ સરકાર અને હિન્દી સરકારને ઠપકો આપવાનો લોકોને હક્ક છે. આ વાત પણ યાદ રાખવાની છે કે, જનરલ ડાયરના તરફ આંગળી કરવામાં આપણે બીજા કોઇના કહેવાથી નહિ પણ ખુદ તેની જુબાનીથીજ તેમ કરીએ છીએ. જેમણે જાહેર પ્રજાનું અનિષ્ટ કર્યું હોય તેઓ ગુન્હેગાર છે. જનરલ ડાયરના શબ્દોથી તેની બેશરમી અને તેણે કરેલાં નિષ્ઠુર કર્મોથી તેની સમજ શક્તિની ખામી સિદ્ધ થાય છે. જ્યારે આ ગુન્હા નિર્દોષ, પ્રતિકાર ન કરી

શકે તેવા નિરાધાર મનુષ્યો પર ગુજારવામાં આવે, અને ફક્ત દારૂગોળાની તંગીને લીધેજ લોકોનાં ખુન કરતાં બંધ રહેવું પડે અને જ્યારે તે જનરલે એ સાંકડી જગ્યામાં મરનારાઓનાં શબથી લોકો છવાયા ત્યાં સુધી કત્લ ચલાવી રાખી ત્યારે તો આવા ગુન્હેગારોની જડતી લઇ નાંખવા અને તેમને સજા કરવાનું બ્રિટિશ પ્રજાને કહેવાનો લોકોને હકક છે. ગ્રેટ બ્રિટન નિઃશસ્ત્ર હાથપગે રહેલા નિરાધાર લોકોઉપર આ જમાનાનાં ઘાતકી હથિયારો અને યાન્ત્રિક તોપોથી લોકોનાં ખુલ્લેચોક ખુન કરવાની રજા આપી શકેજ નહિ. આવા ભયંકર કામના પિતા જનરલ ડાયરને બરતરફ કરવાની માગણી તો તદ્દન નજીવી છે. હિન્દ બ્રિટિશ ન્યાયની માગણી કરે છે. પછી તેમણે આ અત્યાચારો ભૂલી જવાની હિન્દને વિનંતિ કરી. લો. મા. તિલકે અનુમોદન આપતાં કહ્યું કે, આ ઠરાવ તદ્દન મોળો છે. આ દેશમાં થયેલા લશ્કરી અત્યાચારની વેદના મને કોઇ રીતે ઓછી નથી થયેલી. આવાં ઘોર કુકર્મો આખા વિશ્વના ઇતિહાસમાં ખોળ્યાં નથી જડતાં. રાજા પોતાની પ્રજાના રક્ષણને માટે જન્મ્યો છે, તેની કતલ કરવા નહિ. નેતાઓની જડતી લંડનમાં નહિ પણ તેમના ઘોર અત્યાચારવાળા સ્થળમાં—જલિયાંવાળા બાગમાંજ લેવાવી જોઇએ. આ બાબતમાં મારૂં હૈયું ઘણુંજ કકળી રહ્યું છે, અને કેસરને માટે અંગ્રેજોને જેવી લાગણી થઇ હતી, તેવીજ મારી લાગણી છે. જો સરકાર એમ કહેતી હોય કે લોકોએ બળવો કર્યો અને તેથી લોકો સાથેના યુદ્ધનું એ પરિણામ હતું તો હું કહીશ કે . એ એક હડહડતું ધતીંગ છે. પંજાબના લોકોએ ખુલ્લો બળવો જગાવ્યો એ તદ્દન જુદી વાત છે. બાબુ છતેન્દ્રલાલ બેનરજી, રા. ગોપાલ સ્વામી મુડલીયાર, અને ગુલામ યાસીને વિશેષ અનુમોદન આપ્યું અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

પંજાબના લેફટેનન્ટ ગવર્નર સર માઇકલ ઓડવાયરની હિન્દમાં લશ્કરી (ઇશર) કમીશનમાં નિમણુંક કરવામાં આવી હતી તે રદ કરવાનો ઠરાવ સાતમો રા. સા. રૂચિરામ સાહનીએ રજુ કર્યો. તેમણે કહ્યું કે, હિન્દમાં બ્રિટિશ રાજ્યતંત્રની પ્રગતિમાં સર માઇકલ જેવાં વિઘ્નો બીજા કોઇ વહીવટદારે નહિ નાખ્યાં હોય. તેણે તો પંજાબમાં પોતાની કઠોરતાની

અવધિજ આણી હતી: તેણે બ્રિટિશ ન્યાય પ્રત્યેની લોકોની શ્રદ્ધા લુંટી લીધી છે. (આ સમયે પાંચ વર્ષની લાંબી નજરકેદ ભોગવી મૌ. શૌકતઅલી અને મૌ. મહમદઅલી કોંગ્રેસમાં આવી પહોંચ્યા, તેમને હર્ષનાદની ગર્જનાઓથી વધાવી લેવામાં આવ્યા.) રા. ગુલામ મોહીઉદ્દીને ઠરાવને અનુમોદન આપ્યું. મૌ. શૌકતઅલીએ વિશેષ અનુમોદન આપતાં કહ્યું કે, જલીયાંવાલા બાગમાં હિન્દુ અને મુસલમાનોના લોહીનું મિશ્રણ થવાથી આ બંને કોમો વચ્ચે ઐક્યનો વજ્રલેપ થયો છે. મૌ. મહમ્મદઅલીએ વિશેષ અનુમોદન આપતાં કહ્યું કે, જલીયાંવાળા બાગના દારૂગોળા કેવળ શરીરમાંજ નથી ખુંપ્યા, પણ તેણે આત્માને પણ ભેદી નાખ્યો છે, અને આની અસરથી હિન્દ સર્વોપરી રાષ્ટ્રોમાંનું એક, નહિ, સર્વોપરી રાષ્ટ્ર થશે. જો તમે ખરેખરી રીતે ઠરાવ પસાર કરો તો તમારામાંથી પ્રત્યેક સ્ત્રી, પુરૂષ, બાળકે, એ ઠરાવને ટેકો આપનાર સર્વેએ શપથ લેવા કે આજથી હવે કરેલા ઠરાવ પ્રમાણેની સિદ્ધિ થતાં સુધી ઠરીને બેસવું નહિ, કે આ સ્થળ છોડયા પછી અત્રે બનેલો બનાવ અને અહીં કરેલી વાતો વિસારી દેવી નહિ. પ્રભુની ખાતર, તમે જેને ચાહો છો તે જન્મભૂમિની ખાતર, કેવળ કરોડોનાજ હિતની ખાતર નહિ પણ હજી ગર્ભમાં રહેલાં કરોડો ભાવિ હિન્દની પુત્રપુત્રીઓની ખાતર આપણે કેદમાં જવા ખુશી છીએ. આપણે આપણા કુટુંબની પણ પરવા રાખીશું નહિ. પણ સમસ્ત ભારતવર્ષને આફતમાં નાખીને, આખા દેશને ગળે બેડીયો નાખીને, અને એક નઠવામાં નઠવા પણ હિન્દીની સ્વતંત્રતા ગમે તો ડાયર કે ઓડવાયર, મેટિગ્યુ કે ચેમ્સફર્ડ કે ગમે તેવાને હાથે છીનવી લેવાશે નહિ, નહિ અને નહિજ. પૃથ્વી ઉપરનો કોઇ પણ માનવી હિન્દના એક પણ પુરૂષને કે એક પણ સ્ત્રીને કહી ન શકે કે "તું ગુલામ છે." ઠરાવ પસાર કરવામાં આવ્યો, અને તે દિવસનું કોંગ્રેસનું કાર્ય પૂરું થયું.

---

૩૧ મી ડીસેમ્બરે કોંગ્રેસ પાછી મળી. પ્રમુખ મહાશય થોડાક મોડા આવવાના હોવાથી, તેટલા સમય માટે પ્રમુખસ્થાન રા. અબ્બાસ તૈયબજીને આપવામાં આવ્યું. પંજાબમાં લશ્કરી કાયદા સામે વિરોધ દર્શાવીને સંર

શંકરન્ નાયરે હિન્દી સરકારની કારોબારી સભામાંથી રાજીનામું આપ્યું હતું, તેને માટે તેમનો ઉપકાર માનવાનો આઠમો ઠરાવ ડૉ. સત્યપાલે રજુ કર્યો. તેમણે કહ્યું: સેંકડો જાપ્તાના કાયદા હોવા છતાં આપણે માથે રોલેટ કાયદાનો બોજો નાખવામાં આવ્યો છે. પંજાબીઓ તો લશ્કરી કાયદો કદી ભુલશે નહિ. જાહેર લત્તાઓમાં છોકરાંઓને ફટકાવી નાખવાની વાત તેમના હૃદયમાંથી કદી ભૂસાશે નહિ. બ્રિટિશ સામ્રાજ્યના રક્ષણને માટે પંજાબીઓએ પોતાનું કીંમતી લોહી રેડવા છતાં અમૃતસરના લોકોને માટે વિજળિક પ્રવાહ અને પાણીના નળ બંધ થયા, એ બનાવ વિસર્યો વિસરાય નહિ. લશ્કરી કાયદા સામે ભારતમાતાના સાચા પુત્ર સર શંકરન નાયરે વાંધો ઉઠાવ્યો, સખ્ત વિરોધ બતાવ્યો, પણ વિદેશી સરકાર તે વળી દયાળુ બની છે ? રા. એન. એસ. રામસ્વામી આયંગરે અનુમોદન આપ્યું ( આ સમયે પ્રમુખ આવી પહોંચ્યા હતા. ) રા. ડબલ્યુ. ટી. હાલાઇએ વિશેષ અનુમોદન આપ્યું અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

પછી ઇન્ડેમ્નીટી બીલ સામે વિરોધ દર્શાવનારો ઠરાવ નવમો, રાજકીય કેદીઓના છુટકારા વિષે ઠરાવ દશમો અને રોલેટ કાયદો રદ કરવા વિષે ઠરાવ અગીઆરમો પ્રમુખસ્થાનેથી રજુ કરવામાં આવ્યા અને તે પસાર કરવામાં આવ્યા.

લૉર્ડ ચેમ્સફર્ડને પાછા બોલાવી લેવાનો ઠરાવ બારમો રા. સૈયદ હુસેને રજુ કર્યો. તેમણે કહ્યું: હિન્દના ઇતિહાસમાં ચોકબંધ વાયસરોય આવ્યા અને ગયા તેમાં કેટલાક બેદરકાર પણ હશે, પણ આપણે એવો વાયસરોય તો એકકે ના જોયો કે જે આ ઘણા ઉંચા માનપ્રદ હોદ્દાને માટે આટલો બધો નાલાયક હોય, અને તે એકજ રીતે નહિ પણ ઘણી રીતે સાબીત થઇ શકે. કુશળતાની દૃષ્ટિથી જોતાં કલ્પનાની દૃષ્ટિથી જોતાં દીર્ઘદૃષ્ટિની દૃષ્ટિથી જોતાં કે બીજા જે રાજકીય ગુણો વાયસરોયને છાજે તેવા સર્વે ગુણોને નામે મીંડું હોવાથી ના. લૉર્ડ ચેમ્સફર્ડ આજે તેમની પોતાનીજ કારકીર્દિમાં નિષ્ફળ નીવડયા છે, અને તેમની કારકીર્દિની સામે ઠામ ઠામ અણગમો ઉપજ્યો છે. રા. કસ્તુરી રંગ આયંગરે ઠરાવને અનુમોદન આપ્યું. ઓન. રા. બી. એન. શર્માએ આ ઠરાવનો વિરોધ કરીને લૉર્ડ

ચેમ્સફર્ડના વહિવટના લાભોની ગણત્રી કરાવી. રા. એસ. આર. બમનજીએ ઠરાવને વિશેષ અનુમોદન આપતાં માન. રા. શર્માની સઘળી દલીલોના સચોટ રદીઆ આપ્યા. ડૉ. કીચલુ, બાબુ જીતેન્દ્રલાલ બેનરજી અને રા. ભગતરામ પુરી એ વિશેષ અનુમોદન આપ્યું અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

જલિયાંવાળા બાગમાં મરણ પામેલાઓનો સ્મારક સ્તંભ બાંધવા વિષે ઠરાવ તેરમો પંડિત ગોકર્ણનાથ મિશ્રે રજુ કર્યો, શેઠ માવજી ગોવિંદજીએ અનુમોદન આપ્યું, પંડિત મદન મોહન માળવીયે વિશેષ અનુમોદન આપ્યું, અને તેને માટે નાણાં ભરવાની વિનતિ કરી. તેજ વખતે મોટી રકમ ભરાઇ ગઇ. આ ફંડમાં ઘણી સ્ત્રીઓએ રોકડ રકમો આપવા ઉપરાંત પોતાના શરીર ઉપરથી કીમતી દાગીના ઉતારી આપ્યા હતા. પછી કોંગ્રેસ છેલ્લા દિવસ પર મુલત્વી રહી.

૧૯૨૦ની પહેલી જાન્યુઆરીને દિવસે કોંગ્રેસની બેઠક પાછી મળી. રાજકીય સુધારાઓ વિષે ઠરાવ ચૌદમો બાબુ ચિત્ત રંજન દાસે રજુ કર્યો. (ક) (ખ) અને (ગ) કલમો સુધીનો આ ઠરાવ બાબુ દાસે રજુ કર્યો. તેની પર કેટલાક સુધારા રજુ થવાના હતા તેથી બાબુ દાસે તેની પરની ચર્ચા કરવાનો પોતાનો હક્ક અનામત રહેવા દીધો. છેવટે સઘળા સુધારા પડતા મુકાયા અને મહાત્મા ગાંધીજીએ રજુ કરેલા સુધારાનો એક ભાગ કલમ (ઘ) ઉમેરવામાં આવ્યો અને તે ઠરાવ પસાર કરવામાં આવ્યો. લો. ગા. તિલકે ઠરાવને અનુમોદન આપતાં કહ્યું કે, *આજેજ આપણે સ્વરાજ્યને માટે લાયક નથી, એ દલીલોને આપણે ખોટી પાડતા આવ્યા છીએ. પસાર થયેલો કાયદો સુધારાની યોજના કરતાં કંઇક વધારે છે, પણ તે આપણી માગણીના ધોરણ જેટલો નથી અને તેથી અપૂરતો, અસંતોષ કારક અને નિરાશાજનક એ શબ્દો તો હજી કાયમજ રહે છે. આપણને જ્યાં સુધી પૂરી જોખમદારી ન મળે, ત્યાં સુધી આપણે આપણી ચળવળ ચાલુ રાખવાના અને આપણને રાજી રાખવા માટે જે ટુકડા આપણને અપાય તેથી સંતુષ્ટ ન થતાં જણાવીએ છીએ કે અમે અત્યારેજ જોખમદાર રાજ્યતંત્રનો બોજો ઉપાડી લેવા સમર્થ છીએ. હું છાતી ઠોકીને કહી*

શકું છું કે, જો તમે આ કાયદાથી થયેલો તમારો અસંતોષ આગ્રહ પૂર્વક વિદિત કરશો તો હવે પછીનાં પાંચ વર્ષમાં પાર્લામેંટને હિન્દને પૂરી જોખમદારી સોંપવાની ફરજ પાડનારા સંયોગો ઉત્પન્ન થશે. વળી આ કોંગ્રેસ કહે છે કે પાર્લામેન્ટે આત્મનિર્ણયના સિદ્ધાંતને આધારે હિન્દને પૂરી જોખમદારી આપવાનાં શીઘ્ર પગલાં લેવાં. આત્મનિર્ણયનો અર્થ એ છે કે હિન્દની પ્રજાકીય કોંગ્રેસે વધુમતીથી પસાર કરીને જણાવેલા લોકમતનુંજ ચલણ રહે.

સુધારાના કાયદાને વધાવી લેવાની મતલબનો સુધારો મીસીસ એની બિસંટે મુકયો, અને આ કાયદાથી થનારા લાભોનું વર્ણન કર્યું.

મહાત્મા ગાંધીજીએ ઠરાવમાંથી "નિરાશાજનક" શબ્દ કાઢી નાખવાનો અને મી. મોંટેગ્યુનો આભાર માનવાનો સુધારો રજુ કર્યો. "નિરાશાજનક" શબ્દ શા માટે કાઢી નાંખવો એ વિષે મહાત્મા ગાંધીજીએ કહ્યું કે, તિલક મહારાજ, બાબુ દાસ અને બીજા સર્વ મિત્રો સાથે હું પણ મળતો થાઉં છું કે, આપણે પૂરેપૂરા જોખમદાર રાજ્યતંત્રને માટે આજેજ લાયક છીએ. હું કબુલ કરું છું કે, કોંગ્રેસની માગણીઓ કરતાં આપણને જે મળે છે તે ઘણું ઓછું છે. પણ આપણે આપણું ભાવિ કેવી રીતે ઘડીશું? આપણી રીતિ એવી હોવી જોઇએ કે, જેથી વાંધા ન ઉઠતાં સહકારવૃત્તિ જામે. જો આ સહકારવૃત્તિ હોય તો પછી આપણે આપણો મુદ્દો સ્પષ્ટ કરી નાખીશું. પછી તેમણે મી. મોંટેગ્યુનો આભાર માનવાના સંબંધમાં ચર્ચા કરી. રા. સત્યમૂર્તિએ આભાર માનવાના સુધારા સામે વિરોધ બતાવ્યો. રા. જીન્હાએ મહાત્મા ગાંધીજીના સુધારાને અનુમોદન આપ્યું. રા. એસ. આર. બમનજીએ મિસીસ બિસંટના સુધારાને અનુમોદન આપ્યું. બાબુ પાલે મ. ગાંધીજીના સુધારામાંથી ના. શહેનશાહના ઢંઢેરા વિષેના શબ્દો કાઢી નાખીને નવો સુધારો રજુ કર્યો. પંડિત રામભજ દત્તે મૂળ ઠરાવને અનુમોદન-આપ્યું. રા. વી. એસ. રંગા આયર, રા. પટ્ટાભી સીતારામયા વિગેરે એ ઠરાવને વિશેષ અનુમોદન આપ્યું, અને ઉપર કહ્યા પ્રમાણે તે પસાર કરવામાં આવ્યો.

પછી ખીલાફત વિષે ઠરાવ પંદરમો, સ્વદેશી વિષે ઠરાવ સોળમો, દુધાળાં ઢોરની નિકાસ વિષે ઠરાવ સત્તરમો, દેશી વૈદક પદ્ધતિઓને ઉત્તેજન આપવા વિષે ઠરાવ અઢારમો, દિલ્હી વિષે ઠરાવ ઓગણીસમો, નવા સેક્રેટરીઓ નિમવાનો ઠરાવ વીસમો, હિન્દી પ્રજાના હક્કો વિષે ઠરાવ એકવીસમો, મજુરપક્ષનો આભાર માનવા વિષે ઠરાવ બાવીસમો, અને બીજા કેટલાક 'ઠરાવો'ના ભાગમાં 'પ્રકીર્ણ' મથાળા હેઠળ દર્શાવેલા ઠરાવો ૨૩ થી ૪૧ પસાર કરવામાં આવ્યા હતા. આગામી કોંગ્રેસને નાગપુર તરફથી આમંત્રણ આપવામાં આવ્યું હતું. પ્રમુખનો ઉપકાર માનવામાં આવ્યો અને પ્રમુખે વળતો જવાબ આપ્યા પછી કોંગ્રેસ વિસર્જન કરવામાં આવી.

---

## ઠરાવો.

### હિન્દની વફાદારી.

૧. આ કોંગ્રેસ ૧૯૧૯ ના ડીસેમ્બરની ૨૩ મી તારીખના ના. શહેનશાહના કૃપાળુ ઢંઢેરા માટે તેમનો અતિ માનપૂર્વક આભાર માને છે અને યુવરાજશ્રી આવતા શીયાળામાં અત્રે પધારવાની તેમાં થયલી જાહેરાતને વધાવી લે છે, અને આ દેશના લોકોના અંતઃકરણપૂર્વક સત્કારની ખાત્રી આપે છે.

### આફ્રિકામાં હિન્દીઓ.

૨. (ક) દક્ષિણ આફ્રિકામાં અને ખાસ કરીને ટ્રાન્સવાલમાં વસનારા હિન્દીઓને અત્યાર સુધી મળેલા માલેકી ભોગવવાના અને વ્યાપારના હકો ખુંચાવી લેવાના પ્રયત્નો સામે આ કોંગ્રેસ વિરોધ દર્શાવે છે, અને આશા રાખે છે કે હિન્દી સરકાર તાજેતરમાં થયેલો તેને લગતો યુનિયન સરકારનો કાયદો રદ કરાવશે અથવા દક્ષિણ આફ્રિકામાં વસતા હિન્દીઓના મોભ્માનું રક્ષણ થાય તેવાં પગલાં લેશે.

(ખ) આ કોંગ્રેસનો એવો અભિપ્રાય છે કે, પૂર્વ આફ્રિકામાં ચાલી રહેલી હિન્દીઓ સામેની ગોરા વતનીઓની લડત તદ્દન સ્વચ્છંદી છે, અને આશા રાખે છે કે, હિન્દી સરકાર હિન્દમાંથી પૂર્વ આફ્રિકાના વિસ્તારમાં નિરંકુશ વસાયત ચાલુ રાખશે અને જર્મની પાસેથી જીતી લીધેલા પૂર્વ આફ્રિ-

કાના પ્રદેશો સાથે સમસ્ત પૂર્વ આફ્રિકામાં હિન્દીઓના નાગરિક અને રાજકીય હકોનું પૂરેપૂરું રક્ષણ કરશે.

## ગીરમીટીયા રૂઢી.

૩. ( ક ) આ કોંગ્રેસ ના. વાયસરોયે ચાલુ વર્ષમાં ફીજી ટાપુની ગીરમીટીયા રૂઢી બંધ થવાના સંભવ વિષે કરેલી જાહિરાતને માટે સંતોષની લાગણી પ્રદર્શિત કરે છે અને આશા રાખે છે કે એ સંબંધમાં યોગ્ય જાહિરાત ચાલુ વર્ષની આખરમાં થશે અને એવી બીજી કોઇ રીતે એ રૂઢી ચાલુ થશે નહિ.

( ખ ) આ કોંગ્રેસ મી. સી. એફ. એન્ડ્રુસે પંજાબમાં દુઃખી મનુષ્યોની બજાવેલી નિઃસ્વાર્થ સેવા તથા ફીજીના હિન્દીઓને માટે પણ તેમણે ઉઠાવેલા પરિશ્રમ સારૂ તથા પૂર્વ અને દક્ષિણ આફ્રિકાના હિન્દીઓને માટે તેઓ જે પરિશ્રમ ઉઠાવે છે તેને માટે તેમનો અંતઃકરણપૂર્વક આભાર માને છે.

## હંટર કમિટીનો બહિષ્કાર.

૪. પંજાબના લેફ્ટેનન્ટ ગવર્નર અને માન. પંડિત મદન મોહન માળવીય તથા મ. મો. ક. ગાંધી વચ્ચે અને લૉર્ડ હંટર તથા માન. પંડિત માળવીય વચ્ચે ચાલેલા પત્રવ્યવહાર વિષે વિચાર કર્યા પછી આ કોંગ્રેસનો એવો મત થયો છે કે અફસરોના વર્તન માટે હંટર કમિટીની તપાસ દરમ્યાન જેમ અફસરો સરકારી વકીલને સલાહ આપતા હતા તેવીજ રીતે કેદી તરીકેજ ચોકી પહેરા હેઠળ પંજાબના કેટલાક આગેવાનોને કમિટીના હૉલમાં પણ જવાની આપવાનો પ્રતિબંધ રાખવાનું ના. લેફ્ટેનન્ટ ગવર્નરનું પગલું આ કોંગ્રેસ અત્યંત અન્યાયી લેખે છે અને તેથી કોંગ્રેસની પેટાકમિટીને માટે તેણે સ્વીકારેલા માર્ગ સિવાય બીજો માર્ગજ નહોતો, એ વાત કબુલ કરે છે. આથી આ કોંગ્રેસ કોંગ્રેસની પેટા કમિટીએ લીધેલું મજબૂત અને સર્વાંગ શોભાભર્યું તથા તપાસ કરીને રીપોર્ટ કરવા સારૂ કમીશનરો નિમવાનું પગલું મંજુર રાખે છે.

## લોકોનાં તોફાનો.

૫. તોફાની લોકોમાં મોટા ઉલ્કાપાત ફેલાવે તેવા અણધાર્યા ખળભળાટનાં કારણોની પૂરેપૂરી કદર કરતાં છતાં પંજાબ અને ગુજરાતના અમુક ભાગોમાં ગયા એપ્રીલ માસમાં જાનમાલની ખુવારી કરનારા અત્યાચારને માટે આ કોંગ્રેસ ઉંડી દિલગીરી અને તિરસ્કાર દર્શાવે છે.

## પંજાબના અત્યાચારો.

૬. આ કોંગ્રેસ ઠરાવે છે કે, ન તો હંટર કમિટીએ કે ન તો કોંગ્રેસ કમી-

અને પંજાબનાં તોફાનોની તપાસ વિષે પોતાનો ઠરાવ જણાવ્યો છે, અને તેથી આ કોંગ્રેસ અત્યાર સુધીમાં ખુલ્લી પડેલી ભયંકર બાબતો સામે, કુકર્મોની થઇ ચુકેલી કબુલાત સામે ત્રાસની અને રોષની લાગણી જાહેર કરતાં ગુન્હેગારો સામે કોઇ નિશ્ચિત પગલું લેવાની સૂચના કરતી નથી.

છતાં સાંપ્રતકાળમાં કદી ન સંભવી શકે તેવી નિર્દોષ માણસોની અને બાળકોની હૃદયહીન નિર્ઘૃણ કતલ ધ્યાનમાં લઇને આ કોંગ્રેસ હિન્દી સરકારને અને હિન્દી પ્રધાનને વિનવે છે કે સરદાર ડાયર સામે કાયદેસર કામ ચલાવવાના પ્રારંભિક સમારંભ તરીકે તેને તેના હોદ્દા ઉપરથી બનતી ત્વરાએ બરતરફ કરવો.

વધુમાં કોંગ્રેસ આ વાતની નોંધ લેવા ઇચ્છે છે કે કોંગ્રેસના અભિપ્રાય પ્રમાણે જલીયાંવાળા બાગની ઘોર કત્લનો સત્તાવાર ખુલાસો પાર્લામેન્ટ અને ના. શહેનશાહની સરકાર સમક્ષ રજુ કરવામાં થયેલા અક્ષમ્ય વિલંબ માટે કોઈ પણ સંયોગોમાં પંજાબ સરકાર અને હિન્દી સરકાર જવાબદાર છે.

૭. સર.માઇકલ ઓડવાયરના પંજાબના જુલ્મી રાજ્યવહિવટ તરફ જોતાં અને હંટર કમિટી સમક્ષ રજુ થયલી અને કબુલવામાં આવેલી વિગતોથી તેણે જલીયાંવાળા બાગની સરદાર ડાયરની કત્લને કબુલ મંજુર રાખ્યાની વાત સિદ્ધ થવાથી આ કોંગ્રેસ ના. શહેનશાહની સરકારને વિનવે છે કે સર માઇકલ સામે કાયદેસર પગલાં લેવાના આરંભ તરીકે આ દેશમાં નિમાયલા લશ્કર માટેના કમીશનમાં થયલી તેની નિમણુંક રદ કરવી.

૮. પંજાબ સરકારે લશ્કરી કાયદાનો વહિવટ પંજાબની સામાન્ય ન્યાયની અદાલતોને વટાવીને પણ ચાલુ રાખવાની ધારણ કરેલી રાજ્યનીતિની સામેના વિરોધ તરીકે સર શંકરન નાયરે હિન્દી સરકારની કારોબારી સભામાંથી પોતાના હોદ્દાનું રાજીનામું આપવા માટે આ કોંગ્રેસ તેમનો આભાર માને છે.

૯. જે કૃત્યોને માટે જોખમદારીની મુક્તિ અપાતી હતી, તે કૃત્યોની અફસરી તપાસ ચાલવાની હતી, તે છતાં વર્તમાનપત્રોના અનેક જાહેર સંસ્થાઓના અને વડી ધારાસભાના બીન અમલદારી સભ્યોના સખ્ત વિરોધ સામે પડીને પણ કવખતે ઇન્ડેમ્નીટી બીલ પસાર કરી નાખવાના સરકારના ઉતાવળીયા પગલા સામે આ કોંગ્રેસ સખ્ત વિરોધ દર્શાવે છે.

## राजकीय केदीओनी मुक्ति.

१०. ना. शहेनशाहना कृपाळु ढंढेरानी राजकीय केदीओनी सर्व सामान्य छूटकारानी कलमनुं हजी पूरेपूरुं पालन थयलुं नथी, ते जोतां अने हिंद रक्षणु कायदाने आधारे रचायलां लश्करी कायदाना कमीशनो, इपलकीया कोर्टो, तथा विभागी अफसरोनी कोर्टोमां जेमनी जडती लइने केद करवामां आव्या छे, तेमने तथा बीजा राजकीय केदीओने बंगाळना तथा हिन्दना केटलाक भागना राजकीय केदीओने तथा आन्दामानमां मोकलेला अने बीजा देशपार थयलाओने छूटा करवामां आव्या नथी. माटे कोंग्रेस आशा राखे छे के ना. शहेनशाहनी आज्ञानुं यथार्थ पालन करीने ए सर्व केदीओने मुक्त करवामां आवशे.

## रोलेट कायदो.

११. आ कोंग्रेसनो एवो अभिप्राय छे के, ज्यां सुधी समग्र हिन्दना एकत्रित घोर विरोध सामे पडीने पण सरकारे पसार करी नाखेलो रोलेट कायदा तरीके जाणीतो नवो कायदो रद न थाय, त्यां सुधी हिन्दमां खरी शांतिनो संभवज नथी, अने तेथी कोंग्रेस हिन्दी प्रधानने मानपूर्वक विनवे छे के तेमणे ना. शहेनशाहने ए कायदा उपरथी सही लइ लेवानां अथवा ए कायदो रद करवानां पगलां लेवानी सलाह आपवी.

## वायसरोयने पाछा बोलावो.

१२. आ देशना लोकोनी श्रद्धा लॉर्ड चेम्सफर्डे सर्वांग लुंटी लीधेली होवाथी आ कोंग्रेस ना. शहेनशाहने नम्रतापूर्वक विनवे छे के तेमणे ए नामदार साहेबने बनती त्वराए पाछा बोलावी लेवानी कृपा करवी.

## जलियांवाळा स्मारक.

१३. (क) आ कोंग्रेस गया एप्रिलमां अंग्रेज के हिन्दी कोइपण मरण पामेली व्यक्तिनां स्वजनो प्रत्ये मानपूर्वक खेद दर्शावे छे अने तोफानमां जखमी थयला के मरण पामेलाओ प्रत्ये सहानुभूति दर्शावे छे.

(ख) आ कोंग्रेस वधुमां ठरावे छे के, अमृतसरमां आवेली जलियांवाळा बागनी जमीन प्रजाने माटे खरीदी लेवी अने तेना व्यवस्थापक तरीके निमानार मानं. पंडित मदन मोहन मालवीय अने मानं. पंडित मोतीलाल नेहरुने नामे रजीस्टर कराववी अने ते जग्यानो उपयोग १३ मी एप्रिले सरकार

ડાયરે ચલાવેલી કતલમાં મરણ પામેલાઓનાં અથવા જખમી થયેલાઓના સ્મારકને માટે કરવો અને કોંગ્રેસના આ હેતુને પાર પાડવા માટે નીચેના ગૃહસ્થોની એક કમિટી નિમવી: પંડિત મદન મોહન માળવીય, માન. પંડિત મોતીલાલ નેહરૂ, મ. મો. ક. ગાંધી, સ્વામી શ્રદ્ધાનંદ, ડૉ. કીચલુ, અને લાલા હરકીસનલાલ. આ કમિટી મરનાર આત્માઓનાં સર્વોત્તમ સ્મારકને માટે એક યોજના તૈયાર કરે અને તેને માટે જોઇતાં નાણાં ઉઘરાવે.

### રાજકીય સુધારા.

૧૪. ( ક ) આ કોંગ્રેસ ગત વર્ષની કોંગ્રેસે હિન્દ સંપૂર્ણ જોખમદાર રાજ્યતંત્રને લાયક હોવાની કરેલી જાહિરાતને ટેકો આપે છે અને એથી વિરૂદ્ધ દલીલો કોઇપણ ઠેકાણે થતી હોય તો તે ખોટી ઠરાવે છે.

( ખ ) આ કોંગ્રેસ દિલ્હીની કોંગ્રેસમાં રાજકીય સુધારાના સંબંધમાં થયેલા ઠરાવનેજ વળગી રહે છે. અને એવો મત ધરાવે છે કે હિન્દને અપાયેલા રાજકીય સુધારા અધૂરા, અસંતોષકારક અને નિરાશાજનક છે.

( ગ ) આ કોંગ્રેસ વધુમાં વિનવે છે કે, પાર્લામેન્ટ સંપૂર્ણ જોખમદાર રાજ્યતંત્ર આત્મ-નિર્ણયના મુદ્દાને આધારે હિન્દમાં સ્થાપવાનાં પગલાં બનતી ત્વરાએ લેવાં.

( ઘ ) તે દરમ્યાન આ કોંગ્રેસ ખાત્રી રાખે છે કે, પૂર્ણ જોખમદાર રાજ્યતંત્રની ત્વરિત પ્રાપ્તિને માટે બની શકે તેટલા પ્રમાણમાં આ કાયદાનો લાભ લેવો અને આ સુધારાને લગતી મી. મોંટેગ્યુની મહેનતને માટે કોંગ્રેસ તેનો આભાર માને છે.

### ખિલાફત.

૧૫. આ કોંગ્રેસ તુર્કસ્તાન અને ખિલાફતના સવાલ પ્રત્યે બ્રિટિશ પ્રધાનોએ ઉચ્ચારેલા કેટલાક શબ્દોથી એ સવાલ તરફની તેમની વિરોધ વૃત્તિ સામે માનપૂર્વક વિરોધ દર્શાવે છે અને ના. શહેનશાહની સરકારને વિનવે છે કે હિન્દી મુસલમાનોની ન્યાયી અને કાયદેસરની ભાવનાનો વિચાર કરી, અને વડા પ્રધાનનાં વચનો વિચારીને એ પ્રશ્નનો સંતોષકારક નિકાલ કરવો; કેમકે તે વિના હિન્દના લોકોમાં ખરો સંતોષ નહિ સ્થપાય.

### સ્વદેશી.

૧૬. આ કોંગ્રેસ ઠરાવે છે કે આ દેશના અભ્યુદયને માટે સ્વદેશીની પૂરેપૂરી ચળવળની ખાસ જરૂર છે અને વળી આ દેશની વસ્તીના ૭૩ ટકા

જેવા લોકો ખેડુતવર્ગના હોવાથી શાળોના ઉદ્યોગની નવેસરથી ખિલવણી કરવાની જરૂર છે.

### દુધાળાં ઢોરની નિકાસ.

૧૭. આ દેશમાંથી દુઝણી ગાયો અને સાંઢની વિદેશ ખાતે થતી નિકાસને લીધે આ દેશમાં જે ભયંકર આર્થિક સંયોગો ઉપસ્થિત થયા છે, તે જોતાં આવી નિકાસ ઉપર પ્રતિબંધ મુકવાનાં શીઘ્ર પગલાં લેવા આ કોંગ્રેસ સરકારને વિનવે છે.

### દેશી વૈદક પદ્ધતિઓ.

૧૮. દિલ્હીની કોંગ્રેસે આયુર્વેદિક અને યુનાની ઔષધોપચારની સંસ્થાપનાને માટે કરેલા ઠરાવને આ કોંગ્રેસ ટેકો આપે છે અને જણાવે છે કે તત્પરત્વે સ્થાનિક સરકારોના અભિપ્રાયનો અમલ વૈદ્ય-હકીમોના એક મિશ્ર પંચની તપાસ સુધી મૂલત્વી રાખવો.

### હિન્દી પ્રજાના હક્કો.

૨૧. આ કોંગ્રેસ ભાર દઇને જણાવે છે કે આ દેશના તથા બ્રિટિશ સામ્રાજ્યના હિતને માટે પાર્લામેન્ટે ના. શહેનશાહની હિન્દી પ્રજાના નાગરિક હક્કોની ખાત્રી જણાવનારા કાનુનો નીચેના મુદ્દાઓને આધારે ઘડવાઃ—

(૧) બ્રિટિશ હિન્દ એકજ રાષ્ટ્ર છે અને તેના ભાગલા થઇ શકે નહિ. અને તેના લોકોને પણ બ્રિટિશ સામ્રાજ્યની બીજી પ્રજાઓની જેટલીજ હદે સર્વ પ્રકારની રાજકીય સત્તાનો વારસો મળે.

(૨) ના. શહેનશાહની સર્વ હિન્દી પ્રજા અને હિન્દની વતની બીજી પ્રજા કાયદા સમક્ષ સમાન છે, અને આ દેશમાં કોઇપણ પ્રકારનો પક્ષપાતી કાયદો ચાલી શકે નહિ.

(૩) ના. શહેનશાહની હિન્દી પ્રજાને તેના સ્વાતંત્ર્યની, તેના જાનમાલની સલામતી કે બોલવાની છુટને માટે કે મંડળોના હક્કને માટે સહેવું પડશે નહિ; સિવાય કે સામાન્ય ન્યાયની અદાલતોની કાયદેસર અને ખુલ્લી તપાસથી સજા મળે તોજ;

(૪) છાપખાનું બંધનમુક્ત રહેશે અને વર્તમાનપત્ર કે છાપખાનું રજીસ્ટર કરાવતી વખતે પરવાનો કે જામીનગીરી લેવાશે નહિ.

(૫) ના. શહેનશાહની કોઇ પણ પ્રજાને ઇતર બ્રિટિશ પ્રજાના જેવીજ રીતે પ્રમાણે શારીરિક સજા થઇ શકશે.

(૬) સર્વ કાયદાઓ, ફરમાનો, અને ધારાઓ જે હમણાં ચાલુ હોય, અને હવે પછીથી થવાના હોય, તે જો આ ધારાની કલમોને બંધ બેસતા ન હોય તો રોદળા ગણાશે.

## મજુરપક્ષનો આભાર.

૨૨. આ કોંગ્રેસ પાર્લામેંટની અંદર અને બહાર મજુરપક્ષે કરેલી કીમતી સેવા માટે તેનો આભાર માને છે અને વળી તે સાથે બીજાં વર્તમાનપત્રો તથા ખાસ કરીને મી. સ્પુર વગેરેએ હિન્દી રાજકીય સુધારાના સંબંધમાં સંયુક્ત કમિટી સમક્ષ હિન્દી મત રજુ કરવાના ઉઠાવેલા પરિશ્રમ માટે કોંગ્રેસ તેમનો આભાર માને છે.

## દિલ્હી વિષે.

૧૯. દિલ્હીમાં મળેલી ૩૩ મી કોંગ્રેસના નં. ૭ ના ઠરાવને આ કોંગ્રેસ પુષ્ટિ આપે છે.

## સામાન્ય.

૨૦. આ કોંગ્રેસ ૧૯૨૦ ના વર્ષને માટે આ કોંગ્રેસના મુખ્ય મંત્રીઓ તરીકે (૧) માન. રા. વી. જે. પટેલ; (૨) માન. પંડિત ગોકર્ણનાથ મિશ્ર, અને (૩) ડૉ. એમ. એ. અંસારીને નિમે છે.

## પ્રકીર્ણ.

૨૩-૪૧ પછી હિન્દમાં મજુર પક્ષનાં મંડળો સ્થાપવાનો; ઇંગ્લાંડમાં ચળવળ ચલાવવા માટે લો. મા. તિલક, રા. એસ. કસ્તુરી રંગ આયંગર, બાબુ ચક્રવર્તિ, મૌ. મહમદ અલી, રા. એસ. આર. બમનજી, લાલા લજપતરાય રા. સૈયદ હસન ઇમામ, રા. જી. એસ. ખાપર્ડે, રા. ટી. પ્રકાશમ વગેરેનું મંડળ નિમવાનું સૂચવનારો; લાલા લજપતરાયે અમેરિકામાં કરેલી સેવાઓની કદર બુઝનારો; કોંગ્રેસના ઇગ્લાંડ ગયલા પ્રતિનિધિઓની સેવાઓની કદર કરનારો; ગાયની કુરબાની નહિ કરવાના મુસ્લીમ લીગના ઠરાવને સત્કારનારો; પંજાબના વિદ્યાર્થીઓને સરકારી કાયદાને લીધે થયલી કનડગત માટે અણગમો દર્શાવનારો; પંજાબ તથા મુંબાઇ ઇલાકામાં જાનમાલની નુકસાનીને માટે વધારાના કર વગેરે નાખવાનાં સરકારના પગલા સામે વિરોધ દર્શાવનારો; પ્રેસ એક્ટ રદ

કરવાની માગણી કરનારો; મી. હોર્નિમેનની દેશપારી સામે સખ્ત વિરોધ દર્શાવનારો અને એ હુકમ રદ કરવાની માગણી કરનારો; રેલ્વેના ત્રીજા વર્ગના ઉતારૂઓની મુશ્કેલીઓ દૂર કરવાની ભલામણ કરનારો; તથા હિન્દના પ્રાંતોની મ્હેસુલ પદ્ધતિમાં ફેરફાર કરવાનું સૂચવનારો; તથા દિલ્હીની કોંગ્રેસમાં અજમેર-મારવાડ અને બ્રિટિશ રજપુતાના તરફથી કરવામાં આવેલા ઠરાવ તરફ અપાયલા દુર્લક્ષને માટે દિલગીરી દર્શાવનારો અને તત્સંબંધે યોગ્ય પગલાં લેવાનું સૂચવનારો; બ્રહ્મદેશને નવા સુધારામાંથી બાતલ રાખવાનું કામ અન્યાયી ઠરાવનારો; તથા કોંગ્રેસ ફંડને માટે મંત્રીઓને સત્તા સોંપનારો; તથા સ્વાગત સભાના ખર્ચના રીપોર્ટનો સવાલ વિચારી લેવાની કોંગ્રેસ કમિટીને ભલામણ કરનારો; વગેરે મળી કુલ ૪૧ ઠરાવો પસાર થયા હતા.





# પ્રકરણ ૭ મું.

## કલકત્તાની ખાસ રાષ્ટ્રીય કોંગ્રેસ.

અમૃતસરની કોંગ્રેસ સમાપ્ત થઇ. નાગપુરની કોંગ્રેસ ભરાવાન હજી ઘણો સમય હતો. પરન્તુ તે અરસામાં મહાભારત શક્યતાઓથી ભરેલા બનાવો બની ગયા, અને તેથી હિન્દના ઇતિહાસમાં સુવર્ણાક્ષરે લખાઇ રહેશે એવી અસહકારની હીલચાલ મહાત્મા ગાંધીજીએ હિન્દમાં શરૂ કરી. પંજાબમાં જે અત્યાચારો બન્યા હતા તે વિષે હિન્દી પ્રજાને ન્યાય આપવામાં આવ્યો ન હતો, અને બળતામાં ઘી હોમવા રૂપ ખીલાફતનો પ્રશ્ન ખડો થયો હતો. યુરોપીય યુદ્ધ પછી જે સુલેહ થઇ તેમાં તુર્કી સલ્તનતને નિર્બળ અને સત્તાહીન બનાવી દેવાના અને ખીલાફતને ભયમાં મુકવાના પ્રયાસો થયા હતા, અને તેથી સારી જહાંપરના ઇસ્લામીઓમાં તીવ્ર અસંતોષ ફેલાયો હતો. હિન્દના મુસલમાનોમાં વધારે તીવ્ર અસંતોષ હતો, કેમકે હિન્દના મુસલમાનોની વસ્તી ઘણી મોટી છે, અને જ્યારે તુર્કસ્તાને દુશમનરાજ્યોના પક્ષમાં ઝંપલાવ્યું, ત્યારે લડાઇ પછીથી તુર્કસ્તાનને અને ખાસ કરીને મુસલમાનોનાં ધર્મસ્થળોને સંરક્ષવાનાં અને કનડગત નહિ કરવાનાં વચનો અધિકારીઓ તરફથી આપવામાં આવ્યાં હતાં, તેથી હિન્દના મુસલમાનોએ શત્રુ રાજ્યો સામે મિત્રરાજ્યોને સહાય આપી હતી. વાત એમ બની કે, યુદ્ધ સમાપ્ત થયા પછી દુશ્મનો હાર્યા એટલે તુર્કસ્તાનની સ્થિતિ કફોડી કરી નાંખવામાં આવી, અને હિન્દના મુસલમાનોને લડાઇ દરમ્યાન આપવામાં આવેલાં વચનો વિસારે પાડવામાં આવ્યાં. તેથી હિન્દના મુસલમાનોમાં વધારે ખળભળાટ થઇ રહ્યો હતો, અને એ સર્વ અન્યાયોના ઉપાય તરીકે અસહકારનું "અમોઘ અસ્ત્ર" અજમાવી જોવાનો સંકલ્પ મ૦ ગાંધીજીએ કર્યો હતો. તેથી "અસહકાર" ના વિષય પર વિચાર કરવાને

૧૯૨૦ની ચોથી સપ્ટેમ્બરે કલકત્તામાં કોંગ્રેસની ખાસ બેઠક બોલાવવામાં આવી હતી,

આ કોંગ્રેસમાં ૫,૮૭૩ પ્રતિનિધિઓ આવ્યા હતા, તેમની સંખ્યાનો પ્રાંતવાર કોઠો નીચે પ્રમાણે છે. એ કોઠામાં મહાત્મા ગાંધીજીના અસહકારના ઠરાવની તરફેણમાં અને વિરૂદ્ધ આપવામાં આવેલા પ્રાંતવાર મતોની સંખ્યા પણ દર્શાવવામાં આવી છેઃ

| | કુલ પ્રતિનિધિઓ | તરફેણમાં | વિરૂદ્ધ. |
|---|---|---|---|
| બંગાળ | ૨,૧૦૦ | ૫૫૧ | ૩૯૫ |
| મુંબઇ | ૬૮૨ | ૨૪૩ | ૯૩ |
| પંજાબ | ૧,૦૭૧ | ૨૫૪ | ૯૨ |
| મદ્રાસ | ૫૦૧ | ૧૬૧ | ૧૪૫ |
| સીંધ | ૮૬ | ૩૬ | ૧૬ |
| મધ્ય પ્રાંતો | ૧૬૩ | ૩૭ | ૩૩ |
| સંયુક્ત પ્રાંતો | ૫૫૮ | ૨૫૯ | ૨૮ |
| દિલ્હી | ૧૩૦ | ૫૬ | ૯ |
| આંધ્ર | ૧૩૦ | ૫૯ | ૧૨ |
| બ્રહ્મદેશ | ૩૭ | ૧૪ | ૪ |
| બિહાર | ૬૬૨ | ૧૮૪ | ૨૮ |
| વરાડ | ૪૬ | ૫ | ૨૮ |
| | ૫,૮૭૩ | ૧,૮૫૨ | ૮૮૩ |

કોંગ્રેસનો મંડળ વેલીંગ્ટન સ્કવેરમાં બાંધવામાં આવ્યો હતો. આ કોંગ્રેસમાં અસહકારના ઠરાવને લીધે જૂદા જૂદા પક્ષોમાં તીવ્ર મતભેદ પડી ગયો હતો, અને મિસીસ બિસંટનો પક્ષ તો તદ્દન નિરાળોજ પડી ગયો હતો. આ કોંગ્રેસથીજ મિસીસ બિસંટે 'અસહકાર'નો તીવ્ર વિરોધ કર્યો અને તેથી તેમણે તથા તેમના પક્ષે મેળવેલી સઘળી લોકપ્રિયતા ગુમાવી દીધી.

મંગળાચરણ પછી સ્વાગતસભાના પ્રમુખ બાબુ બ્યોમેશચંદ્ર ચક્રવર્તિએ પોતાનો આવકાર આપનારા ભાષણમાં લો. મા તિલકના અકાળ મરણ

માટે શોક દર્શાવ્યો. હિન્દની વર્તમાન પરિસ્થિતિ વિષે બોલતાં તેમણે જણાવ્યું કે, છેલ્લાં દોઢસો વર્ષ થયાં હિન્દનો આર્થિક માલ અને પેદાશ હિન્દમાં સ્થપાયલી બ્રિટિશ સત્તાના આશરા હેઠળ બીજા પરદેશીઓ અને બ્રિટિશ વ્યાપારીઓ ખાંચા વગર પોતાના લાભ માટેજ ઉપાડયા જાય છે, અને આપણને માત્ર તેના બદલામાં મજુરી મળી છે, અને આ મજુરીના મળેલા પૈસા પણ આ પરદેશીઓએ આણેલા માલની ખરીદી કરવામાંજ પાછા વપરાતા હોવાથી એ પરદેશીઓનાંજ ખીસાં તર થયાં છે. આ પ્રકારની પરદેશીઓની લૂટથી દેશની મીલ્કત જરાપણ વધી નથી. પછી પંજાબપ્રકરણની તપાસ કરવાને નિમાયલી કોંગ્રેસની પેટા-કમિટીના રીપોર્ટમાંના શબ્દેશબ્દ સાથે પોતાની સંમતિ દર્શાવી હતી અને તેણે કરેલી સૂચનાઓ સ્વીકારી હતી. હંટર કમિટીના રીપોર્ટ વિષે તેમણે કહ્યું કે એ કમિટીની બહુમતીનો રીપોર્ટ તેમજ હિન્દી સરકારનો તેને મળેલો ટેકો એ બંને લોકોનું અપમાન કરનારા છે, લોકોને અવળે માર્ગે દોરનારા છે, ખોટા છે; તેજ પ્રમાણે મોંટેગ્યુસાહેબનો ખરીતો. પણ સમજવો. એ સર્વ જાતિદ્વેષથી ભરેલાં છે. પાર્લામેંટમાં ચાલેલી ચર્ચા પણ નિરાશાજનક નીવડી છે, અને તેણે મારામાંથી તેમજ બધા લોકોમાંથી બ્રિટિશ ન્યાય તરફનું માન અને વિશ્વાસ ભગાડી દીધાં છે. આ પ્રસંગ અને તેના ઉપર ચાલેલી ચર્ચાએ મને ઇતિહાસનો મહાન્ પાઠ શિખવ્યો છે કે, જે રાષ્ટ્ર બીજાનું દોરવ્યું ખેંચાય છે તે રાષ્ટ્ર હંમેશાં ગુલામગીરીમાં સબડયા કરે છે, અને દરેક પ્રકારનાં દુ:ખોમાં ન્યાય, બળ, અને સહાય મેળવવા માટે તેણે હંમેશાં પોતાની અંદર નજર કરવી જોઇએ, નહિ કે બહાર. ખિલાફતના પ્રશ્ન વિષે તેમણે કહ્યું કે આ પ્રશ્ન ધાર્મિક કહો કે રાજદ્વારી હો, તોપણ આપણે હિન્દુ-મુસલમાનોએ બગલગીરી કરીને ઉભા રહેવું જોઇએ. મુસલમાનોની દૃષ્ટિએ આ પ્રશ્ન ધાર્મિક થઇ પડયો છે. હિન્દુઓએ તેમને સહાય કરવી જોઇએ. આપણે તેઓની સાથે ઉભા રહેવાનું છે, અને સરકારે તેઓની સાથે કામ પાડતાં આપણી સાથે પણ કામ પાડવાનું છે. અસહકાર વિષે તેમણે કહ્યું કે, આપણે સર્વ આ સવાલ ઉપર એકમતના છીએ, તેમજ તેનો અમલ કરવાના ઉપાયો શા શા યોજવા જોઇએ, તેના સંબંધમાં આપણે બધા વચ્ચે મતભેદ છે. અસહકારને આપણે રાજકીય હથિયાર તરીકે વાપરવાના

ટીએ, અને તેથી તો રાજ્યતંત્રના દરેક સાંધેસાંધા સાલવા અટકાવનારા છીએ, તો તેના પ્રયોગનો અમલ કેવી રીતે કરવો તે વિચારવાનો છે. જે ઉપાય લેવો તે ટકાઉ હોવો જોઇએ. આનો તો માત્ર એકજ ઉપાય છે. આપણી આર્થિક ગુલામગીરીનું બંધન તોડી નાખો, અને પરદેશોમાં આપણા કાચા માલનો જે ગેરરીતે ઉપાડ થયો જાય છે, તે થતો અટકાવવો જોઇએ.

પંજાબના સિંહ લાલા લજપતરાયને પ્રમુખ તરીકે ચુંટી કાઢવાની દરખાસ્ત સર અસુતોષ ચૌધરીએ રજુ કરી. પંડિત મોતીલાલ નેહરૂએ અનુમોદન આપ્યું, ખા. બા. શરફરાજ હુસેનખાને અને મીસીસ એની બિસેંટે વિશેષ અનુમોદન આપ્યું અને દરખાસ્ત મંજુર થઇ. તાળીઓના ગડગડાટ વચ્ચે લાલા લજપતરાયે પ્રમુખસ્થાન લીધું.

પ્રમુખે પોતાનું લાંબુ ભાષણ આપ્યું. પ્રથમ પોતાને આપવામાં આવેલા માન માટે આભાર દર્શાવ્યા પછી લો. મા. તિલકના અવસાન માટે તેમણે ખેદ દર્શાવ્યો. કલકત્તામાં ખાસ કોંગ્રેસ બોલાવવાનાં તેમણે ત્રણ કારણો દર્શાવ્યાં: (૧) અમૃતસરમાં હંટર કમિટીનાં કાર્યો; (૨) ખિલાફતનો સવાલ; (૩) સુધારાના કાયદા ઉપર વિચાર. પંજાબ પ્રકરણ વિષે બોલતાં તેમણે એ પ્રકરણના ઉત્પાદક સર માઇકલ ઓડવાયર ઉપર મુખ્ય બાર આરોપો મુક્યા અને તે આરોપોના પુરાવા તરીકે પુષ્કળ આધારભૂત વિગતો રજુ કરી. તેમણે ઉમેર્યું: " પંજાબનો કરુણ બનાવ એ એક પ્રાંતિક બનાવ નથી, પણ રાષ્ટ્રીય બનાવ છે. આપણું પુરૂષત્વ, આપણું આત્મસંમાન આપણી રાષ્ટ્રીય પ્રતિષ્ઠા, રે, પ્રજા તરીકેનું ખુદ આપણું અસ્તિત્વ એ સર્વનો આધાર સર માઇકલ ઓડવાયરના નિયમો અને રીતિઓને તિરસ્કારવા ઉપર અને હંમેશને માટે ત્યાગવા ઉપર રહેલો છે. આપણી સન્નારીઓ અને બાળકોએ, હજી નહિ જન્મ્યાં હોય તેવાં બાળકોએ પણ આ લડત ચલાવવી પડશે, અને જ્યાં સુધી સંપૂર્ણ અને નિઃસંકોચ નિવારણ આપણાં સંકટોનું કરાય નહિ ત્યાં સુધી, તેમજ ભવિષ્યમાં આવા અત્યાચારો નહિ કરાય એવી સધ્ધર જામીનગીરી આપણને મળે નહિ ત્યાં સુધી આ લડત સર્વેએ નિરંતર ચલાવવી પડશે. જો બ્રિટિશ રાજ્યકર્તાઓ આપણને માન અને સ્વતંત્રતા

ન આપતાં માલમિલ્કતની અને જીંદગીની સલામતી આપે તો આપણે તેની ના પાડવી જોઈએ. સ્વતંત્રતા વિનાનું જીવન કંઈ વિસાતનું નથી અને સ્વરાજ્ય સિવાય સ્વતંત્રતા નથી. આપણે એક ચોકખી લડત લડવાનો નિશ્ચય કીધો છે. આપણે વગર ડરે અને સ્પષ્ટ શબ્દોમાં અત્યાચાર, અપમાન, માનભંગ કરનારા સઘળાઓ પ્રત્યે તે ગમે તે કોમના હોય તોયે તેમના પ્રત્યે તિરસ્કાર દર્શાવીશું. ડાયરો, ડવંટનો, જોનસનો, ઓબ્રાયનો અને બીજા જેમણે પંજાબમાં આવા અત્યાચારો ગુજાર્યા છે તેમને તિરસ્કારીશું. જો આ સઘળું કરવા છતાં આપણને જોઈતી રાહત નહિ મળે તો પછી હું પોતે તો આશા રાખું છું અને માનું છું કે, ભવિષ્ય દેવોના ખોળામાં છે.” પછી તેમણે લોકોને સંતોષવાને માટે આપણી શી માગણીઓ છે તે જણાવી હતી, અને સર શંકરન નાયર, લાલા હરકીસનલાલ, અને સી. એફ. એંડ્રુસે કરેલી સેવાઓની યોગ્ય કદર કરી હતી. તેમણે ઉમેર્યું: “કહેવત છે કે, હરેક વાદળીમાં રૂપેરી ચમકાર હોય છે. મને પણ એમ દેખાય છે કે, જાણે પંજાબના પ્રકરણ પ્રસંગમાં એક સોનેરી રંગ છે. અમૃતસરનાં આત્મભોગીઓનાં સ્મરણ સાથે, આપણા હૃદયમાં કોતરાયલાં રતનદેવી, મદનમોહન અને કુશીરામનાં ચિત્રો સાથે લશ્કરી કાયદાના સંતાપ સહનારાઓનાં દૃષ્ટાંત સાથે આપણે આશા અને શ્રદ્ધાથી રાષ્ટ્રીય ઐકતા અને રાષ્ટ્રીય સ્વતંત્રતાના આપણા લક્ષ્ય પ્રતિ કુચ કરીશું.” ખિલાફત પ્રશ્નની ચર્ચા કરતાં બ્રિટિશ પ્રધાનોએ તુર્કસ્તાનને માટે આપવામાં આવેલાં વચનોના કરેલા ભંગ વિષે ઇસારો કરીને, મુસલમાનોને હિન્દુઓએ કેટલે દરજ્જે ટેકો આપવો તે વિષે તેમણે કહ્યું: મુસલમાનોના અસહકારની લડતમાં હિન્દુઓએ મુસ્લીમ બંધુઓ સાથે કેટલે અંશે ચાલવું એ પ્રશ્ન તમારે વિચારવાનો અને તેનો નિર્ણય કરવાનો છે. આ ક્રમે તો હું એટલું કહી શકીશ કે, આપણે સહન કરવાનું હોય તોયે દેશ પ્રત્યેની ફરજ સાથે સંગત હોય તેટલી હદ પર્યંત આપણે ચાલવું જોઈશે. હિન્દુ-મુસ્લીમ એકતા હિન્દની તવારીખમાં નવા દિવસનું પ્રકરણ ખોલે છે, અને ડાયરત્વના દેવળમાં પૂજા કરનારાઓની આણમાં વર્તનારા એક દેશમાં કદાચ એકાદ વખત આવનારો આવો પ્રસંગ એળે જતો કરવો એ અત્યંત મૂર્ખાઈભર્યું અને

ટુંકીદૃષ્ટિવાળું થઇ પડશે. " પછી હિન્દને આપવામાં આવેલા સુધારાની તેમણે સમીક્ષા કરી. મહાત્મા ગાંધીજીએ પોકારેલા અસહકારના મંત્ર વિષે તેમણે પોતાનો મત દર્શાવ્યો નહિ. પછી તેમણે પ્રજાનાં હિત દૃષ્ટિ સમક્ષ રાખવાની ભલામણ કરી, જનસમૂહોની જાગૃતિનો ઉલ્લેખ કર્યો, માઇકલ ઓડવાયર, ઓસ્વર્થ સ્મીથ વિગેરેને અપાયેલાં પેન્શનો સામે વિરોધ દર્શાવ્યો, લૉર્ડ સિંહ, રા. શર્મા અને ડૉ. સપ્રુની થયલી તાજેતરની નિમણુંકો સામે વાંધો બતાવ્યો, અને છેવટે કહ્યું: " આપણી આતુરતા, સ્વાર્થભોગનો આશય, જનસમૂહોનો આત્મ રક્ષણનો આશય, યોગ્ય માણસોની વાજબી રીતે પ્રજાને દોરવવાની શકિત અને યોગ્ય માણસોથી દોરવાની શકિત, એ સર્વના પ્રમાણસર એકીકરણથી આપણી સફળતા નિશ્ચિત થશે. આત્મા અને દેહની સ્વતંત્રતા અને હાલની વહીવટી પદ્ધતિમાં આપણામાંના થોડાકને મળેલા સગવડભર્યા અને આરામભર્યા જીવન એ બેમાંથી વધુ પસંદ કરવું તેનો નિર્ણય આપણે કરવો જોઇશે. જો આપણે આત્મા અને દેશની સ્વતંત્રતાને વધુ પસંદ કરીશું તો તેનાં પરિણામો માટે આપણે તત્પર રહેવું જોઇએ. પણ જો આપણે સગવડ અને આરામનું જીવન પસંદ કરીએ તો આપણને ધાર્યું ન મળે તે માટે આપણે પોકાર ઉઠાવવો જોઇએ. "

તે દિવસનું કોંગ્રેસનું કાર્ય સમાપ્ત થયું.

છઠ્ઠી તારીખે કોંગ્રેસની બેઠક પછી મળી. પ્રારંભમાં લો. માન. બાલ ગંગાધર તિલક અને ડૉ. મહેન્દ્રનાથ ઓદેદારનાં મરણો માટે શોક દર્શાવનારા ઠરાવો પ્રમુખ સ્થાનેથી રજુ કરવામાં આવ્યા, અને તે શોક અને મૌનપૂર્વક પસાર કરવામાં આવ્યા.

પછી પંજાબ પ્રકરણ વિષે ઠરાવ ત્રીજો સર અસુતોષ ચૌધરીએ રજુ કર્યો. તેમણે કહ્યું: પંજાબની તપાસમાટે નિમાયલી કોંગ્રેસની પેટાકમિટીએ સમતોલપણું જાળવીને પોતાનો રીપોર્ટ રજુ કર્યો છે. સત્તા વગરના ઇન્સાફ પર રચાયલો ન્યાય અને નિર્ણય બીનઅસરકારક છે. આપણે તે કમનસીબ સ્થિતિમાં છીએ. નિર્ણયને વાજબી તરીકે સ્વીકારવામાં આવે છે પણ તે બીનઅસરકારક છે, કારણ કે તે અમલમાં

મુકવાની આપણને સત્તા નથી. પણ એવું કહેવાનો તો હક છે કે, ન્યાય વગરની સત્તા જુલમી છે. તેમણે લોકોના ટોળા તરફ દિલસોજી બતાવી નથી. ઇશ્વરે આપણને મરદાનગીની બક્ષિસ આપી છે, પણ ફતેહ મળે એવાં કાંઇ ચિન્હો દેખાતાં નથી. આપણે પંજાબની પેટાકમિટીનો તેના રીપોર્ટ માટે ઉપકાર માનવો ઘટે છે. પછી તેમણે હંટર કમિટીના બહુમતીના રીપોર્ટ માટે નિરાશા દર્શાવી. મી. જોસેફ બૅપ્ટીસ્ટાએ, શ્રીમતી મંગળાદેવીએ, શ્રીમતી સરસ્વતી દેવીએ અને બીજા વકતાઓએ ઠરાવને અનુમોદન આપ્યું અને તે પસાર કરવામાં આવ્યો.

બ્રિટિશ પ્રધાનમંડળપર હિન્દના અવિશ્વાસનો ઠરાવ ચોથો બાબુ જીતેન્દ્રલાલ બેનરજીએ રજુ કર્યો, તેને યોગ્ય ટેકો આપવામાં આવ્યો, અને તે પસાર કરવામાં આવ્યો.

એટલું કામ કરીને કોંગ્રેસ તે દિવસે ઉઠી.

આઠમી તારીખે કોંગ્રેસની બેઠક પાછી મળી. આજે અસહકારનો ઠરાવ રજુ થવાનો હતો. કાર્યની શરૂઆત થતાંજ સર અસુતોષ ચૌધરીએ આ ઠરાવને ડીસેમ્બરમાં કોંગ્રેસ ભરાય ત્યાંસુધી મુલત્વી રાખવાનો ઠરાવ રજુ કર્યો, રા. વી. પી. માધવરાવે તેને અનુમોદન આપ્યું, પણ તે નામંજુર થયો.

પછી મહાત્મા ગાંધીજીએ અસહકારનો લાંબો ઠરાવ રજુ કર્યો. એ ઠરાવ રજુ કરતાં તેમણે નીચે પ્રમાણે ભાષણ આપ્યું હતું.

"મને કહેવામાં આવે છે કે, મારો ઠરાવ રજુ કરીને હું મોટું ભંગાણ પાડવા બેઠો છું. મારા ઠરાવથી હું દેશના રાજ્યપ્રકરણી જીવનમાં ફાડ પાડી રહ્યો છું. કોંગ્રેસ એ કંઇ અમુક પક્ષની સંસ્થા નથી. દરેક મતમતાંતરને માટે કોંગ્રેસનો માંચડો ખુલ્લો હોવો જોઇએ. પોતાના પક્ષની સંખ્યા નાની છે એટલા માટે કોઇએ કોંગ્રેસ છોડી જવાની જરૂર નથી. તેમણે વખત જતાં દેશને તેમનો મત રૂચતો કરાવીને પોતાની જ બહુમતી કરી લેવાની આશા રાખવી જોઇએ. કોંગ્રેસે વખોડી કાઢેલી કોઇ પણ નીતિને કોંગ્રેસને નામે કોઇ અખત્યાર કરી ન શકે. તમે મારી પોતાની રીતને નાપસંદ કરશો તો હું કંઇ કોંગ્રેસ છોડીને ચાલ્યો નથી જવાનો. હું આજ

જોસપૂર્વક પ્રજા તેને અમલમાં મૂકે ત્યારેજ એ ફળદાયી નીવડે તેમ છે. આ અમલનો કાર્યક્રમ દેશની અત્યારની સ્થિતિને પૂરેપૂરી લક્ષમાં લઇનેજ ગોઠવવામાં આવ્યો છે. અસહકાર શિવાય બીજો એક માર્ગ પ્રજા સમક્ષ હતો અને તે તલવાર ખેંચવાનો. પણ હિન્દની પાસે અત્યારે તલવાર નથી. જો તેની પાસે તલવાર હોત તો, તો હું જાણું છું કે, તેણે અસહકારની આ સલાહને કાન સરખો ન દીધો હોત. પણ હું તો તમને એ જણાવી દેવા ઇચ્છું છું કે, તમે ખુનામરકીને રસ્તે નાખુશ રાજ્યકર્તાઓના હાથથી ન્યાય પડાવવા ઇચ્છતા હશો તો તે માર્ગે પણ આ અસહકારના કાર્યક્રમમાં જરૂરી એવી તાલીમ અને આપભોગ એ બે વસ્તુઓ વગર તમારું ચાલવાનું નથી. બેતાલ બેન્ડવાળા બહારવટીઆઓએ લડાઇ જીતેલી મેં આજ લગી નથી સાંભળી. પણ પોતપોતાનું નાકું સાચવી રહીને, માથું હાથમાં લઇ મરવાવાળા કવાયતી લશ્કરે લડાઇઓ જીતેલી મેં તેમ તમે પણ જોઇ છે. તમારે બ્રિટિશ સરકારને, અંગ્રેજી પ્રજાને કે યૂરોપની સામટી પ્રજાઓને એક વખતનો પૂરો ફડચો કરી નાખનારી લડાઇ આપવી હોય તો આપણે તાલીમ અને આપભોગને કેળવવાંજ પડવાનાં. એ તાલીમ અને આપભોગની સ્થિતિએ પ્રજાને ચડેલી જોવા હું ઉત્સુક છું. એ સ્થિતિ જોવા હું ઉતાવળો થયો છું. બુદ્ધિબળમાં આપણે પછાત નથી પણ હું જોઉં કે રાષ્ટ્રીય પાયાપર હજુ આપણામાં આપભોગ અને તાલીમ નથી આવ્યાં. કૌટુમ્બિક ક્ષેત્રમાં તો દુનિયાની બીજી કોઇ પ્રજાએ નથી કેળવ્યાં એટલાં તાલીમ અને આપભોગ આપણે કેળવ્યાં છે. એજ વૃત્તિને રાષ્ટ્રીય વહેવારમાં પણ દાખવવાને અત્યારે હું તમને વિનવી રહ્યો છું. હું હિન્દના એક છેડાથી બીજા છેડા સુધી એ વાતનો પત્તો મેળવવા ફરી રહ્યો છું કે, પ્રજામાં ખરો પ્રજાકીય જુસ્સો આવ્યો છે કે નહિ, પ્રજા રાષ્ટ્રીની વેદી ઉપર પોતાનું ધન, પોતાનાં સ્ત્રીપુત્ર અને પોતાના સર્વસ્વનું બલિદાન આપવા તૈયાર છે કે નહિ? જો પ્રજા કશું બાકી રાખ્યા વગર પોતાનું સર્વસ્વ હોમી દેવા આજે તૈયાર હોય તો આજ ક્ષણે સ્વરાજ્ય હું તમારા હાથમાં મૂકાવી દેવડાવવા તૈયાર છું. પ્રજા આટલો આપભોગ આપવા તૈયાર છે? ખુશી છે? શક્તિવાન્ છે? માનચાંદવાળા પોતાના ખિતાબો અને માનના હોદ્દાઓ છોડી દેવા તૈયાર

છે ? માબાપો દેશની લડત લડવા ખાતર પોતાનાં છોકરાંઓની પુસ્તકી કેળવણી બૂડાડવા તૈયાર છે ? હું તો કહું છું કે, જે શાળાઓ અને કૉલેજો સરકાર માટે કારકુનો કાઢવાનાં કારખાનાંઓ માત્ર છે તેમાં છોકરાંઓ ન મોકલવાથી આપણે છોકરાંઓની કેળવણી ડૂબાવીએ છીએ એમ જ્યાં સુધી આપણે માનતા રહીશું ત્યાં સુધી સ્વરાજ્ય આપણાથી સેંકડો ગાઉ દૂર છે. બીજી પ્રજાના હાથહેઠળ પડેલી કોઇ પણ પ્રજા એક હાથે એવી મહેરબાનીનો સ્વીકાર કરતી જાય અને બીજી બાજુ રાજ્યકર્તી પ્રજા તેને માથે જે બોજા અને જોખમદારી નાખે તેને ફગાવતી જાય એ ન બની શકે. વિજેતાઓના તરફથી આવતી કોઇપણ મહેરબાની જીતાએલી પ્રજાના કલ્યાણની ખાતર નહિ પણ રાજ્યકર્ત્તાઓનાજ લાભની ખાતર હોય છે, એ વાત જે ક્ષણે કોઇ પણ પરાધીન પ્રજાને સુઝી આવે છે તેજ ક્ષણથી એ રાજ્યકર્તાઓને દરેક જાતની મરજીયાત મદદ આપવી બંધ કરે છે, અને તેવી મદદ આપવાની ચોકખી ના પાડશે. આપણી સ્વાતંત્ર્યની લડતની ઇતેહના આ મૂળાક્ષર છે, પછી તે સ્વાતંત્ર્ય સામ્રાજ્યની અંદરનું હોય કે બહારનું. મારા દેશબંધુઓ મારી આ વાત બરાબર સમજી લે એમ હું ઇચ્છું છું અને આ વાત જો તેમને ગળે ન ઉતરતી હોય તો મારા ઠરાવને નામંજૂર કરવો એજ તમારી ફરજ થશે. હિન્દુ મુસલમાન વચ્ચેની ખરી એકતાને હું બ્રિટિશ લોકોના સંબંધના કરતાં હજારો દરજ્જે વધુ કીમતી ગણું છું. એ સંબંધ તથા હિન્દુમુસલમાન એકતા એ બે વચ્ચેથી કોઇપણ એકજ પસંદ કરવાનું મારે ભાગે આવે તો હું હિન્દુમુસલમાન એકતાનેજ પસંદ કરું અને બ્રિટિશ સંબંધને જતો કરું. તેજ પ્રમાણે એક બાજુએ પંજાબની અને તેથી આખા હિન્દની ઇજ્જત અને બીજી બાજુ હિન્દમાં અમુક વખત પૂરતી અંધાધુંધી, છોકરાઓની કેળવણીની ધૂળધાણી, અદાલતોની અને ધારાસભાઓની બંધી, અને બ્રિટિશ સંબંધનો ત્યાગ, એ બે વચ્ચે પસંદગી કરવાનું આવે તોપણ હું પંજાબ અને હિન્દનું માન અને તેની સાથે આવનારાં અંધાધુંધી, શાળાઓ, અદાલતો વિ. ની બંધી અને એ જોડે આવનારી બધી અવ્યવસ્થાનેજ રજ પણ આનાકાની કર્યા વગર વધુ વ્હાલાં કરું. તમારાં અંતર પણ તેટલાંજ બળતાં હોય, તમે પણ ઇસ્લામની ઇજ્જત અક્ષત રાખવા મારા જેટલા ઉત્સુક હો, પંજાબની

આબરૂ નિષ્કલંક કરવા તરફડતા હો તો વગર સંકોચે આ ઠરાવ તમારે મંજુર કરવો ઘટે."

ડૉ. કીચલુએ ઠરાવને અનુમોદન આપ્યું.

માન. પંડિત ગોકર્ણનાથ મિશ્રે અસહકારનો આ ઠરાવ કોંગ્રેસના બંધારણની ૧ લી કલમમાં દર્શાવાયલા કોંગ્રેસના ધ્યેયથી વિરૂદ્ધ હોવાથી તેને મૂલતવી રાખવાનો ઠરાવ રજુ કર્યો. પંડિત ઇશ્વર શરણે તેને અનુમોદન આપ્યું. મત લેવાતાં તે ઠરાવ નામંજુર થયેલો જાહેર કરવામાં આવ્યો.

પછી પંડિત શામલાલ નેહરૂએ ગાંધીજીના ઠરાવમાંથી 'ક્રમે ક્રમે' અને 'વધતી' શબ્દો કાઢી નાખવાનો અને તેમાં સરકારી નોકરીઓનો ત્યાગ કરવાની અને કર ન ભરવાની કલમોનો ઉમેરો કરવાનો સુધારો રજુ કર્યો. સુધારો સભાએ નામંજુર કર્યો.

પછી બાબુ બિપિન ચંદ્ર પાલે મહાત્મા ગાંધીજીના અસહકારના ઠરાવને બદલે રાષ્ટ્રીય મતવાદીઓના મંતવ્યને અનુકૂળ અસહકારને લગતો નીચેનો સુધારો રજુ કર્યો. આ સુધારો વિષયનિર્ણાયક કમિટીએ ૧૩૨ વિરૂદ્ધ ૧૬૧ મતે ઉરાડી દીધો હતો, છતાં ભર કોંગ્રેસમાં તે રજુ કરવામાં આવ્યો હતો:—

( ક ) વડા પ્રધાનને હિન્દનાં સંકટોની એક યાદી અને તાત્કાલિક સ્વાયત્ત તંત્ર માટે માગણી તેની સમક્ષ રજુ કરવાને સમસ્ત હિન્દની કોંગ્રેસ કમિટીએ પસંદ કરેલા પ્રતિનિધિભૂત હિન્દીઓનું એક 'મીશન'– મંડળ મળવા દેવાને જણાવવું.

( ખ ) જો તે ( વડો પ્રધાન ) આવા 'મીશન'ને પોતાને મળવા દેવાની ના પાડે અગર તો હિન્દને સંપૂર્ણ સ્વરાજ્ય આપનારો કાયદો ૧૯૧૯ ના સુધારાના ધારાને બદલે મુકવાની ના પાડે તો, હિન્દ ઉપર હવે વધુ સમય સુધી એક અધીન રાજ્ય તરીકે અમલ ચલાવી શકાશે નહિ એ વિષે કશો શક બ્રિટિશ પ્રજાના મનમાં ન રહે, એવી રીતની સક્રિય અસહકારની નીતિ અનુસરવી; અને તે દરમ્યાન આ કોંગ્રેસ

દેશને તેની અનુકૂળ વિચારણા ચલાવવા તથા આખરે મંજુર કરવા અને અનુસરવા મ. ગાંધીની અસહકારની કાર્યવાહી સ્વીકારવાની ભલામણ એવી શરતે કરે છે કે અસહકારનો નિયમ જેમણે સ્વીકાર્યો હોય એવી હોમરૂલ લીગોના પાંચ પ્રતિનિધિઓ, કેન્દ્રસ્થ ખિલાફત કમિટીના પાંચ પ્રતિનિધિઓ, સમસ્ત હિન્દની મુસ્લીમ લીગના પાંચ પ્રતિનિધિઓ અને અખિલ ભારત વર્ષીય રાષ્ટ્રીય કોંગ્રેસના પચીશ પ્રતિનિધિઓ ( મળી કુલ ૪૦ ) ની સંયુક્ત કમિટી ભલામણ કરે તે પ્રમાણે સમગ્ર હિન્દના તેમજ પ્રાંતોના ખાસ સંયોગોને અનુકૂળ થાય એવા ફેરફારો, સુધારાઓ, અને વધારાઓ તેમાં કરવા. મ. ગાંધી એ સંયુક્ત કમિટીના પ્રમુખ થાય; અને તે દરમ્યાન આ કોંગ્રેસ મ. ગાંધીની કાર્યવાહી વાસ્તવિક અમલમાં મુકવાની તૈયારી રૂપે નીચેનાં પગલાંના તાત્કાલીક અનુસરણ માટે ભલામણ કરે છેઃ

(૧) મતદારમંડળોને અસહકારના નિયમોની કેળવણી આપવી.

(૨) રાષ્ટ્રીય નિશાળોની સ્થાપના કરવી.

(૩) લવાદી કચેરીઓની સ્થાપના કરવી.

(૪) લોકો તરફનો જેને કોઇ સંબંધ ન હોય એની પદવીઓ અને ઓનરરી જગ્યાઓનો ત્યાગ કરવો.

(૫) સરકારી લેવીઓ, દરબારો અને એવાં બીજા કામોમાં હાજરી આપવા ના પાડવી.

(૬) 'ટ્રેડ યુનીઅનો'માં મજુરવર્ગોની વ્યવસ્થા કરવી.

(૭) યુરોપીઅન બેંકો અને યુરોપીઅનોના અંકુશ હેઠળ ચાલતી હિન્દમાંની બીજી એવી વ્યાપારી તેમજ ઔદ્યોગિક પેઢીઓ અને સંસ્થાઓમાંથી હિન્દી મુડી રફતે રફતે ખેંચી લેવી અને એવી સંસ્થાઓમાંથી હિન્દી મજુરોને પાછા ખેંચી લેવા.

(૮) હિન્દની બહાર, પરદેશી હુમલા સિવાયનાં બીજાં કામ માટે લશ્કરી ભરતીમાં નોંધાવાની કે બીજાં લશ્કરી કાર્યમાં બીજી કોઇ નોકરી કરવા માટે દાખલ થવાની કલાર્કો અને મજુરવર્ગોને ના પાડવી.

( ૯ ) સ્વદેશીનો સ્વીકાર કરવો અને ખાસ કરીને કાપડમાલનો

વિશાળ પ્રમાણમાં સ્વીકાર કરવો અને હાથવણાટ અને કાંતવાના ઉદ્યોગને પુનરૂજ્જિવિત કરવો.

બાબુ બિપિન ચંદ્ર પાલે આ સુધારાના સમર્થનમાં જોરસાદાર ભાષણ કર્યું. મી. જોસેફ બૅપ્ટીસ્ટાએ બાબુ પાલના સુધારાને અનુમોદન આપ્યું.

રા. યાકુબ હુસેને મ. ગાંધીજીના ઠરાવને અનુમોદન આપ્યું.

મીસીસ એની બિસન્ટે અસહકારના ઠરાવનો વિરોધ કર્યો.

પંડિત મોતીલાલ નેહરૂએ મહાત્માજીના ઠરાવને વિશેષ અનુમોદન આપ્યું.

રા. સત્યમૂર્તિ, રા. એમ. આર. જયકર, માન. પંડિત મદન મોહન માળવીયે બાબુ પાલના સુધારાને વિશેષ અનુમોદન આપ્યું.

રા. જમનાદાસ દ્વારકાદાસે અસહકારના ઠરાવનો સખ્ત વિરોધ કર્યો.

બાબુ જીતેન્દ્રલાલ બેનરજીએ મહાત્મા ગાંધીજીના ઠરાવને વિશેષ અનુમોદન આપ્યું.

બાબુ ચિત્ત રંજન દાસ અને રા. એમ. એ. જીન્હાએ બાબુ પાલના સુધારાને વિશેષ અનુમોદન આપ્યું.

પછી ઠરાવ પર મત લેવામાં આવ્યા, તેમાં મોટો ભાગ કયા પક્ષમાં છે તે નહિ સમજાવાથી કૉંગ્રેસના બંધારણના નિયમ પ્રમાણે પ્રાંતવાર મતો ગણવાનો ઠરાવ કરવામાં આવ્યો. તે પ્રમાણે બીજે દિવસે ગણત્રી થઇ. એ ગણત્રીનું પરિણામ આ પ્રકરણના પ્રારંભમાંજ આપવામાં આવ્યું છે. તેથી બહુમતીથી ઠરાવ પસાર કરવામાં આવ્યો. પછી પ્રમુખનો આભાર માનવામાં આવ્યો.

પ્રમુખ લાલા લજપતરાયે પોતાના છેવટના ભાષણમાં ઉપસંહાર કરતાં કહ્યું: "મને આ દિવસોમાં અત્યંત આનંદ થાય છે કે આખરે રાષ્ટ્રને પોતાના આત્માનું ભાન થયું છે. રાષ્ટ્રે પોતાનો આત્મા મેળવ્યો છે. આ દેશે અને આ રાષ્ટ્રીય મંડળીએ પોતાનું રાજદ્વારી ઉદ્દિષ્ટ ધ્યેય શું છે તે આખરે જોયું છે, તે જોઇને મને અત્યંત આનંદ થાય છે. આ પરિષદે દેશની મુક્તિનું સાધન આખરે શોધી કાઢ્યું છે, અને તે એ છે કે આપણી મુક્તિ આપણાથીજ છે. આ જોઇને પણ મને ઘણો હર્ષ

થાય છે. આ રાષ્ટ્રીય સભાદ્વારા આ દેશે અને આ સભાએ તેના પ્રતિનિધિઓદ્વારા એ તો સારી રીતે જાણી લીધું છે કે, આમ કંઇ થોડા કટકા જેટલો સુધારો આજે આપ્યાથી અને થોડો કાલે મળ્યાથી દેશનો આત્મા કંઇ સંતોષ પામે તેમ નથી, તેમ દેશજનોની ભૂખ પણ ધરાય તેમ નથી. આપણે નિર્ભયતાથી કહી શકીએ કે દેશનો મોટો ભાગ અસહકારનો ઠરાવ પસંદ કરે છે, અને એમ કહેવામાં આપણે સહીસલામત છીએ. આ વિષયનો નિર્ણય મેં તમારી વિવેકબુદ્ધિ ઉપર છોડયો છે. આ વિષયમાં કોંગ્રેસના પ્રતિનિધિઓએ જે ઠરાવ પસાર કર્યો છે તે ઠરાવના સંબંધમાં મારો શો અભિપ્રાય છે તે ટુંકામાં દર્શાવ્યા વિના મારે આ મંડપ છોડીને જવું એ હીચકારાપણું છે. હું જાહેર રીતે કહું છું કે, હું તમારા અસહકારના ઠરાવ સાથે તદ્દન્ અંતઃકરણપૂર્વક મળતો થાઉં છું. પણ તે સાથે મારે તમને ખુલ્લા મનથી એ પણ કહેવું જોઇએ કે તમે જે કાર્યક્રમ સંગીન અને સૌથી વધારે રામબાણ ઉપાય તરીકે સ્વીકાર્યો છે તેના સંબંધમાં હજી મારૂં મન માનતું નથી.” પછી તેમણે શાળાઓ અને પાઠશાળાઓમાંથી છોકરાઓ અને છોકરીઓને ઉઠાડી મુકવાની સામે પોતાનો વિરોધ દર્શાવ્યો, અને રાષ્ટ્રીય કેળવણીની પદ્ધતિને માટે ખાસ આગ્રહ કર્યો. વકીલોને કચેરીઓમાંથી ખસેડવાની તરફેણમાં અને લવાદી કચેરીઓ સ્થાપવાની તરફેણમાં પોતાનો અભિપ્રાય દર્શાવીને તેમણે ઉમેર્યું: “જ્યાં સુધી દેશમાંથી આર્થિક દષ્ટિએ તપાસતાં જે કાચો માલ અને દોલત પરદેશીઓ ધડધડાટ ઘસડી જાય છે તેના મૂળ ઉપર સખ્ત આઘાત કરવામાં નહિ આવે ત્યાં સુધી રાજતંત્ર ઉપર કંઇ પણ અસર કરવી એ અશક્ય કથન છે. દુનિયાએ પણ જાણ્યું છે અને જો તમે આપણાં શાસ્ત્રોનો બારીક અભ્યાસ કરશો તો તમને જણાશે કે રાજકીય ગુલામીના મૂળમાં આર્થિક ગુલામી અને આર્થિક રીતે દેશના માલની વિદેશીઓના લાભમાં થતી નિકાસ એ બે કારણો રહેલાં છે. જો તમે અસહકારને ખરેખર રામબાણ ઉપાય બનાવવા માગતા હો તો તે માટે દેશનો કાચો માલ વિદેશીઓ પોતાના લાભ માટે ઉપાડી જાય છે એ રાજનીતિ ઉપર કુહાડી મારવી જોઇએ. અસહકારના ઠરાવમાં એવી એક કલમ દાખલ કરવામાં આવી છે, જે પહેલાં તો અવ્યવહારૂ જેવીજ લાગે

છે. એ કલમ તે પરદેશી માલનો બહિષ્કાર એ છે. અવ્યવહારૂ લાગવા છતાં પણ તમે એ ઠરાવ પસંદ કર્યો છે, અને એ ઠરાવને સંપૂર્ણ ફતેહ મળે એમ હું અંતઃકરણપૂર્વક ઇચ્છું છું."

---

## ઠરાવો.

### કોંગ્રેસનો શોક.

૧. લો. મા. બાલ ગંગાધર તિલકના મૃત્યુ માટે શોક.
૨. ડૉ. મહેન્દ્રનાથ ઓર્દ્દેદારના મૃત્યુ માટે શોક.

### પંજાબ પ્રકરણ.

૩. ( ક ) આ કોંગ્રેસ પંજાબની સબકમિટીને તથા તેઓએ નીમેલા કમીશનરોને મુબારકબાદી આપે છે અને તેઓની ઉદ્યોગપૂર્વક ન્યાયી કાળજીથી જે પૂરાવાઓ મેળવવામાં આવ્યા છે તથા રીપોર્ટ તેઓએ બહાર પાડયો છે કે જેને તેઓએ મેળવેલા પૂરાવાથીજ નહિ પણ હંટર કમિટી આગળ રજુ થયેલા પૂરાવાથી પણ ટેકો મળે છે તે બદલ આ કોંગ્રેસ તેઓનો આભાર માને છે અને ઉપર્યુક્ત કમીશનરોએ જે બાતમી મેળવી છે તેથી સાથે આ કોંગ્રેસ પોતાની સંમતિ જાહેર કરે છે.

( ખ ) આ કોંગ્રેસ હંટર કમિટીના બહુમતીના રીપોર્ટની વલણ અને ભાવ તરફ પોતાની અત્યંત ઉંડી અને તીવ્ર નિરાશા જાહેર કરે છે, કારણ કે ( ૧ ) હંટર કમિટીનો બહુમતીનો રીપોર્ટ જાતિદ્વેષથી એબ લગાડનારી વલણનો છે, પુરાવાના અપૂર્ણ વિચારવાળો છે, તેમજ સંબંધ ધરાવનારા પંજાબના અને હિન્દી સરકારના અફસરોની બહાર આવેલી અને સાબીત થયેલી તપાસ ઉપર ઢાંકપીછોડો કરવાની તીવ્ર ઇચ્છાથી અતિશયોક્તિથી પૂર્ણ છે, તેમજ પંજાબનો અને હિન્દી સરકારનો ખોટો બચાવ કરનારો છે. ( ૨ ) એ રીપોર્ટ અપૂર્ણ પુરાવાને આધારે એકપક્ષી અને સ્વાર્થને માટેજ ઘડાયેલો હોવાથી બીનભરોસાપાત્ર અને અમાન્ય છે. ( ૩ ) બહુમતીવાળાઓ જે ઉનટ પર આવ્યા છે તે જે પુરાવાઓ દફતરે નોંધાયલા છે તે દૃષ્ટિથી જોતાં પણ ન્યાયી નથી અને કોઇપણ પ્રસંગમાં તેઓની ભલામણોમાં તે પ્રસંગની ઓછામાં ઓછી વાસ્તવિક જરૂરીયાતોને પણ જરા મચક આપવામાં આવી નથી.

( ગ ) હિન્દી સરકારના ઉપર્યુક્ત બંને રીપોર્ટના અવલોકન તરફ જોતાં

આ કોંગ્રેસ પોતાનો પુખ્ત અભિપ્રાય જાહેર કરે છે કે તે (૧) કોઇપણ જાતની ચોક્કસ તપાસ કર્યા વગર બહુમતીને માન આપનારો છે. (૨) તે ઓછામતવાળાઓની સંમતિ અને નિર્ણય ઉપર ઓછું અને અયોગ્ય ધ્યાન આપે છે, જો કે, ઓછામતવાળાઓનું મમત્વ અને નિર્ણય દફતર ઉપરનાં પુરાવાને આધારે છે. (૩) અવલોકનની બધી વલણ ખરી બીનાઓના ન્યાયી અને અપક્ષપાતી નિર્ણય ઉપર આવવાની નથી પણ બધી બાબતોને બંધ કરી સંબંધ ધરાવનાર અફસરોનાં અયોગ્ય કામો ઉપર ઢાંકપીછોડો કરનારી છે. (૪) ગુન્હેગાર અમલદારોની વર્તણુંક માટે એ અવલોકનમાં જે પગલાં લેવાનું બતાવવામાં આવ્યું છે તે જે બીનાઓ બહાર આવી છે તેની સાથે સરખાવતાં બીલકુલ અપૂર્ણ છે, અને બ્રિટિશ ન્યાયના વ્યાજબીપણા સંબંધની સઘળી ભ્રાન્તિ દૂર કરે છે.

### બ્રિટિશ રાજ્યપર અવિશ્વાસ.

૪. આ કોંગ્રેસ પંજાબમાં ગુજરવામાં આવેલા જુલમ સંબંધી પૂરતાં પગલાં લેવામાં બ્રિટિશોની નિષ્ફળતા માટે અસંતોષની લાગણી જાહેર કરે છે તેમજ પંજાબના અમલદારોનાં ખરાબ કામને વ્યવહારૂ રીતે વખાણવામાં આવ્યાં છે ને હિન્દી સરકારની ભલામણો કબુલ કરવામાં આવી છે તે માટે નિરાશાની લાગણી પ્રકટ કરે છે. આ કોંગ્રેસનો વળી વધુ એવો અભિપ્રાય છે કે, બ્રિટિશ પ્રધાનમંડળે પોતાના ખરીતામાં ઉંચા ઉદ્‌ગારો જાહેર કરવા છતાં પૂરતાં પગલાં ભરવામાં તે નિષ્ફળ નીવડેલું હોવાથી હિન્દી પ્રજાનો વિશ્વાસ તેણે ખોયો છે.

### અસહકાર.

"ખીલાફતની બાબતમાં હિન્દી સરકાર તેમજ સામ્રાજ્ય સરકાર બન્ને તેમની હિન્દુસ્થાનની મુસલમાન પ્રજા પ્રત્યેની ફરજ અદા કરવામાં હડહડતી રીતે ખોટી નીવડી છે; મુખ્ય પ્રધાને પોતે આપેલાં વચનનો જાણી જોઇને ભંગ કર્યો. આથી મુસલમાન ભાઇઓ ઉપર આ રીતે આવી પડેલા ધાર્મિક સંકટને ન્યાયી રીતે દૂર કરવામાં મદદ કરવાની દરેક બીજી હિન્દી કોમની ફરજ થઇ પડી છે; વળી ૧૯૧૯ ના એપ્રીલ મહીનાના બનાવોના સંબંધમાં પંજાબની નિર્દોષ પ્રજાનું રક્ષણ નહિ કરવામાં તથા જે અમલદારોએ સિપાઇને ન છાજે એવી જંગલી રીતો અખત્યાર કરી ગુન્હા કરેલા, તેમને શિક્ષા નહિ કરી, તથા જે સીધી કે આડકતરી રીતે ઘણાખરા અમલદારોના ગુન્હાઓ માટે તથા પ્રજાનાં દુઃખો તરફ નિષ્ઠુર વર્તન માટે જવાબદાર ગણી શકાય એવા સર માઇકલ ઓડવાયરને નિર્દોષ ઠરાવી, એ બંને સરકારે પ્રજા તરફ અત્યંત બેદરકારી

અને કર્તવ્યભ્રષ્ટતા બતાવી છે; "વળી એજ બાબતમાં આમની-અને તેથીય વિશેષ ઉમરાવોની-સભામાં જે ચર્ચા થઇ, તે ઉપરથી (વિલાયતમાં) હિન્દુસ્થાનની પ્રજા તરફ સમભાવનો અત્યંત અભાવ, અને પંજાબમાં ત્રાસ વર્તાવી પ્રજાને દાબી દેવાની રાજ્યનીતિની ખરેખરી પસંદગીજ ઉઘડાં પડયાં છે; અને વાયસરોયના છેલ્લા ભાષણ ઉપરથી ખીલાફત અને પંજાબની બાબતમાં જરાએ પશ્ચાત્તાપની લાગણી નથી એમ પુરવાર થાય છે.

આ સર્વ હકીકતો ઉપરથી, આ કોંગ્રેસનો એવો અભિપ્રાય છે કેઃ—

"આ બે અન્યાયોના સંબંધમાં જ્યાં સુધી ન્યાય ન મળે ત્યાં સુધી હિંદુસ્તાનમાં સંતોષ વર્તી શકે નહિ; અને પ્રજાનું સ્વત્વ દર્શાવવાનો તથા આવા અત્યાચારો ફરીથી થતા અટકાવવાનો સફળ થઇ શકે એવો એકજ માર્ગ રહ્યો છે-અને તે એ કે, હિન્દુસ્થાનમાં સ્વરાજ્ય સ્થાપવું.

આ કોંગ્રેસનો વળી એવો અભિપ્રાય છે કે, જ્યાં સુધી એ અન્યાયો દૂર થાય નહિ અને સ્વરાજ્ય સ્થપાય નહિ ત્યાં સુધી ખુનામરકી સિવાયની ક્રમે ક્રમે વધતી અસહકારની રાજ્યનીતિને પસંદ કરી તેનો અમલ કરવા શિવાય બીજો કોઇ પણ માર્ગ હિન્દી પ્રજા પાસે રહ્યો નથી.

આ વિષયમાં શરૂઆત કરવાની પહેલી ફરજ જે વર્ગ પ્રજામત કેળવી તેના પ્રતિનિધિરૂપે ઉભો છે તેની ઠરે છે તેથી તથા માનચાંદદ્વારા, શાળાઓ ઉપરના અંકુશદ્વારા, અદાલતો અને ધારાસભાઓદ્વારા, સરકારની સત્તા બાંધે છે તેથી અને આ હીલચાલમાં ઓછામાં ઓછું જોખમ ખેડવું પડે, અને ધારેલી મુરાદો બર આણવા માટે ઓછામાં ઓછો ભોગ આપવો પડે-એ સર્વ કારણોનો વિચાર કરી, આ કોંગ્રેસ પ્રજાને આગ્રહપૂર્વક એવી સલાહ આપે છે કેઃ-

(ક) ખેતાબો અને માનના (ઑનરરી) ઓદ્ધાઓ, તથા મ્યુનિસિપલ અને લોકલ મંડળોમાં સરકારે નીમેલા અધિકારના હોદ્દાનાં રાજીનામાં આપવાં.

(ખ) સરકારની લેવીઓ તથા દરબારોમાં, તથા સરકારી અમલદારોએ ભરેલા કે એમના માનમાં ભરાયેલા સરકારી કે અર્ધ-સરકારી મેળાવડાઓમાં હાજરી આપવા ના પાડવી.

(ગ) સરકારની માલીકીની, એની મદદથી કે એના અંકુશ તળે ચાલતી શાળાઓમાંથી છોકરાંઓને ધીમે ધીમે ઉઠાડી લેવાં, અને તેને બદલે દરેક પ્રાંતમાં રાષ્ટ્રીય શાળાઓ અને કૉલેજો સ્થાપવી.

(ઘ) વકીલોએ અને પક્ષકારોએ ધીમે ધીમે સરકારી અદાલતોનો

બહિષ્કાર કરવો, અને તેને બદલે પોતાની ખાનગી તકરારોનો નિકાલ કરવા ખાનગી પંચાયતો સ્થાપવી.

( ૭ ) લશ્કરી, કારકુની, અને મજુરી કરનારા વર્ગોએ મેસોપોટેમિઆમાં ભરતી થવા ના પાડવી.

( ચ ) સુધારેલી કાઉન્સીલોની ચુંટણી માટે કોઇએ ઉભું ન રહેવું અને લોકોએ કોંગ્રેસની સલાહને ન ગણકારતાં કોઇ કાઉન્સીલમાં જવા બહાર પડે તો તેને મત ન આપવા.

( છ ) વિદેશી માલનો બહિષ્કાર કરવો.

અસહકારની હીલચાલની એક નેમ લોકોમાં સંયમ અને આત્મ-ભોગની વૃત્તિ ઉપજાવવાની છે; કારણ કે એ બે ગુણો વિના કોઇપણ પ્રજા ખરી ચઢી શકે નહિ; આ બે ગુણો કેળવવા પ્રથમથીજ દરેક સ્ત્રી-પુરૂષ અને બાળકને તક મળે તેટલા માટે અસહકારની શરૂઆતથીજ આ કોંગ્રેસ પ્રજાને કાપડમાં સ્વદેશી વ્રત પાળવાની સલાહ આપે છે; પણ હિન્દુસ્થાનની હાલની મીલો પોતાની સ્વદેશી મૂડી અને વ્યવસ્થાથી લોકોને જોઇએ તેટલું સુતર અને કાપડ ઉત્પન્ન કરી શકતી ન હોવાથી, અને લાંબો વખત સુધી તેમ કરવાની શક્તિ મેળવે એમ પણ ન હોવાથી, આ કોંગ્રેસ પ્રજાને એવી સલાહ આપે છે કે, દરેક ઘરમાં રેંટીઓ દાખલ કરવો અને જે લાખો વણકરોએ પોતાનો પુરાણો અને ખાનદાનીનો ધંધો ઉત્તેજનને અભાવે છોડી દીધો તે પાછો શરૂ કરી સુતર અને કાપડની મોટા પ્રમાણમાં ઉત્પત્તિ કરવામાં ભાગ લેવો."



# પ્રકરણ ૮ મું.

## પાંત્રીસમી રાષ્ટ્રીય કોંગ્રેસ.

રાષ્ટ્રીય કોંગ્રેસની પાંત્રીસમી બેઠક નાગપુરમાં મળી. આ કોંગ્રેસમાં પ્રતિનિધિઓની બહુ મોટી સંખ્યા આવી હતી. લગભગ સોળ હજાર પ્રતિનિધિઓની સંખ્યા હતી. આ ઉપરથી અસહકારે હિન્દી પ્રજાના આત્માને કેટલી હદ સુધી જાગ્રત કર્યો હતો તે માલૂમ પડી આવતું હતું. આવડી મોટી પ્રતિનિધિઓની સંખ્યા થઇ તેથી કાર્યવાહકોને પણ એક પ્રકારની ચિંતા ઉપજી અને તેથી પ્રતિનિધિઓની સંખ્યા મર્યાદિત કરવાનો ઠરાવ આ કોંગ્રેસમાંજ કરવો પડ્યો. આ કોંગ્રેસમાં બે બહુ મહત્વનાં કાર્યો કરવાનાં હતાં. પ્રથમ તો અસહકારની ચળવળના સિદ્ધાંતને સાનુકૂળતા મળે એ પ્રકારે કોંગ્રેસના બંધારણમાં સમાયલું કોંગ્રેસનું ધ્યેય ફેરવવું. બીજું એ કે, અસહકારની ચળવળને કોંગ્રેસની સામાન્ય બેઠકમાં મંજુરી આપી તેને આગળ ધપાવવી. અસહકારની ચળવળે પ્રારંભમાંજ પ્રજામાં અપૂર્વ ઉત્સાહ જગાડ્યો હતો અને તેથીજ પ્રતિનિધિઓ અને પ્રેક્ષકોની જંગી સંખ્યા નાગપુરમાં ઉતરી પડી હતી.

કોંગ્રેસની બેઠક તા. ૨૬ મી ડીસેમ્બરે મળી. મંગળાચરણ થયા પછી સ્વાગત સભાના પ્રમુખ શેઠ જમનાલાલજી બજાજે પોતાના આવકાર આપનારા ભાષણમાં પ્રથમ પ્રતિનિધિઓને અંતઃકરણપૂર્વક આવકાર આપ્યો. વળી કર્નલ વેજવુડ, મી. બેનસ્પુર, મી. હોલ્ફર્ડ નાઇટ, અને મી. હુબે એ ગૃહસ્થો ઇંગ્લાંડથી કોંગ્રેસના પ્રાહુણાઓ તરીકે આવ્યા હતા, તેમને પણ અંતરનો આવકાર આપ્યો. આ વર્ષની કોંગ્રેસનું સર્વશ્રેષ્ઠ મહત્ત્વ સમજાવીને તેવે પ્રસંગે લો. મા. તિલક જેવા મહાન્ દેશભક્તના અવસાનથી ગયલી ભારે ખોટને માટે શોક દર્શાવ્યો. હિન્દીઓને વારંવાર આપવામાં આવેલાં વચનોથી તેઓ કેવા ભોળવાયા છે, અને તે વચનોનો

વારંવાર કેવો ભંગ કરવામાં આવ્યો. છે, તે તેમણે દર્શાવ્યું. પરન્તુ હવે એ ભ્રમનો પડદો દૂર થયો છે. " હવે અજ્ઞાન તથા છેતરપિંડીનો પડદો હિન્દીઓની દૃષ્ટિ આગળ ઉઘડી ગયો છે, અને હવે હિન્દના પુત્રો મહાન્ બ્રિટિશ મહારાજ્યમાં પોતાની સ્થિતિ તથા તેમને કેવી શોકજનક દુર્દશામાં નિરાધારપણે ઉતારી દેવામાં આવે છે અને આવશે તે ખુલ્લી રીતે જોઇ શકે છે. ટર્કી મહારાજ્યની છિન્નભિન્નતાએ આપણને એ રહસ્યનું ખુલ્લી રીતે ભાન કરાવ્યું છે કે બ્રિટિશ રાજદ્વારીઓ અને કારભારીઓનાં વચનો અને પ્રતિજ્ઞાઓમાં હવે આપણે વધારે વાર વિશ્વાસ મુકી શકીએ એમ નથી, પંજાબના અત્યાચારો અને જે રીતે તે કરનારાઓને ક્ષમા આપવામાં આવેલ છે તેથી વધારે સિદ્ધ એ થયું છે કે, આપણાં જાનમાલ, આપણાં સ્વજનો અને વળી આપણી સ્ત્રીઓની લાજ એ રાજદ્વારીઓ અને એ કારભારીઓનાં મનને કોડીની પણ કીંમતનાં નથી. આથી આપણી વર્તમાન સ્થિતિનું આપણને પૂર્ણ રીતે ભાન થયું છે. આ બધું બન્યું છે તે પછી હિન્દની રાષ્ટ્રીય લાજ, અરે હિન્દનું અસ્તિત્વ પણ સંરક્ષવાનું કામ કેવું મુશ્કેલ અને અસંભવિત છે તેનો વિચાર કરતાં આપણા નીડરમાં નીડર ગણાતા આગેવાનો પણ સંકલ્પવિકલ્પમાં પડયા છે, કારણ કે, યુરોપીય યાદવીમાં મળેલા મહાન્ વિજયના પરિણામે ઇંગ્લાંડ તો વધારે ઉદ્ધત અને વધારે શક્તિવાન બનેલું છે."

આવી સ્થિતિનો ઉપાય સૂચવતાં તેમણે કહ્યું: "વર્તમાન ગંભીર પ્રસંગે ભારતને અપમાનિત જીવનમાંથી અથવા તો તેથી પણ વધારે માનભંગ કરનારા મરણમાંથી બચાવવાના માત્ર બેજ ઉપાય અવશેષ રહેલા છે, એમાં અમને લગારે શંકા નથી. એ ઉપાયો આ છેઃ સશસ્ત્ર વિપ્લવ કે વિશ્વવ્યાપી અસહકાર, અને જે સાચો હિન્દી પાશ્ચાત્ય સંસ્કૃતિની ખામીઓ જાણતો હશે અને જે સ્વદેશના ભૂતકાળની સંસ્કારિતાથી પરિચિત હશે તે હિન્દના વર્તમાન ગંભીર પ્રસંગે પોતાની એ પ્રાચીન સંસ્કારિતાને પલટાવનારો પહેલો ઉપાય ગ્રહણ કરાતો જોઇને ખુશી નહિ જ થાય. અને જેઓ આ બંને સાધનોને યોગ્ય માનતા હશે તેઓ પણ રાજ્ય-

નીતિ વ્યવહારના વ્યાવહારિકપણાની દૃષ્ટિથીએ કબુલ કરેશે કે બીજો માર્ગ જ વર્તમાન સમયે યોગ્ય છે. ગૃહસ્થો ! અસહકાર દેશમાં મેળવેલી સફળતો પછી તેના સિદ્ધાન્તો અને કાર્યનીતિની ચર્ચામાં ઉતરવું એ હવે સમય વીસા પછી કાર્ય કરવા જેવું મને લાગે છે. કોંગ્રેસે તે નક્કી કરી દેશને તેના મહાન કાર્યક્રમનો પહેલો હપ્તો અત્યાર પહેલાં આપ્યો છે. મુસ્લીમ લીગ, શીખ લીગ, અને બીજી જાતીય સંસ્થાઓએ કોંગ્રેસની સરદારી સ્વીકારી છે. આખો દેશ તેના સિદ્ધાન્તો સમજ્યો છે. મારા મતે અસહકાર મારફાડ વિનાનો હોવા છતાં આ દેશની પ્રજા અને રાજ્યકર્તાઓ વચ્ચેનું એક યુદ્ધ છે. આ યુદ્ધમાં પરદેશી બ્યુરોક્રસીના સહકાર વિના હિન્દ રાષ્ટ્રીય ચળવળો ચલાવી શકશે કે કેમ તે તથા હિન્દી પ્રજાના સહકાર વિના પરદેશી બ્યુરોક્રસી પોતાની શક્તિ અને લાગવગ ટકાવી શકે છે કે કેમ ? તે આપણે જોવાનું છે. અસહકારનો છેવટનો ઉદ્દેશ એ છે કે, પરદેશીઓ આપણી વચ્ચે હોવા છતાં રાષ્ટ્રીય જીવનને લગતાં સઘળાં સ્વતંત્ર અને સ્વાશ્રયી ખાતાં બનતી શક્તિએ ત્વરાથી સ્થાપવાં, એટલે કોઇપણ જાતની બહારની મદદ વગર સંપૂર્ણ અસહકાર સ્વરાજ્યનો અનુભવ આપણે લોક લઇ શકીએ, ” પછી તેમણે અસહકારનો વિરોધ કરનારાઓના અગત્યનાં વાંધાઓનો જવાબ આપ્યો. દેશયજ્ઞમાં આત્મભોગ આપવાને દેશજનોને, વ્યાપારીઓને, યુવાન ભારતવાસીઓને અને હિન્દના જનસમૂહને અને ધનિકોને વિનવ્યા. કોંગ્રેસનું બંધારણ ફેરવવાના સંબંધમાં નવીન બંધારણમાં દેશી રાજ્યોને અવકાશ આપવાની અને માતૃભાષા હિન્દી કરવાની તેમણે સૂચનાઓ કરી.

રા. રા. વિજયરાઘવાચાર્યને પ્રમુખ તરીકે ચુંટી કાઢવાની દરખાસ્ત પંડિત બિશન દત્ત શુકલે રજુ કરી. મહાત્મા ગાંધીજીએ દરખાસ્તને અનુમોદન આપ્યું. લાલા લજપતરાય, બાબુ ચિત્તરંજન દાસ, મૌ. મહમદ અલી, રા. વ્યંકટરામ વિગેરેએ વિશેષ અનુમોદન આપ્યું અને દરખાસ્ત પસાર કરવામાં આવી. ગગનભેદક હર્ષનાદ વચ્ચે પ્રમુખે પ્રમુખસ્થાન લીધું.

પ્રમુખે પોતાના ભાષણમાં પોતાને આપવામાં આવેલા માન માટે આભાર દર્શાવ્યો અને લો. મા. તિલકના મરણ માટે શોક દર્શાવ્યો

અને તેમણે કહ્યું: " આપણી સમક્ષ પડેલું કાર્ય જેમ આપણને કસોટીએ તાવનારૂં છે તેમ હરેક બાબતમાં મોટું પણ છે. આપણે આપણા કૃપાવંત શહેનશાહને અને દુનીઆની મોટી પ્રજાઓને મોકલવાના સંદેશાનો વિચાર કરવાનો છે અને તેને મંજુર કરવાનો છે. અને તે સંદેશ એ છે કે હિન્દની પ્રજાને હાલમાં તેના રાજ્યકર્તાઓએ અસહ્ય સ્થિતિમાં મુકી દીધી છે, અને તેથી હિન્દી પ્રજા પોતાનાં પુત્રો તેમજ પુત્રીઓને માટે પોતાના સુંદર દેશને રહેવા યોગ્ય તેમજ સહીસલામત બનાવવાના નિશ્ચયે આવેલી છે અને આ અત્યંત અગત્યના હેતુની તેમની સિદ્ધિમાં જે કાંઇ વધુ વિલંબ લગાડવામાં આવશે તે તેમનો વિનાશ નીપજાવનારો તેમજ દુનીઆની શાન્તિને નહિ તો સામ્રાજ્યને અવશ્ય વિપત્તિમાં આણનારો થઇ પડશે. " પછી પોતાના ભાષણ સાથે હિન્દ માટે રાજકીય સુધારાની એક યોજના તેમણે જોડી હતી તેનું વિવેચન કરતાં મનુષ્યો અને બ્રિટિશ નાગરિકો તરીકેના આપણા હક્કોનું લિખિત બંધારણ હોવાની જરૂર દર્શાવી. પ્રાચીન હિન્દુ રાજ્યનીતિ–વ્યવહારના નિયમ અનુસાર રાજા અને પ્રજા વચ્ચેના સંબંધો સ્પષ્ટ કરતાં તેમણે કહ્યું: " પ્રાચીન હિન્દુ રાજા લોકોનેજ તદ્દન પોતાની સત્તા માટે જવાબદાર રહેતો અને ગેરવર્તાવથી રાજા તરીકેનો પોતાનો હક્ક ગુમાવતો. પ્રજાના સર્વોપરીપણાનો વિચાર અને ઉંચામાં ઉંચી સત્તા પ્રજામાંથી ઉદ્‌ભવે છે એ વસ્તુસ્થિતિ આના કરતાં બીજાથી વિશેષ નિર્ણાયક રીતે સિદ્ધ કરી શકાશે નહિ. " આરબ સંસ્કૃતિ અને મુસ્લીમ રાજકીય સિદ્ધાંત પણ એવાંજ છે એમ તેમણે જણાવ્યું. પછી તેમણે હિન્દમાં 'મારે તેની તલવાર' એવા કેટલાક અંગ્રેજોના સૂત્રનો સખ્ત તિરસ્કાર કર્યો. હિન્દની વર્તમાન દુર્દશાનું વર્ણન આપતાં રોલેટ કાયદો, પંજાબના અન્યાય, અધિકારીઓના પ્રજા તરફની તિરસ્કારની અકુદરતી લાગણી, ખિલાફતનો વિશાળ છળ, સંસ્થાનોમાં હિન્દીઓની નિરાધાર, અસંતોષકારક સ્થિતિ, અને એકંદર વર્તમાન અશાંતિકર પરિસ્થિતિ એ સર્વનું ટુંકમાં વિવેચન કર્યું. હિન્દને આપવામાં આવેલા સુધારાથી કેવાં અનિષ્ટ પરિણામો આવવા સંભવે છે, તે વિષે તેમણે કહ્યું: " જે પોતાની સત્તા અને કાલ્પનિક તેમજ ખરી પ્રતિષ્ઠા એક અંશ માત્ર પણ છોડવાને સૌથી

વિશેષ નારાજ છે એવી પુરાણી બ્યુરોક્રસીને શાંત પાડવાના હેતુથી આ યોજના વિચારાઇ અને ઘડાઇ છે. આ આખી યોજનામાં ત્રમણુ ભય રહેલો છેઃ બ્યુરોક્રસી અને પ્રજાના પ્રતિનિધિઓ વચ્ચેનું નિરંતર સંઘર્ષણુ અને પ્રાંતપ્રાંત વચ્ચેની ઇર્ષ્યા અને અથડાઅથડી કે જે આંતરરાષ્ટ્રીય ઇર્ષ્યા અને અથડાઅથડીમાં પરિણામ પામે. આવી અથડાઅથડી તો જૂદા જૂદા પ્રાંતો સાથેની અણુસરખી નાણાંવિષયક ગોઠવણોને અંગે ક્યારનીયે શરૂ થઇ ચુકી છે. સુધારાઓને નામે આ દેશને અલગ અલગ પ્રજાઓમાં વહેંચી નાખવાને અને કડવી ઇર્ષ્યાથી સદા સતેજ રાખવાને આવા સંકટભર્યા નિયમો અને કલમો દાખલ કરાયલાં છે. તેમણે ઉમેર્યું: આવી ગંભીર રાજકીય સ્થિતિમાં દેશ અને કોંગ્રેસ એકમત છે કે, તેને શીઘ્ર દૂર કરવાનો એકજ ઉપાય બ્રિટિશ હિન્દને માટે તત્કાળ જોખમદાર રાજ્યની સ્થાપના કરવાનો છે. આપણી આ માગણીને બળ આપવાને માટે કલકત્તાની ખાસ કોંગ્રેસે બહુમતીથી અસહકારની ભલામણુ કરી હતી. સંપૂર્ણ સ્વતંત્રતા તત્કાળ મેળવવાને માટે રાજ્યકર્તાઓ સાથે સુવ્યવસ્થિત અસહકારના જેવું કોઇક હથીયાર સ્વીકારવાની જરૂર માટે તો પ્રામાણિક મતભેદ હોઇ શકે નહિ. આપણા પોતાના દેશમાંના રાજ્યતંત્રમાં સાચો અને સંગીન અવાજ મેળવવાને માટે છેલ્લાં પાંત્રીશ વર્ષ થયાં આપણે અરજીઓ કરી રહ્યા છીએ, પ્રાર્થના કરી રહ્યા છીએ અને ચળવળ ચલાવી રહ્યા છીએ, પરન્તુ વ્યર્થ. તેથી ઉલટી રીતે સત્તાધારીઓ આપણી રાષ્ટ્રીય નિઃસહાયતાનાં ફળ આપણુને પેટ ભરીને ખવરાવી રહ્યા છે. એટલુંજ નહિ. જ્યારે આપણા આખા દેશપર શોકની છાયા છવાયલી છે, ત્યારે આપણાં અપમાનો અને દુઃખોમાં વધારો થતો રહ્યો છે. પંજાબનાં તોફાનોના સંબંધમાં અપાયલા બદલા જુવો. જ્યારે હિન્દીઓના કરતાં યુરોપીઅનોને વધારે બદલો આપવામાં આવે ત્યારે એમજ માની શકાય કે, આપણા હકોને ડુબાડવામાં આવે છે, અને આપણુને મનુષ્યથી ઉતરતા પ્રકારનાં પ્રાણીઓ તરીકે ગણવામાં આવે છે. ઇશર કમીશન અને તેમાં થયલી સર ઓડવાયરની નીમણુંક જુવો. કલકત્તાના યુરોપીઅન એસોસીએશનનાં કામો જુવો. ના, દર વર્ષે શાંત ઠરાવો પસાર કરવાનો સમય સદાને માટે આવ્યો ગયો છે. જો એક પ્રજા તરીકે આપણે નષ્ટ ન

થયું હોય તો આપણને એકદમ સ્વતંત્રતા આપવાની ઇંગ્લાંડને ફરજ પાડવાની રીતનો વિચાર કરવાને અને તેનો સ્વીકાર કરવાને આપણે બંધાયા છીએ. આપણે વિચારવાનો પ્રશ્ન એટલોજ છે કે, અસહકારનો સિદ્ધાંત અને ખરેખાત સ્વીકારાયલો તેનો કાર્યક્રમ આપણા ઉદ્દેશને માટે પૂરતો છે કે નહિ? ના. વાયસરોયે અસહકારના સિદ્ધાંતને ગેરસનદશીર-બંધારણથી વિરૂદ્ધ કહ્યો છે. એ કથન અત્યંત આશ્ચર્યજનક છે. ના. વાંયસરોય હિન્દના બ્રિટિશ ઇતિહાસના કાળામાં કાળા પૃષ્ઠ માટે મુખ્યત્વે જોખમદાર છે. તેમણે આપણું બંધારણ શું છે અને ક્યાં છે, એ બતાવ્યું હોત તો ઠીક થાત. મહાત્મા ગાંધીજીના અસહકારના સિદ્ધાંતને સરેકાર ગેરસનદશીર કહે એ હાસ્યાસ્પદ છે. ઉલટી રીતે, આ હીલચાલનો મુખ્ય સિદ્ધાંત આત્મ-ત્યાગ, આત્મ-ભોગ, અને અહિંસા હોવાથી આપણો દાવો એ છે કે, અસહકારનો આ સિદ્ધાંત પવિત્ર છે, અને તેની નેમ આપણા કાયદેસર હકો અને આપણો તેમનો પ્રામાણિક ઉપભોગ પ્રાપ્ત કરવાની અને રક્ષવાની છે. પરિણામોના ભય વિના અને એક પ્રજા તરીકે આત્મ-રક્ષણના સાધન તરીકે એવો સિદ્ધાંત સ્વીકારવાનો આપણને હક્ક છે, તે સ્વીકારવાની આપણી ફરજ છે." પછી તેમણે કલકત્તામાં સ્વીકારાયલા અસહકારના કાર્યક્રમની વિગતવાર ચર્ચા કરી કેટલીક મુશ્કેલીઓ બતાવી. સરકારી શાળાઓમાંથી વિદ્યાર્થીઓને ઉઠાડી લેવાથી રાજ્યકર્તાઓ સાથેના અસહકારમાં શી મદદ મળવાની હતી? કાયદાની કચેરીઓમાંથી વકીલોને પાછા ખેંચી લેવાથી શો લાભ થવાનો હતો? એ વિગેરે પ્રશ્નોની ચર્ચા કરી તેમણે અસહકારના કાર્યક્રમપર પૂરતો વિચાર કરવાની ભલામણ કરી. તેમણે આખા દેશમાં એકકે એક વ્યક્તિને કેળવણી આપીને પ્રજામત જાગ્રત કરવાની અને દેશના આર્થિક ઉદ્ધારને માટે વિજ્ઞાનની અને પારિભાષિક કેળવણી આપવાની અગત્ય દર્શાવી. રાષ્ટ્ર-બાંધણીનું કાર્ય મોટે પાયે ઉપાડી લેવાની ભલામણ કરતાં તેમણે સર્વથી પ્રથમ મોટા પાયા ઉપર જનસમૂહોને કેળવવાનું કાર્ય ઉપાડી લેવાની આવશ્યકતા દર્શાવી. સંસ્થાનોમાંના હિન્દીઓને મુક્ત કરવાની, મજુર વર્ગની સ્થિતિ સંઘટ્ટ બનાવવાની, અને ગુન્હાકરનારી ટોળીઓ અને વર્ગોની સ્થિતિ સુધારવાની પ્રવૃત્તિઓ ઉપાડી

લેવાની અગત્ય તેમણે દર્શાવી. પછી તેમણે સઘળા પરદેશી માલનો ધીમે ધીમે બહિષ્કાર કરવાની સૂચના કરી. સઘળી પરિસ્થિતિનું અવલોકન કરતાં તેમણે કહ્યું: "અનેક વચનો આપ્યા છતાં હિન્દનો બ્રિટિશ રાજ્યવહિવટ હિન્દની પ્રજા સાથે ગોરાઓએ કરેલા તીવ્ર અસહકાર પર રચાયો છે. ભેદાભેદ પાડનારા કાયદા અને ભેદાભેદ પાડનારાં રાજ્યવહિવટી પગલાં ભરવામાં આવ્યાં છે, અને સુધરેલા દેશોમાં નહિ જણાયલા એવા દમનના કાયદાઓનો તેમાં વધારો કરવામાં આવ્યો છે. તે બોજામાં ધ્રશર કમીશન રીપોર્ટે છેલ્લા તરણાનો ઉમેરો કર્યો છે અને હવે આપણે તેને સહન કરી શકતા નથી. કરોડટીને સમયે આપણામાંના દરેકની મોટામાં મોટી અને પવિત્ર ફરજ છે કે, આપણી દૃષ્ટિની સપાટી ઉંચી કરવી જેથી આ દુ:ખદ ને જોખમભરેલી અવદશામાંથી મુક્તિ મેળવવાને માટે જે માર્ગો અને સાધનો યોજવાને આપણે બંધાયલા છીએ તે માર્ગો અને સાધનો યોગ્ય અને પૂરતાં હોય. એટલુંજ નહિ પરન્તુ તે એવાં હોવાં જોઇએ કે આપણે તેમને માટે સદા મગરૂર રહીએ અને સુધરેલી દુનીયાના અંત:કરણ અને મનપર સારી અસર કરે." આગળ ચાલતાં તેમણે કહ્યું કે, નાણાંવિષયક સ્વતંત્રતા વિના આપણે એક વર્ષ પણ વધારે રહી શકવાના નથી. તેથી તેવી સ્વતંત્રતા તત્કાલ આપવાની માગણી કરી. પછી કોંગ્રેસ તા. ૨૮ મી પર મૂલત્વી રહી.

તા. ૨૮ મીએ કોંગ્રેસ પાછી મળી. કોંગ્રેસનું ધ્યેય બદલવાનો પ્રથમ ઠરાવ મહાત્મા ગાંધીજીએ રજુ કર્યો. ઠરાવ નીચે પ્રમાણે છે:

"હિન્દી મહાસભાનું ધ્યેય હિન્દી પ્રજાએ શાંતિનાં અને સચ્ચાઇનાં બધાં સાધનોથી સંપૂર્ણ સ્વરાજ મેળવવું એ છે."

ઠરાવ રજુ કરતાં મહાત્મા ગાંધીજીએ હિન્દીમાં ભાષણ આપતાં જણાવ્યું કે હાલનું બંધારણ તેમાં દર્શાવેલી મર્યાદાઓમાં રહીને હયાત સરકાર પાસે સંકટોની રાહત માગવાનું ફરમાવે છે, પણ ભૂતકાળની ચળવળે બતાવ્યું છે કે આ સરકાર ખિલાફત અને પંજાબના અન્યાયોને રાહત આપી શકે એમ નથી. સઘળાં સનદશીર સાધનોમાં નિષ્ફળતા મળ્યા પછી હિન્દ હવે બીજો માર્ગ લેવા માગે છે, પણ તે રક્તપાતથી રહિત સાધનો દ્વારા

કારણ હિન્દ હાલ સંકટોની રાહત મેળવવાને આત્યાચારનો આશ્રય લેવા તૈયાર નથી. ઠરાવના શબ્દોના " સામ્રાજ્યની અંદર " અને " સામ્રાજ્યની બહાર " એવા બે અર્થ થાય છે. કયો અર્થ યોગ્ય છે તેનો નિર્ણય હિન્દ માટેની સ્વરાજ્યની સિદ્ધિમાં તેમજ પંજાબ અને મુસ્લીમોના અન્યાયોની રાહત મેળવવામાં બ્રિટિશ સંબંધ કેટલો અનુકૂળ કે પ્રતિકૂળ થાય છે તે ઉપરથી થાય. આ ઠરાવની ભાષા બે જાતના મત ધરાવનારાઓને કોંગ્રેસમાં રહેવાનો આવકાશ આપે છે. ગમે તે ભોગે બ્રિટિશ સંબંધ રાખવાનો વિચાર કરવો એ તેના માનને ઉતારી પાડવા જેવું છે. આપણે ગંભીર અન્યાયો સહીએ છીએ અને બ્રિટિશ સરકારે એ અન્યાયોની રાહત આપવા ના પાડી છે, એટલુંજ નહિ પણ તેનો સ્વીકાર કરવાની પણ ના પાડી છે. જ્યાં સુધી તે એવું વલણ ધરાવતું રહે ત્યાં સુધી કોંગ્રેસ પાસે એમ કહેવડાવવું કે અમે બ્રિટિશ સંબંધ રાખવા માગીએ છીએ તો તે અશક્ય છે. આપણે સમગ્ર દુનીઆને જાહેર કરવું જોઇએ કે જો બ્રિટિશ પ્રજા મૌલિક ન્યાય અમને ન આપે તો અમારે બ્રિટિશ સંબંધની પરવા હોઇ ન શકે. હું એક ક્ષણ પણ બ્રિટિશ સંબંધનો અંત આણવાની સૂચના કરતો નથી. જો હિન્દની પ્રગતિ કરવાને બ્રિટિશ સંબંધ તત્પર હોય તો હું તેનો વિનાશ કરવા માગતો નથી. પરન્તુ જો તે સંબંધ હિન્દના રાષ્ટ્રીય માન સાથે અસંગત હોય તો તેનો વિનાશ કરવો એ આપણી ફરજ છે. હાલના ધ્યેયમાં સઘળા પક્ષોને અવકાશ છે, જેઓ બ્રિટિશ સંબંધ માગતા હશે તેમને તેમ બ્રિટિશ સંબંધ નહિ માગતા હોય તેમને પણ. "

લાલા લજપતરાયે ઠરાવને અનુમોદન આપ્યું. રા. એમ. એ. ઝીન્હાએ ઠરાવનો વિરોધ કર્યો. બાબુ બિપિન ચંદ્ર પાલે ઠરાવને વિશેષ અનુમોદન આપ્યું. કર્નલ વેજવુડે પણ ઠરાવનો વિરોધ કર્યો.

પછી આ ઠરાવ પર કેટલાક સુધારા રજુ કરવામાં આવ્યા હતા. ઠરાવ વિષે મત લેવામાં આવતાં પ્રાંતવાર ગણના કરવાની જરૂર જણાયાથી તે બીજે દિવસે કરવામાં આવશે એમ જણાવી પ્રમુખે તે દિવસની કોંગ્રેસનું વિસર્જન કર્યું.

તા. ૩૦ મીએ કોંગ્રેસ પાછી મળી. કોંગ્રેસના ધ્યેય વિષે આગળ ચર્ચા ચાલી, સુધારાઓ રજુ થયા, પરન્તુ સઘળી ચર્ચાને અંતે ઠરાવ સર્વાનુમતે પસાર થયેલો જાહેર કરવામાં આવ્યો. પંડિત મદન મોહન માલવીય તા. ૨૮ મીએ તથા આજે પણ માંદા હોવાથી કોંગ્રેસમાં હાજરી આપી શકયા નહતા.

પછી પ્રમુખ મહાશયે બ્રિટનના મજુરપક્ષના પ્રતિનિધિ અને બ્રિટિશ કોંગ્રેસ કમિટીના પ્રમુખ મી. બેન સ્પુરને આવકાર આપ્યો. મી. બેન સ્પુરે મજુરપક્ષનો સંદેશો કહી બતાવતાં પ્રથમ કોંગ્રેસનો આભાર માન્યો, અને પોતાને તથા પોતાના સાથીઓને હિન્દ તરફથી મળેલા અપૂર્વ આવકાર માટે સંતોષ દર્શાવ્યો, અને કહ્યું:

" બ્રિટિશ સરકાર ગમે તેવી શત્રુવટ ભરી હશે તોયે તમારી લડતમાં બ્રિટિશ મજુરપક્ષ પૂર્ણ અંતઃકરણ ભરી રીતે તમારી સાથે છે. મજુરપક્ષની હીલચાલ તરીકે અમે આત્મ–નિર્ણયનો નિયમ સ્વીકારેલો છે અને અમે હયાતીમાં છીએ ત્યાં સુધી દુનીયાના સઘળા ભાગોને તે લાગુ પડાવવા અમે મથવાના છીએ. " પછી તેમણે ચાલુ વર્ષના જુન માસમાં મજુર પક્ષની છેલ્લી વાર્ષિક પરિષદ્‌ની બેઠક મળી હતી તેમાં પસાર થયેલા ઠરાવમાંથી હિન્દને આત્મ–નિર્ણયનો સિદ્ધાંત લાગુ પાડવા સંબંધી ભાગ વાંચી બતાવ્યો. તેમણે ઉમેર્યું: " બ્રિટિશ મજુરપક્ષની વલણ વિષે કોઇ શંકાને અવકાશ નથી. મારે એક બાબત કહેવાની ફરજ પડે છે કે, અમે બ્રિટન પાછા જઇશું ત્યારે હિન્દમાં દરેક સ્થળે અમારી દૃષ્ટિએ પડેલી સૌથી વિશેષ આશ્ચર્યજનક એકતા, રાષ્ટ્રીય-મતવાદી પક્ષના સૌથી વિશેષ અંતિમ જુસ્સા વિષે અમારે ટીકા; કરવી પડશે હું એ પણ કહું છું કે, અમને હિન્દની વર્તમાન પરિસ્થિતિનાં સૌથી વિશેષ આશાજનક સ્વરૂપોમાંનું એક એ સ્વરૂપ જણાયું છે કે, હિન્દી મજુરવર્ગની હીલચાલનો ઉદય હિન્દી રાષ્ટ્રીય મતના આ અદ્‌ભૂત ઉછાળા સાથે સંયુક્ત થાય છે. તમે અહીં આર્થિક તેમજ રાજ્યદ્વારી સ્વતંત્રતાની અગત્ય પીછાણો છો. એ પીછાણમાંજ અમે આશા અને સારા ભવિષ્યનું આવું મોટું તત્વ જોઇએ છીએ. " પછી તેમણે બ્રિટનની પ્રજા અને હિન્દની પ્રજા વચ્ચે સહકારની જરૂર વિષે વિવેચન કર્યું.

પછી શેઠ જમનાલાલ બજાજે મજુરપક્ષ પ્રત્યે હિન્દી રાષ્ટ્રીય કોંગ્રેસનો આભાર દર્શાવનારો ઠરાવ રજુ કર્યો. પંડિત મોતીલાલ નેહરૂએ તેને અનુમોદન આપ્યું અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

બાબુ ચિત્ત રંજન દાસે અસહકારનો લાંબો ઠરાવ રજુ કર્યો. તેમણે ઠરાવનું સમર્થન કરતાં કહ્યું કે, જો સ્વરાજ્ય અહિંસાત્મક અસહકારદ્વારા તાત્કાલિક સંપાદન કરવામાં આવશે તોજ હિન્દને થયેલા અન્યાયોની રાહત મેળવી શકાશે; અને તેટલા માટે અસહકારની કાર્યવાહીમાંનો કોઇપણ અંશ ગમે તે વખતે અમલમાં મુકી શકાશે. આ ઠરાવ કલકત્તાના ઠરાવ કરતાં વિશેષ સંપૂર્ણ, વિશેષ સર્વાંગી અને વિશેષ ચોકકસ છે. હિન્દમાંનું બ્રિટિશ રાજ્યતંત્ર હિન્દી નોકરોદ્વારા ચલાવાય છે તેથી કોંગ્રેસે એવો સીધી રીતે ડિંડિમનાદ વગાડયો છે કે, હરેક હિન્દીએ જે તંત્રથી અત્યાર સુધીમાં આપણે સંકટ સહેતા આવ્યા છીએ તે તંત્ર ઉપરથી પોતાનો હાથ ઉઠાવી લેવો જોઇએ. હું સઘળી પવિત્રતાને નામે તમને સહુને વિનતિ કરૂં છું કે, એક પણ વિરૂદ્ધ મત સિવાય આ ઠરાવ તમારે સર્વાનુમતે પસાર કરવો. હિન્દને એમ સમજવા દ્યો કે સ્વતંત્રતાના હક્કો જન્મસિદ્ધ છે અને સીધી રીતે તમે લોક એટલું સમજશો અને તે સાધવાને કાર્ય ઉપાડશો તો કોઇપણ બ્યુરાક્રેસી તમારી અભિલાષોન્નતિની સિદ્ધિને અટકાવી શકશે નહિ. બાબુ બિપિનચંદ્ર પાલે અનુમોદન આપતાં કહ્યું કે, જો દરેક હિન્દી અસહકારના ઠરાવમાં જણાવેલા આશયને ટેકો આપવા તેની પોતાની પાસેથીજ જેટલાં નાણાંની માગણી આ કોંગ્રેસે કરી છે તેટલાનો ત્યાગ કરે તો હિન્દ એક વર્ષમાં અચુક સ્વરાજ્ય મેળવે. એકજ વર્ષ માટે હરેક ધારાશાસ્ત્રી વકીલાત છોડે, હરેક વિદ્યાર્થી પોતાનો અભ્યાસ પડતો મુકે હરેક વ્યાપારી પરદેશી માલનો બહિષ્કાર કરે તો સ્વરાજ્ય તેટલી મુદતમાં પ્રાપ્ત થાય. એક સબળ અને એકત્રિત ધસારો બ્યુરાક્રેસીને ઉખેડી નાખશે અને સઘળું ઠેકાણે આણશે. લાલા લજપતરાય, બાબુ શ્યામસુંદર ચક્રવર્તિ, ડૉ. કીચલુ, શારદાપીઠના સ્વામી શંકરાચાર્ય, રા. રામમૂર્તિ, હકીમ અજમલખાન, મૌલાના હજરત મોહાની, રા. અઝાદ સોબાની, મૌલાના મહમ્મદઅલી, રા. કસ્તુરીરંગા,

આયંગર, બાબુ જીતેન્દ્રલાલ બેનરજી, રા. નૃસિંહ રામસ્વામી અને મહાત્મા ગાંધીજીએ વિશેષ અનુમોદન આપ્યું. એટલામાં પ્રમુખ શ્રી વિજયરાઘવાચારીઅરને બહાર જવાનું થતાં પંડિત મોતીલાલ નેહરૂએ કામચલાઉ પ્રમુખસ્થાન લીધું, અને ઠરાવ પરના સુધારાઓ પાછા ખેંચી લેવાયાથી ઠરાવ સર્વાનુમતે પસાર થયલો જાહેર થયો હતો.

પંડિત મદન મોહન માલવીય મંગળવારે તેમ ગુરૂવારે પણ આવી શક્યા ન હતા, તેથી કોંગ્રેસના ધ્યેયના ઠરાવ સામે તથા અસહકારના ઠરાવ સામે તેમનો વિરોધ દર્શાવનારો સંદેશો મહાત્મા ગાંધીજીએ કોંગ્રેસને કહી બતાવ્યો હતો.

એટલું કાર્ય કરીને કોંગ્રેસ તે દિવસે ઉઠી.

તા. ૩૧ મી ડીસેમ્બરે કોંગ્રેસ પાછી મળી. પ્રારંભમાં બ્રિટિશ કોંગ્રેસ કમિટી અને "ઇંડીઆ" પત્ર સંકેલી લેવા વિષે ઠરાવ બીજો, કોંગ્રેસ બંધારણની ૧૦ મી કલમમાં પ્રાંતિક કોંગ્રેસ કમિટી અને તેની ફરજ વિષે સુધારો કરવાનો ઠરાવ ત્રીજો અને આયરીશ પ્રજા તરફ સહાનુભૂતિનો સંદેશ મોકલવાનો ઠરાવ ચોથો પ્રમુખસ્થાનેથી રજુ કરવામાં આવ્યા અને તે પસાર કરવામાં આવ્યા.

હિન્દી સરકારની ગંભીર નુકસાનકારક હુંડીયામણની નીતિ વિષે ઠરાવ છઠ્ઠો શેઠ શાંતિકુમાર નરોત્તમ મોરારજીએ રજુ કર્યો. તેમણે કહ્યું: "સામી હુંડીઓ ('રીવર્સ કાઉન્સીલ બીલ્સ') એ એક ચલણના અત્યાર સુધીમાં કદીયે નહિ જણાયલો એવો એક ખંધામાં ખંધો છળ છે. કોંગ્રેસ રાજ્યદ્વારી અન્યાયો અને અનિષ્ટોની ફરીયાદ ઉઠાવે છે અને હું તમને એટલું યાદ રાખવા કહીશ કે હિન્દ સાથેના બ્રિટિશ સંબંધની તવારીખ જો કદાચે લખાઇ તો આર્થિક અન્યાય અનિષ્ટ અને લૂંટનું પ્રકરણ એ બ્રિટિશ તવારીખમાં સૌથી વિશેષ સીહા લખાશે. આવું હિન્દનું દ્રવ્યશોષણ ઇસ્ટ ઇંડીઆ કંપનીના વારાથી થતું ચાલ્યું આવે છે." પછી તેમણે કહ્યું કે, ચલણ કમીશને પા કરોડ પાઉંડની સામી હુંડીઓ વેચીને હિન્દનું દેવું ભરપાઇ કરવાને પાઉંડનો વટાવ ક્રમેક્રમે ચઢાવવાની પાંખું પગલું ભરનારી યોજના સૂચવી: ગીનીના ૧૫ રૂપીયાને બદલે ૧૦ થી ૭ા રૂપીઆ પ્રમાણે હિન્દનું દેવું ચુકવાયું.

હિન્દને એ સાટામાં ૨॥ કરોડ પાઉંડની ખોટ ગઇ. વળી વ્યાપારને અંગે ખમવી પડેલી ખોટ તો જૂદી. ચલણના આ જાળને તેમણે "વ્યવસ્થિત લૂટ" "કાયદેસર ધાડ" આદિ નામો આપ્યાં. એથી દેશમાં નાણાંવિષયક મામલો બારીક થઇ પડયો છે. એટલા માટે હિન્દી વ્યપારીઓને તેમણે સાટાં તોડવાની સલાહ આપી. તેમણે કહ્યું: "હિંદને આર્થિક અને નાણાં વિષયક અન્યાય રાજકીય અન્યાય કરતાં વિશેષ મોટો છે. આજ કારણે હિન્દી પ્રજાનો ૨૫ ટકા ભાગ ભૂખે મરે છે અને એક ટંક પૂરતું દરરોજ ખાવાનું પણ મેળવી શકતો નથી. હિન્દને મોગલ અને મુસલમાનોની લૂટોના પાઠ શિખવવામાં આવેલા છે, પણ હાલની વ્યવસ્થિત લૂટ અને કાયદેસર ધાડ તેને પણ વટાવી જાય એવી છે, કે જે દર વર્ષે ચાલુજ છે. શું આવા સંયોગોમાં એક ધનાઢયમાં ધનાઢય દેશ હિન્દ નાદીરશાહની લૂંટથી જેટલો પીડાયો ન હતો તેટલો આજે પીડાય છે, એમાં કાંઇ નવાઇ જેવું છે ?

બાબુ ચિત્ત રંજન દાસે ઠરાવને અનુમોદન આપ્યું, રા. નારાયણદાસ પુરુષોત્તમદાસે વિશેષ અનુમોદન આપ્યું અને તે પસાર કરવામાં આવ્યો.

ડયુક ઓફ કોનોટના સત્કારનો બહિષ્કાર કરવાનો ઠરાવ સાતમો શેઠ શાવકશા બમનજીએ રજુ કર્યો. ઠરાવ રજુ કરતાં તેમણે કહ્યું કે, ના. શહેનશાહના કુટુંબ પ્રત્યે કે તેની કોઇ વ્યક્તિ પ્રત્યે અવિવેક કે અપમાન દર્શાવવું એ આપણું કામ નથી. આ ઠરાવ માત્ર લોકને ડયુકના પ્રવાસ વેળા તેને લગતા કોઇ ઉત્સવોમાં કે કાર્યમાં ભાગ નહિ લેવાનું સૂચવે છે. ડયુક સુધારાના ધારાના અંગની નવી ધારાસભાઓ ખોલવાને હિન્દ આવે છે. હિન્દી પ્રજાએ આ ધારાસભાઓનો બહિષ્કાર કર્યો છે, પ્રજા તેને એક ભ્રમ અને જાળ ગણે છે. આવા ભ્રમ અને જાળની સામે થવું એ દરેક હિન્દીની ફરજ છે.

પંડિત રામભજદત્ત ચોધરીએ અનુમોદન આપ્યું, રા. અસફઅલીએ વિશેષ અનુમોદન આપ્યું અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

હિન્દી કામદારોની પ્રવૃત્તિ તરફ સહાનુભૂતિ દર્શાવનારો ઠરાવ આઠમો રા. ડી. ચીમનલાલે રજુ કર્યો. તેમણે કહ્યું, દેશની સાંપ્રત સમયની

મોટામાં મોટામાં મોટી હાજત મજુરોને તેમના વાજબી હકકોની લડતમાં સહાયતા આપવાની છે. આ યુનીઅનો અને મહાજનો બ્યુરોક્રસીના હાથમાંથી પ્રજાને સ્વતંત્રતા મેળવવામાં મોટામાં મોટા બળ જેવાં થઇ પડે એમ છે. જો આ રહસ્ય યોગ્ય રીતે સમજાશે તો દેશને થતા હરેક પ્રકારના શોષણનો અંત આવશે.

રા. વી. ચકરાય ચેટીએ અનુમોદન આપ્યું, રા. ઇ. એલ. આયર અને રા. કે. પી. સીંહાએ વિશેષ અનુમોદન આપ્યું અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

મજુરવર્ગનાં બંધારણો બાંધવા વિષે નવમો ઠરાવ બાબુ ચિત્તરંજન દાસે રજુ કર્યો, સ્વામી ગોવિંદાનંદે અનુમોદન આપ્યું, પંડિત ધુનીલાલ માલવીયે વિશેષ અનુમોદન આપ્યું, અને તે પસાર કરવામાં આવ્યો.

તાતાના વિજળીક બળના કારખાનાંની પાણીનાં તળાવોની યોજનાને અંગે મરાઠા માવલી ખેડુતોની જમીનો લઇ લેવાની મુંબાઇ સરકારની નીતિને વખોડનારો દશમો ઠરાવ રા. નૃસિંહ ચિંતામણ કેલકરે રજુ કર્યો, રા. ગૌરીશંકર ભાર્ગવે અનુમોદન આપ્યું, રા. અબ્દુલ બાસી અને રા. રામભદ્ર આયરે વિશેષ અનુમોદન આપ્યું અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

રાજ્યદ્વારી કેદીઓ પ્રત્યે સહાનુભૂતિ દર્શાવનારો ઠરાવ અગીઆરમો બાબુ બિપિન ચંદ્ર પાલે રજુ કર્યો. તેમણે કહ્યું: આ ઠરાવનો હેતુ, જેમણે દેશને માટે કાર્ય ઉઠાવ્યું છે અને સહન કીધું છે અને જેમના સિવાય હાલની રાજ્યદ્વારી પ્રગતિ કયાંયે જણાઇ ન હોત અને જેઓ હાલ કેદખાનામાં સબડે છે તેવા આ દેશના પુત્રોને પ્રજાની સહાનુભૂતિ પાઠવવાનો છે. સઘળા કેદીઓ નિઃસ્વાર્થી કાર્યકરો હતા. તેમણે કદાચ વિશેષ શાણપણથી કાર્ય નહિ કર્યું હોય પણ હંમેશાં તેમણે ઘણું સારૂં કાર્ય કરેલું છે.

સરદાર શેરદુલ સિંહે અનુમોદન આપ્યું. બાબુ શ્રીશચંદ્ર ચેટરજી અને રા. સચ્ચિનાથ સત્યપાલે વિશેષ અનુમોદન આપ્યું અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

લશ્કરવિષયક ઇશર કમિટીના રીપોર્ટની ભલામણો વખોડી કાઢતો

ઠરાવ બારમો પંડિત રામભજદત્ત ચૌધરીએ રજુ કરતાં કહ્યું કે, હવે સુધારો અપાયા પછી હિન્દી સરકારને હસ્તક લશ્કરી વહીવટ સંબંધમાં જે અંકુશ હતો તે અંકુશ હિન્દને વિશેષ નપુંસક બનાવવાને લંડનની હિન્દી વજીરની કચેરીએ પાછો ખેંચી લીધો છે. જમનાદાસ મ્હેતાએ ઠરાવને અનુમોદન આપ્યું અને તે પસાર કરવામાં આવ્યો.

પછી પંજાબ અને દિલ્હીની સખ્તાઇ વિષે ઠરાવ તેરમો, પ્રાથમિક કેળવણીની અગત્ય વિષે ઠરાવ ચૌદમો, દેશી વૈદક પદ્ધતિઓ વિષે ઠરાવ પંદરમો દેશી રાજાઓને સંપૂર્ણ જોખમદાર રાજ્ય પદ્ધતિ દાખલ કરવાની વિનંતિ કરતો ઠરાવ સોળમો, અને મી. હોર્નીમેનનો આભાર માનવા વિષે ઠરાવ સત્તરમો અનુક્રમે પ્રમુખસ્થાનેથી રજુ કરવામાં આવ્યા અને પસાર કરવામાં આવ્યા.

પછી કોંગ્રેસના નવા બંધારણના ૩૬ ઠરાવોની હારમાળા મહાત્મા ગાંધીજીએ એક પછી એક રજુ કરી હતી, અને તે ઠરાવો પસાર કરવામાં આવ્યા હતા.

પૂર્વ આફ્રિકા, દક્ષિણ આફ્રિકા અને ફીજી ટાપુઓમાં હિન્દીઓની સ્થિતિ વિષે ઠરાવ અઢારમો, હિન્દના ભાવિ રાજ્યતંત્રમાં શીખોનું હિત જાળવવાની ખાત્રી આપતો ઠરાવ ઓગણીસમો, અને હિન્દમાંથી ધાન્યાદિની થતી ધૂમ નિકાસ વિષે ઠરાવ વીસમો અનુક્રમે પ્રમુખસ્થાનેથી રજુ કરવામાં આવ્યા અને તે પસાર કરવામાં આવ્યા.

પછી પ્રમુખ મહાશયનો આભાર માનવાનો ઠરાવ ડૉ. મુંજેએ રજુ કર્યો. મી. બેનં સ્પુરે તેને અનુમોદન આપ્યું. મૌ. મહમદઅલી અને મૌલાના શૌકતઅલીએ વિશેષ અનુમોદન આપ્યું, અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

મહાત્મા ગાંધીજીએ તિલક સ્વરાજ્ય સ્મારક ફંડમાં નાણાં ભરવાની વિનતિ કરી. તે સમયે સ્વાગત સભાના પ્રમુખ શેઠ જમનાલાલ બજાજે એક લાખ રૂપીઆની રકમ એ ફંડમાં અર્પણ કરી હતી. બીજી કેટલીક રકમો પણ જાહેર થઇ હતી. મુંબાઇના શેઠ શાવકશા બમનજીએ સ્વરાજ્ય સ્થપાય ત્યાં સુધી દર મહિને રૂ. દશ હજાર આપવાનું જાહેર કર્યું હતું.

પ્રમુખે ઉપસંહાર કરતાં કેટલુંક વિવેચન કર્યા પછી કહ્યું: " કોંગ્રેસની તવારીખમાં તેમજ દેશની તવારીખમાં સરખી રીતે નાગપુર થર્મોપીલીની ખીણ રૂપ નીવડેલું છે. થર્મોપીલીની કબર ઉપર લખેલું હતું: " અહીં અમારા દેશની ખાતર અમે મરીએ છીએ. " જો તમારે ત્યાગ અને ભોગનું વ્રત લેવું અને પાર ઉતારવું હોય તો સખ્તાઇના પંજામાં આવતાં તમારે પણ તેમજ વર્તવાનું છે અને તમારા ભાઇઓ, બેનો, બાપ અને માને કહેવાનું છે: " અહીં અમે આપણા દેશની ખાતર સંકટ સહીએ છીએ અને મરણ પામીશું. " આ કોંગ્રેસનું તાત્પર્ય તેટલા માટે એ છે કે ગમે તે નામ દુનીયા તમારી હીલચાલને આપે પણ અસહકાર કોઇને કોઇ સ્વરૂપે લોકોમાં ઓતપ્રોત થયલો છે. કેળવાયલા, બીનકેળવાયલા, મરદો, સ્ત્રીઓ અને છોકરાંઓ સઘળાંયે સ્વતંત્રતા માટે તત્પર થયલાં છે. કારણ આ ૧૭૦ વર્ષથી જે સ્વતંત્રતાનો તેમને નકાર વસાયો છે અને સ્વતંતાના અભાવના અનિષ્ટ પંજાબનો કરૂણારસિક પ્રસંગ આરંભાયો છે ત્યારથી બે વર્ષથી તીવ્રપણે પ્રવર્તાવાયાં છે. આપણી જાતને કેળવવાને અને આગળ ને આગળ ગતિ કરવાને વખતોવખત જે રીતિઓ અનુસરાશે તે ખાસ રીતિઓ ઉપરાંત આપણે આ ફર્તાબ્ય સાધવાનું છે. "

આગામી કોંગ્રેસને માટે અમદાવાદનું આમંત્રણ આપવામાં આવ્યું હતું.

---

## ઠરાવો.

### કોંગ્રેસનું ધ્યેય.

૧. હિન્દી મહાસભાનું ધ્યેય હિન્દી પ્રજાએ શાંતિનાં અને સચ્ચાઇનાં બધાં સાધનોથી સંપૂર્ણ સ્વરાજ્ય મેળવવું એ છે.

### બ્રિટિશ કોંગ્રેસ કમિટી અને "ઇંડીઆ"

૨. આ કોંગ્રેસનો એવો મત છે કે હિન્દુસ્થાનના હિતને માટે એ જરૂરનું છે કે, હિન્દ અને તેને લગતા સવાલો વિષે પરદેશમાં સાચી માહિતી ફેલાવી જોઇએ.

આ કોંગ્રેસ નીચેના ઠરાવનો અમલ કરવાની અખિલ હિન્દની કોંગ્રેસ કમિટીને સત્તા આપે છે અને ઠરાવ કરે છે કેઃ—

(ક) કોંગ્રેસનું વિલાયતમાં ચાલતું "ઇંડીઆ" વર્તમાનપત્ર વગર વિલંબે બંધ કરવું અને તેમાં કામ કરનારાઓની જોડેના કરારો પૂરા કરવા.

(ખ) બ્રિટિશ કોંગ્રેસ કમિટી તેમજ "ઇંડીઆ" વર્તમાનપત્રને અંગે અત્યાર સુધીમાં જે આર્થિક જોખમદારી ઉઠાવવામાં આવેલી હોય તે ઉપરાંત કોંગ્રેસના પૈસામાંથી વધુ કશી મદદ આ દિશાએ આપવી નહિ; અને

(ગ) મી. બેન સ્પૂર, રા. પારેખ, મી. હોલ્ફર્ડ નાઇટ, ડૉ. વકીલ, હજરત હિકવાઇ, અને મી. હુબે એટલા સભ્યોની એક કમિટી બ્રિટિશ કોંગ્રેસ કમિટી અને "ઇંડીઆ" પત્રનું કામ સંકેલી લેવા નીમવી.

## પ્રાંતિક કોંગ્રેસ કમિટી અને તેની ફરજ.

૩. દરેક પ્રાંતિક કોંગ્રેસ કમિટી કોંગ્રેસ માટે પ્રતિનિધિઓ ચુંટવાને જોખમદાર રહેશે. ૨૧ વર્ષની અંદરની અને કોંગ્રેસનું ધ્યેય માન્ય નહિ કરનારી કોઇપણ વ્યક્તિ પ્રતિનિધિ થઇ શકશે નહિ.

છેલ્લી વસ્તી ગણત્રીની રૂએ દેશી રાજ્યો સહિતની દરેક પ્રાંતની વસ્તીના દર ૫૦ હજારે ૧ થી વધારે પ્રતિનિધિ મોકલી શકાશે નહિ અને તે એ શરતે કે દેશી રાજ્યોનો આવો સમાવેશ કોંગ્રેસને દેશી રાજ્યોના અંતસ્થ કારભારમાં કશો હસ્તક્ષેપ કરવાનો અધિકાર આપતો નથી.

દરેક પ્રાંતિક કોંગ્રેસ કમિટી સ્ત્રી પ્રતિનિધિઓનાં, નાની કોમોનાં અને જે વર્ગો કે મંડળોને ખાસ રક્ષણની જરૂર છે તે બધાંને ઘટતું પ્રતિનિધિત્વ મળે એ રીતે પ્રતિનિધિઓ ચુંટવાને લગતા નિયમો બનાવે.

આ નિયમોમાં મતદારસંઘોનાં ધારાધોરણ નક્કી કરી આપવામાં આવે અને દરેક જાતના રાજદ્વારી મત કે પંથને ભાગે આવી શકે એવું ફરતા મતનું પ્રતિનિધિત્વ મળી શકે તે સારૂ ચુંટણીનું એક ઘટતું ધોરણ બાંધી આપવામાં આવે.

આવી પ્રાંતિક કમિટીઓ પોતે બાંધેલા નિયમો આવતા એપ્રીલ આખર અગાઉ કોંગ્રેસના જનરલ સેક્રેટરીઓ ઉપર મોકલી આપે જે તેઓ જાહેર પ્રજાની જાણને સારૂ જેમ બને તેમ જલદી બહાર પાડે.

દરેક પ્રાંતિક કોંગ્રેસ કમિટી ભવિષ્યમાં મળનારી કોંગ્રેસની સ્વાગત સભાને દર વર્ષે તા. ૧૫ મી ડીસેમ્બરની અંદર અને ખાસ બેઠક હોય તો તે બેઠકની તારીખથી ઓછામાં ઓછા દશ દિવસ અગાઉ પોતાના પ્રાંતની વતી જનારા

પ્રતિનિધિઓની એક કક્કાવારી યાદી તેમનાં પૂરાં નામ, ધંધો, ઉમર, ધર્મ અને ઠેકાણાંની વિગતો સાથે મોકલી આપે.

## આઇરીશ પ્રજા તરફ સહાનુભૂતિ.

૪. આ કોંગ્રેસ આયર્લૅંડના મહાન દેશભક્ત મર્હુમ મેકસ્વીનીની પવિત્ર સ્મૃતિને નમે છે અને આઇરીશ પ્રજાને સ્વાતંત્ર્ય માટેની તેમની લડતમાં સહાનુભૂતિનો સંદેશ મોકલે છે.

## અસહકાર.

૫. આ કોંગ્રેસ એવો મત ધરાવે છે કે, ચાલુ હિન્દી સરકારે હિન્દી પ્રજાનો વિશ્વાસ ખોયો છે તેથી; હિન્દી પ્રજાએ હવે સ્વરાજ્ય સ્થાપવાનો નિશ્ચય કર્યો છે તેથી; છેલ્લી ખાસ કોંગ્રેસ અગાઉની આજસુધી મળેલી એકે એક કોંગ્રેસ પોતાનાં હક્ક અને સ્વતંત્રતા સ્વીકારાવવાના તથા અનેક ભારે રાષ્ટ્રીય અન્યાયોની અને તેમાંયે ખાસ કરીને ખીલાફતના અને પંજાબના અન્યાયોની દાદ મેળવવામાં નિષ્ફળ નીવડી છે તેથી—આ કોંગ્રેસ તેણે કલકત્તાની છેલ્લી ખાસ બેઠક વેળાએ પસાર કરેલો અહિંસાત્મક અસહકારનો ઠરાવ ફરી બહાલ રાખે છે અને જાહેર કરે છે કે, ચાલુ સરકાર સાથે સ્વેચ્છાપૂર્વક રાખવામાં આવતા વહેવારના ત્યાગથી માંડીને છેક કરો આપવાની ના પાડવા સુધીનો આખો કાર્યક્રમ અગર તેનો ચોક્કસ ભાગ કે ભાગો કોંગ્રેસ અગર ઑલ ઇન્ડિયા કોંગ્રેસ કમિટી નક્કી કરે તે તે વેળાએ અમલમાં મુકવો અને દરમ્યાન પ્રજાને તેને સારૂ કેળવવા માટે નીચેની ઢબે અસહકાર પગલાં લેતા રહેવું.

( ક ) ૧૬ વરસની અંદરનાં નિશાળોમાં જતાં છોકરાઓનાં માબાપોને ( બાળકોને પોતાને નહિ ) સરકારની માલેકીની, સરકારી મદદ લેનારી અગર કોઇપણ જાતના સરકારી અંકુશ હેઠળની શાળાઓમાંથી ઉઠાડી લેવાની બાબતમાં વધુ જોરાવર પ્રયત્નો કરવાની અને તેની સાથે સાથેજ રાષ્ટ્રીય શાળાઓ અગર તેને અભાવે તેમના હાથમાં હોય તેવાં બીજાં સાધનો ઉભાં કરીને એવાં છોકરાંઓની કેળવણીની ગોઠવણ કરવી.

( ખ ) ૧૬ વર્ષ અને તેથી વધારે વયના વિદ્યાર્થીઓએ જો તેમને લાગતું હોય કે જે સરકારની વિરૂદ્ધમાં પોતાના રાષ્ટ્રે ગંભીર પ્રતિજ્ઞા કરી છે તેવી સરકારના હાથ અગર અંકુશ હેઠળ ચાલતી કે તેની મદદ લેતી શિક્ષણ સંસ્થાઓમાં કેળવણી લેવી એ તેમના અંતઃકરણની વિરૂદ્ધ છે તો તેમણે વગર વિલંબે અને પરિણામ સામું ન જોતાં તત્કાળ પોતપોતાની શાળા-કૉલેજોમાંથી

ઉઠી જવું અને કાં તો અસહકારી પ્રવૃત્તિમાં કોઇ ખાસ સેવા બજાવવામાં રોકાઇ જવું, અગર તો રાષ્ટ્રીય શિક્ષણ સંસ્થાઓમાં જઇ ત્યાં પોતાની કેળવણી ચાલુ રાખવી.

( ગ ) સરકારી, સરકારી યુનિવર્સિટીને જોડાએલી અગર તો સરકારી મદદ લેનારી શાળાઓના શિક્ષકો, સંચાલકો, વ્યવસ્થાપકો તથા ટ્રસ્ટીઓએ તેમજ મ્યુનિસિપાલીટીએ તથા લોકલ બોર્ડોએ પોતપોતાની શાળાઓ અને શિક્ષણ સંસ્થાઓને રાષ્ટ્રીય બનાવી દેવી.

( ઘ ) વકીલો અને ધારાશાસ્ત્રીઓએ પોતાની વકીલાત છોડી દેવા વધુ જોરભર્યા પ્રયત્નો કરવા અને દેશસેવાના કાર્યમાં રોકાઇ જવું; અને અસીલોને તેમજ વકીલોને પણ લવાદ મારફત ઘરમેળે કજીઆ પતાવવા અને અદાલતોનો બહિષ્કાર કરવા વીનવવા.

( ઙ ) હિન્દુસ્થાનને આર્થિક દશાએ સ્વતંત્ર અને સ્વાશ્રયી બનાવવા સારૂ દેશના વેપારી વર્ગે ધીરે ધીરે પરદેશીઓ જોડેનો વેપારી સંબંધ તોડવાનો કાર્યક્રમ પાર ઉતારવા પ્રયત્નું, હાથવણાટ અને હાથકંતામણને ઉત્તેજન આપવું અને એ દિશાએ આર્થિક બહિષ્કારની સંગીન યોજના તૈયાર કરવા સારૂ ઑલ ઇન્ડિઆ કોંગ્રેસ કમિટીની પાસે એ વિષયમાં જાણકાર માણસોની એક કમિટી નીમાવવી.

( ચ ) અને આમ પ્રજાને આ કોંગ્રેસ એવી ભલામણ કરે છે કે, અસહકારની ફતેહ પ્રજાના આપભોગ ઉપરજ આધાર રાખતી હોવાથી દેશના પ્રત્યેક પુરૂષ, અને પ્રત્યેક સ્ત્રીને આ રાષ્ટ્રીય પ્રવૃત્તિના કાર્યમાં સૌથી વધારેમાં વધારે આપભોગનો ફાળો આપવા તૈયાર થવું.

( છ ) દરેક પ્રાંતનાં મુખ્ય શહેરમાં કામચલાઉ મધ્યવર્તી મંડળો સ્થાપીને તેની દેખરેખ હેઠળ ગામડાંઓના પ્રદેશમાં અસહકારની પ્રવૃત્તિને આગળ વધારવા સારૂ મંડળો સ્થાપવાં.

( જ ) રાષ્ટ્રીય સેવા કરનારા રાષ્ટ્રસેવકોનો એક સંઘ તૈયાર કરવો અને એને ' હિન્દી રાષ્ટ્રીય સંઘ ' એવું નામ આપવું.

( ઝ ) આ સંઘને તેમજ સામાન્ય રીતે આખી અસહકારની હીલચાલને નભાવવા એક રાષ્ટ્રીય દ્રવ્યનિધિ યાને ફંડ ઉભું કરવા પગલાં લેવાં અને તેને ' ઑલ ઇન્ડિઆ તિલક મેમોરીઅલ સ્વરાજ્ય ફંડ ' એવું નામ આપવું.

આ કોંગ્રેસ અસહકારના કાર્યક્રમને અમલમાં મુકવાની દિશાએ પ્રજાએ બતાવેલી પ્રગતિને માટે તેનું અભિનંદન કરે છે. ખાસ કરીને કાઉન્સીલોના

બહિષ્કાર બાબતમાં મતદારોએ બતાવેલા જોરને માટે તેમનું અભિનંદન કરે છે અને જે રીતે એ કાઉન્સીલો ઉભી થય છે તે જોતાં તેઓ બિલકુલ પ્રજાની પ્રતિનિધિ સંસ્થાઓ નથી તેથી, આ કોંગ્રેસને ઉમેદ છે કે, પોતપોતાના મતદારમંડળના ઘણાજ મ્હોટા ભાગના મતદારો ઇરાદાપૂર્વક મત આપવામાંથી અળગા રહ્યા છતાં તેમની ઇચ્છા ઉપરવટ થઇને જેઓએ પોતાને પ્રજાનાં પ્રતનિધિને નામે ધારાસભાઓના સભ્યો તરીકે ચુંટાએલા જાહેર થવા દીધા છે તેઓ ધારાસભામાંની પોતાની જગ્યાઓનાં રાજીનામાં આપી દેશે. છતાં લોકસત્તાના સિદ્ધાંતનો સાફ ઇન્કાર કરીને પોતપોતાના મતદારસંઘોને જાહેર મનાઇની સામે થઇને જો તેઓ પોતાની એ જગ્યાઓ ન છોડે તો આ કોંગ્રેસ ઉમેદ રાખે છે કે મતદારો આવા સભાસદો પાસેથી કોઇ પણ જાતની રાજદ્વારી સેવા લેવાની ના પાડશે.

આ કોંગ્રેસ પોલીસ તેમજ લશ્કરના લોકો અને આમ પ્રજા વચ્ચે દિવસે દિવસે વધતા જતા ભાઇચારાની નોંધ લે છે અને આશા રાખે છે કે, પોલીસ તેમજ લશ્કરના લોકો પોતાના ઉપરી અમલદારોના હુકમ બજાવવામાં પોતાના સ્વધર્મ અને સ્વદેશની સામા જવા ના પાડશે અને પ્રજા તરફ વિવેક અને નમ્રતાભરી રીતે વર્તીને તેઓ પોતાનાજ સ્વદેશ બંધુઓ પ્રત્યે કશી લાગણી વગરના હોય છે એ આજ સુધી તેમની સામે મુકાતો આવેલો આરોપ ધોઇ કહાડશે. વળી આ કોંગ્રેસ સરકારની નોકરીમાંના એક એક માણસને વીનવે છે કે, આ મહાન્ રાષ્ટ્રકાર્યની ખાતર રાષ્ટ્રીય આહ્વાન થતાની ક્ષણેજ તેમણે પોતપોતાની નોકરીઓ છોડી દેવા તૈયાર રહેવું અને તેમ કરવાનો પ્રસંગ આવી પહોંચે ત્યાં સુધી પોતાની નોકરીને અંગે દેશબંધુઓની જોડે કરવા પડતા વહેવારોમાં તેમણે વધુ નમ્ર અને વધુ પ્રામાણિક બનવું. વળી તેમણે જાહેર સભાઓ અને પ્રજાકીય મેળાવડાઓમાં પ્રત્યક્ષ ભાગ ન લેવો છતાં પણ એવા બધા પ્રસંગોમાં નિર્ભય થઇને અને ખુલ્લી રીતે હાજરી આપવી એટલુંજ નહિ પણ દ્રવ્યની અને એવી આર્થિક મદદ પણ ખુલ્લી રીતે આપીને આ રાષ્ટ્રીય પ્રવૃત્તિને સહાય કરવી.

આ કોંગ્રેસ અહિંસાને અસહકારના પ્રધાન અંશ તરીકે ગણવા ઉપર ખાસ ભાર મુકે છે અને જેમ સરકારની જોડેના વહેવારમાં તેજ રીતે આપસના વહેવારમાં પણ પ્રજાનાં વાણી તેમજ વર્તનમાં અહિંસાની તેટલીજ સર્વોપરી અગત્ય છે એમ માને છે. આ કોંગ્રેસ એમ પણ માને છે કે, ખુનામરકી કે શરીરબળની કલ્પના સાચા લોકસત્તાવાદની વિરોધી છે એટલુંજ નહિ પણ એ અસહકારનાં બીજાં પગથીયાંના અમલની પણ આડે આવનારી છે.

### હિન્દી સરકારની હુંડીયામણની નીતિ.

૬. વિલાયતની સરકારે તેમજ હિન્દી સરકારે હુંડીયામણના ભાવોની બાબતમાં અગાઉ કદી ન થયેલો એવો વધારો કરી મુકીને તેમજ કરંસી કમિટીના વિરૂદ્ધ પડેલા નાના પક્ષના રીપોર્ટમાં દર્શાવવામાં આવેલા હિન્દી અભિપ્રાયની તુચ્છતાપૂર્વક અવગણના કરીને રીવર્સ કાઉન્સીલ બીલો કાઢી હિન્દના નિકાસ વ્યાપારને જે જબરદસ્ત અને ગંભીર નુકસાન પહોંચાડયું છે તે નીતિ વિનાશકારક છે; બ્રિટિશ વ્યાપારીઓના લાભ સાચવવાનીજ દાનત એના મૂળમાં રહેલી છે. સરકારની આ નીતિના પરિણામે આખો હિન્દી વ્યાપાર અને બજાર અસ્થિર અને છિન્નભિન્ન થઇ પડયાં છે જ્યારે બ્રિટિશ ત્રીજોરી હિન્દી કર્જના બોજામાંથી મોટે અંશે ફારેગ થઇ છે. વળી આ નીતિ અખત્યાર કરીને સરકારે બ્રિટિશ મુડીદારો અને કારખાનાંવાળાઓને તેમના પૂર્વે જર્મની અને બીજા દેશોમાં ખપતા અને અત્યારે ખપતા બંધ થયલા માલો આ દેશમાં ઘુસાડવાના જંગી દરવાજા ખુલ્લા મુકી દીધા છે તેથી આ કોંગ્રેસ બ્રિટિશ ત્રિજોરીની પાસેથી આ નુકસાનની ભરપાઇ કરી આપવાની માગણી કરે છે અને જાહેર કરે છે કે બ્રિટિશ માલ આયાત કરનારા વ્યાપારીઓ અત્યારના હુંડીઆમણના ભાવે પોતાના વાયદાઓ પૂરા કરવાની ના પાડવાને પૂરેપૂરા હકદાર ગણાશે.

વધુમાં આ કોંગ્રેસ અખિલ હિન્દની કોંગ્રેસ કમિટી નક્કી કરે તે નામ હેઠળ એક કમિટી ઉપલી સ્થિતિની સામે અસરકારક પગલાં લેવા નીમે છે.

### ડયુક ઓફ કૅનોટના સત્કારનો બહિષ્કાર.

૭. આ કોંગ્રેસનો એવો મત છે કે, હિન્દી પ્રજાએ કરેલા અસહકારના ઠરાવને અનુસરીને નામદાર ડયુક ઓફ કૅનોટની આવતી હિન્દની મુલાકાત દરમ્યાન તેમના માનમાં જે કંઇ મેળાવડા કે ધામધુમ કરવામાં આવે તેમાંના કશામાં પ્રજાએ કોઇપણ જાતનો ભાગ લેવો નહિ.

### હિન્દી કામદારો પ્રતિ સહાનુભૂતિ.

૮. આ કોંગ્રેસ હિન્દના કામદારવર્ગ પ્રતિ ટ્રેડ યુનીયનો અને મહાજનો બાંધીને તે મારફત પોતાના વાજબી હકો મેળવવાની તેમની લડત વિષે પોતાની સંપૂર્ણ સહાનુભૂતિ જાહેર કરે છે તથા કાયદા અને સુલેહશાંતિ જાળવવાના જુદા બ્હાના હેઠળ હિન્દી મજુરોની જનોને કોડીની કીંમતની સમજનારી પશુનીતિને તે સદંતર વખોડી કાઢે છે.

## મજુરવર્ગની વ્યવસ્થા.

૯. આ કોંગ્રેસનો એવો મત છે કે હિન્દી મજુરવર્ગે પોતાની સ્થિતિ સુધારવા, ઉન્નતિ સાધવા, પોતાના વાજબી હકો મેળવવા અને પોતાની શક્તિઓને આ દેશમાં અને પરદેશી એજન્ટો મારફત હિન્દ બહાર તણાઇ જઇને પરદેશમાં ચુસાતી અટકાવવા બંધારણો અને મહાજનો બાંધી પોતાનું બળ સંપટ્ટ કરવું અને એ દિશાએ અસરકારક પગલાં લેવા અખિલ હિન્દની કોંગ્રેસ કમિટીએ એક કમિટી નીમવી.

## ગરીબ ખેડુતોની કુમક.

૧૦. જમીન કબજે કરવાને લગતા કાયદાનો નિરંકુશ અને તદ્દન ગેરવાજબી ઉપયોગ કરીને ગરીબ વર્ગો અને જમીનવાળાઓ નિરાધાર અને ઘરબાર વિનાના થઇ પડે એવી રીતે કેવળ મુડીવાળાઓ અને તેમાંયે વિશેષે કરીને વિદેશી મુડીવાળાઓના લાભની ખાતર હિન્દના જૂદા જૂદા પ્રાંતોમાં જબરદસ્ત પાયા ઉપર લોકોની જમીનો ખુંચવી લેવાની જે નીતિ સરકારે ચાલુ કરી છે તે તરફ આ કોંગ્રેસ પ્રજાનું ધ્યાન ખેંચે છે અને એવો મત ધરાવે છે કે સરકારની સામે અસહકાર કરવાને આ સ્થિતિ વધુ કારણો આપે છે.

વધુમાં આ કોંગ્રેસ બાબતમાં સંબંધ ધરાવનારા હિન્દી મુડીદારોને વિનવે છે અને ગરીબ ગામડીઆઓ ઉપર ઝઝુમતા આ વિનાશના વાદળને દૂર કરવા તેમને વિનતિ કરે છે.

## રાજ્યદ્વારી કેદીઓ.

૧૧ રીતસર આરોપરહિત અને મુકર્દમા ચલાવીને અગર તેમાંનું કશું કર્યા વગર જે જે કોઇ રાજ્યપ્રકરણી શખ્સોને સરકાર તરફથી પકડવામાં કે કેદ કરવામાં આવ્યા હોય અગર તો જેઓ હજુ રાજકીય કેદી તરીકે જેલ ભોગવતા હોય અથવા જેની હરવા ફરવાની કે હળવામળવાની સ્વતંત્રતા ઉપર સરકાર તરફથી મુકવામાં આવેલા અંકુશો ચાલુ હોય તેવા બધાઓ તરફ આ કોંગ્રેસ પોતાની અંતઃકરણપૂર્વક સહાનુભૂતિ જાહેર કરે છે અને ઉમેદ રાખે છે કે, સ્વદેશ પ્રત્યેની તેમની ભક્તિ અને એવા અન્યાય અશક્ય કરે એવું સ્વરાજ્ય હિન્દ વહેલું પ્રાપ્ત કરે એવી તેમની ઉમેદ તેમને તેમની અત્યારની કસોટીમાં ટકાવી રાખશે.

## ઇશર કમિટીનો રીપોર્ટ.

૧૨. આ કોંગ્રેસ ઇશર-કમિટીના સભાસદો, તેમની કાર્યપદ્ધતિ અને

તેમણે કરેલી ભલામણોના રીપોર્ટ 'ઉપર વિચાર 'કરીને એવા અભિપ્રાય ઉપર આવી છે કે એ ભલામણો જો અમલમાં મુકવામાં આવે તો હિન્દની પરાધીનતા અને દુર્બળતા ઉલટી વધેજ. તેથી આ કોંગ્રેસ એમ માને છે કે આ રીપોર્ટ પ્રજાએ સરકાર સામે અસહકાર કરવાની તરફેણમાં અને તાબડતોબ સ્વરાજ્ય સ્થાપવાનું કાર્ય મુલતવી રાખવું એ કેટલું જોખમ ભરેલું છે એ બાબતમાં એક વધુ ઘણુંજ મજબુત કારણ આપે છે.

## પંજાબ અને દિલ્હીની સખ્તાઇ.

૧૩. આ કોંગ્રેસ હિન્દી સરકારે વિરૂદ્ધ વિચાર દર્શાવ્યા છતાં પંજાબ, દિલ્હી અને બીજાં સ્થળોએ સખ્તાઇની જે નીતિ પાછી ઉપાડાઇ છે તેની નોંધ લે છે અને તે નીતિ જેમને વેઠવાની છે તે સઘળાઓને ધીરજથી પોતાનાં સંકટો સહેવાને અને સઘળાં કાયદાનાં ફરમાનોને માન આપતાં અહિંસાત્મક અસહકારની હીલચાલને બેવડા બળથી આગળ ચલાવવાને વિનવે છે.

## પ્રાથમિક કેળવણી.

૧૪. પ્રાથમિક કેળવણી એ હિન્દના જન સમૂહોની મુખ્ય અને તાકીદની જરૂરી હાજત છે તેથી આ કોંગ્રેસ સઘળી કોંગ્રેસના અંગની સંસ્થાઓને રાષ્ટ્રીય ધોરણોએ પોતપોતાના વિસ્તારોમાં તેને દાખલ કરવાનો અને પ્રસાર કરવાનો આગ્રહ કરે છે.

## દેશી વૈદક પદ્ધતિઓ.

૧૫. આ કોંગ્રેસ એવો મત ધરાવે છે કે, આ દેશમાં આયુર્વેદિક અને યુનાની વૈદક પદ્ધતિઓનો પ્રસાર અને પ્રજામાં તેનો સ્વીકાર સાર્વત્રિક હોવાથી એ દેશી પદ્ધતિઓ મુજબ શિક્ષણ આપનારી અને ઉપચાર કરનારી શાળાઓ, કોલેજો અને ઇસ્પીતાલો સ્થાપન કરીને આ દેશી પદ્ધતિઓને વધુ લોકપ્રિય કરવાને પ્રજાએ ખંતભર્યા અને સંગીન પ્રયત્નો કરવા.

## દેશી રાજાઓને વિનતિ.

૧૬. આ કોંગ્રેસ હિન્દના બધા દેશી રાજાઓને વિનતિ કરે છે કે, તેમણે પોતપોતાના રાજ્યમાં વગર વિલંબે સંપૂર્ણ જોખમદાર રાજ્યપદ્ધતિ શરૂ કરવા પગલાં લેવાં.

## મી. હોર્નીમેનનો દેશનીકાલ.

૧૭. આ કોંગ્રેસ મી. હોર્નીમેન જેવી હિન્દ માટેની હિંમતવાન હિમા-

યત અને કાશીરાઓએ એમના નામને હિન્દ બહારના દૂરદૂરના દેશો સુધી જાણીતું કર્યું છે, તેમના પ્રત્યેની પોતાની કૃતજ્ઞતાની લાગણી જાહેર કરે છે અને હિન્દની પ્રજાની વચ્ચેથી હજુ પણ તેમને અળગા રાખનારી સરકારની નીતિને વખોડી કાઢે છે.

## સંસ્થાનોમાં હિન્દીઓ.

૧૮. આ કોંગ્રેસ પૂર્વ અને દક્ષિણ આફ્રિકામાં વસતા હિન્દીઓની તેઓ પોતાનું સામાજીક, આર્થિક અને રાજકીય અત્યાચાર ગુજારનારી ત્યાંની સરકારો તરફની નીતિની સામે જે ઉદાત્ત અને બહાદુરીભરી લડત ચલાવી રહ્યા છે તે તરફ પોતાનો દિલોજાનીભર્યો ટેકો મોકલે છે.

પૂર્વ આફ્રિકામાં તેમણે કાનુન તેમજ અમલ બંનેમાં સરખા હક અને સરખા વર્તન માટે શાંતિમય અસહકાર અખત્યાર કર્યો છે તે વિષે પોતાની સંમતિ પ્રગટ કરે છે.

અત્યારે આ દેશમાંની પ્રજામાં જે ઉથલપાથલ ચાલી રહેલી છે તે જોતાં ફીજીમાં વસતા પોતાના દેશબંધુઓ પ્રત્યે ત્યાંની સરકાર અને બગીચાવાળાઓ જે અમાનુષ વર્તન ચલાવી રહ્યા છે અને જેને પરિણામે ફીજીમાં ઘર કરી વસેલાં ગરીબ હિન્દી સ્ત્રી પુરૂષોને નિરૂપાયે હિન્દ પાછા ફરવાની ફરજ પડે છે, તેમની વ્હારે દોડી શકે તેવી સ્થિતિમાં નથી એ હાલતનું આ કોંગ્રેસને દુઃખ થાય છે. અને બ્રિટિશ વસાહતોમાં વસતા હિન્દીઓને મળતી આ વર્તણુંકની બાબતમાં પણ આ પ્રજા જેવી નિરાધાર બની છે તે જોતાં અસહકાર કરીને તાબડતોબ સ્વરાજ્યની સ્થાપના કરવાની જરૂર સૌથી વધારે સ્પષ્ટ થાય છે.

આ કોંગ્રેસ ફીજી અને બીજેના ગિરમીટીયા હિન્દીઓ તથા પૂર્વ અને દક્ષિણ આફ્રિકામાં વસેલા હિન્દીઓની બાબતમાં મી. સી. એફ. એન્ડ્રુસ જે અમૂલ્ય નિઃસ્વાર્થી સેવાઓ બજાવી રહ્યા છે તે માટે તેમનો કૃતજ્ઞતાપૂર્વક આભાર માને છે.

## શીખોને કોંગ્રેસની ખાત્રી.

૧૯. હિન્દના ભાવિ રાજ્યતંત્રમાં શીખ કોમના સ્થાનને વિષે કેટલીક ગેરસમજ ફેલાતી ધરાવતી હોવાથી આ કોંગ્રેસ શીખોને ખાત્રી આપે છે કે હિન્દી સ્વરાજ્યની યોજનામાં તેમનાં હિતાહિત [illegible] મુસલમાન અને પંજાબ બહારના પ્રાંતોમાંની બીજી નાની કોમોનાં હિતાહિત [illegible] આપવામાં આવશે.

## હિન્દમાંથી થતી નિકાસ.

૨૦. દેશમાં દુષ્કાળની સ્થિતિ ચાલુ થતાં હિન્દી પ્રજાની તાત્કાલિક હાજતો તરફ નિર્લજ્જતાભરી બેદરકારી બતાવીને ખાધાખોરાકીની ચીજો પરદેશ ચઢાવવાને લગતી સરકારી નીતિને આ કોંગ્રેસ વખોડી કાઢે છે, અને આનાં ભયાનક પરિણામોને હલકાં કરવાને દેશના વ્યાપારીઓને સલાહ આપે છે કે તેમણે ખાધાખોરાકીની ચીજો ( ખાસ કરીને ઘઉં અને ચોખા ) પરદેશ નિકાસ કરવા નહિ અને આ ચીજો પેદા કરનારાઓને તેમજ પ્રજાને પણ આ કોંગ્રેસ સલાહ આપે છે કે તેમણે પરદેશ ચઢાવનારા વ્યાપારીઓને, મારફતીઆઓને કે પેઢીઓને એવી ચીજો વેચવી નહિ અગર તો બીજી કોઇ પણ રીતે ખોરાકીની ચીજો પરદેશ મોકલવામાં મદદગાર બનવું નહિ.



# પ્રકરણ ૯ મું

## છત્રીસમી રાષ્ટ્રીય કોંગ્રેસ.

ગુજરાતના પાટનગર અમદાવાદમાં છત્રીસમી રાષ્ટ્રીય કોંગ્રેસની ચિરસ્મરણીય બેઠક ૧૯૨૧ ના ડીસેમ્બર માસની ૨૭ મી અને ૨૮ મી તારીખોએ મળી. ઇ. સ. ૧૯૦૨ ની સાલમાં બાબુ સુરેન્દ્રનાથ બેનરજીના પ્રમુખપણા નીચે એજ અમદાવાદમાં રાષ્ટ્રીય કોંગ્રેસની અઢારમી બેઠક મળી હતી. ત્યાર પછી ઓગણીસ વર્ષે ફરીથી અમદાવાદે રાષ્ટ્રીય કોંગ્રેસને આમંત્રણ આપ્યું, પરન્તુ તે સમયના કરતાં અત્યારે પ્રજાના ઉત્સાહના હજારગણો વધારો થયો છે. ૧૯૦૨ ની રાષ્ટ્રીય કોંગ્રેસમાં બધા મળીને ૪૭૧ પ્રતિનિધિઓ હતા. ૧૯૨૧ માં પ્રતિનિધિઓની સંખ્યા ૪,૭૨૮ હતી, અને તે દર ૫૦ હજારની વસ્તીએ એક પ્રતિનિધિ ચુંટવાના નવા ધોરણનો પહેલવહેલો અમલ અમદાવાદમાં થયો તેથીજ પ્રતિનિધિઓની સંખ્યા આટલી નાની હતી. વળી અમદાવાદમાં પ્રેક્ષકોની પણ બહુ ભારે ઠઠ જામી હતી. આખા અમદાવાદમાં હિન્દના દૂર દૂરના પ્રાંતોમાંથી યાત્રાળુઓની આગગાડીઓ ભરાઇને આવતી હતી. લાખો માણસોની ગંજાવર મેદની આ સમયે ભરાઇ હતી, અને હજાર હજાર, પાંચસો, સો રૂપીયાની એવી કીમતી ટીકટો રાખવા છતાં ઘણા પ્રેક્ષકોએ તે ટીકટો ખરીદી હતી, અને રાષ્ટ્રીય કોંગ્રેસનો લાભ લીધો હતો. રાષ્ટ્રીય કોંગ્રેસના અઠવાડીયામાં અમદાવાદમાં આગેવાનોની ધરપકડ થશે, મારામારી થશે, ગોળીબાર થશે; લશ્કરી કાયદો જાહેર થશે એવી અફવાઓ આખા દેશમાં પ્રસરી ગઇ હતી, તેથી હજી ઘણા લોકો મહાસભાનાં દર્શને આવતાં અટકી ગયા હતા.

આ મહાસભા રાષ્ટ્રીય કોંગ્રેસના ઇતિહાસમાં ખરેખર અદ્દભૂત અને અશ્રુતપૂર્વ ગણાશે. મહાસભા માટેની સર્વ તૈયારીઓ અને યોજનાઓ મહાત્મા ગાંધીજીની દેખરેખ હેઠળ થઇ રહી હતી, કાર્ય કરનારાઓ પણ એટલા બધા ઉત્સાહી હતા કે મહાત્માજીની સર્વ આજ્ઞાઓ અને સૂચનાઓનું

સુસ્ત પાલન થતું હતું, પ્રતિનિધિઓ અને પ્રેક્ષકો પણ સુવ્યવસ્થિત રીતે વર્તતા હતા. મહાસભાની સર્વ ગોઠવણો પણ હિન્દની પ્રાચીન પદ્ધતિ અનુસાર કરવામાં આવી હતી. મહાસભાના મંડપમાંથી ખુરશીઓ અને મેજોનો બહિષ્કાર કરવામાં આવ્યો હતો, સર્વને જમીનપરજ બેસવાની વ્યવસ્થા કરવામાં આવી હતી, અને તે પણ પગરખાં ઉતારીને. તેવીજ રીતે સ્નાન ભોજન આદિની વ્યવસ્થા કરવામાં આવી હતી. વળી ટપાલ ઓફીસ, તાર ઓફીસ, દવાખાનાં, વીજળીની બત્તીઓ વિગેરે સાધનો પૂરાં પાડવામાં આવ્યાં હતાં. પ્રતિનિધિઓ અને પ્રેક્ષકોની સર્વ સગવડો ઉત્તમ પ્રકારે જળવાય એવી સુંદર વ્યવસ્થા કરવામાં આવી હતી. શૌચવિધિને માટે પણ ઉત્તમ સગવડ કરવામાં આવી હતી. લઘુ શંકા કરી આવ્યા પછી મળ ઉપર માટી નાખવાની વ્યવસ્થા થઇ હતી, જેથી આરોગ્યને નુકસાન થવાનો સંભવ ન હતો. આ કાર્ય ઉપર દેખરેખ રાખનારા અને કોઇની ચુક થાય તો જાતે માટી નાખનાર અને સાફ કરનાર ઉચ્ચ કોમના સ્વયંસેવક ભાઇઓએ જે સેવા બજાવી છે તે ખરેખર પ્રશંસનીય છે.

મહાસભાની સાથે સાથે એક સુંદર સ્વદેશી ચીજોનું પ્રદર્શન ભરવામાં આવ્યું હતું. લોકોમાં સ્વદેશીની ભાવના જાગ્રત કરવાનો અને સ્વદેશમાં કેવી સરસ ચીજો બને છે તે બતાવવાનો આ પ્રદર્શનનો ઉદ્દેશ હતો. તેમાં હાથે કાપડ કેવી રીતે વણાય છે, તે બતાવના પ્રયોગો કરવામાં આવ્યા હતા. રેંટીયો, સાળ અને ખાદી એ ત્રણ ચીજોએ આ પ્રદર્શનમાં પ્રાધાન્ય લીધું હતું. વિવિધ કળાની કારીગરીના સુંદર નમુના પણ આ પ્રદર્શનમાં જોવામાં આવતા હતા, તે ઉપરથી સ્પષ્ટ થતું હતું કે, દેશમાં સર્વ દિશાઓમાં પ્રગતિ થઇ રહી છે. અટકળવામાં આવે છે કે, આ પ્રદર્શનનો લાભ કમમાં કમ લાખેક માણસોએ લીધો હશે.

કોંગ્રેસનો મંડપ એલિસ પૂલથી આશરે બસો વાર દૂર સાબ્રમતીના જમણા કિનારા પર ઉભો કરવામાં આવ્યો હતો. તેની રચના એક કીલ્લાના જેવી હતી. મંડપ અને તેની આસપાસની જગ્યાથી પંદર એકર જમીન રોકાઇ હતી. મંડપનો વિસ્તાર આશરે ૮૦૦૦ ચોરસવાર હતો. મંડપ શુદ્ધ ખાદીનો બાંધવામાં આવ્યો હતો. મંડપનું મુખ્ય પ્રવેશદ્વાર અમદાવાદના ત્રણ દરવાજાના જેવું રચવામાં આવ્યું હતું. તેનું નામ

લોકમાન્ય દરવાજો રાખવામાં આવ્યું હતું. લોકમાન્ય દરવાજાથી આશરે ૮૫ વારના અંતરે મંડપમાં દાખલ થવાનું દ્વાર હતું, તેને સ્વરાજ્ય દ્વારનું નામ આપવામાં આવ્યું હતું. સ્વરાજ્ય દ્વારની બહાર મોટાં પાટીયાં ઉભાં કરવામાં આવ્યાં હતાં, અને તેમની પર દેશસેવાર્થે બંદીખાનામાં પડેલા આગેવાન દેશસેવકોનાં નામો લખવામાં આવ્યાં હતાં. મંડપમા ૧૫,૦૦૦ બેઠકોની સગવડ રાખવામાં આવી હતી. બીજાઓ નિરાશ થઇને પાછા ન જાય માટે મંડપની પાછળના ભાગમાં તેનાથી થોડે દૂર એક અલગ મંડપ ઉભો કરવામાં આવ્યો હતો. જ્યાં મહાસભામાં થયલી કાર્યવાહીની પુનરૂક્તિ થતી હતી. આ પ્રકારે જેઓ મહાસભામંડપમાં દાખલ થઇ શક્યા નહિ તેમને પણ અલભ્ય લાભ મળ્યો હતો.

મંડપથી થોડેક દૂર પ્રતિનિધિઓના નિવાસને માટે ખાદીનગરની રચના કરવામાં આવી હતી. આમાં પણ પ્રતિનિધિઓની સર્વ સગવડો સચવાય એવી કાળજી રાખવામાં આવી હતી, અને એ સ્થળે મહાત્મા ગાંધીજીએ કોંગ્રેસ સપ્તાહ દરમ્યાન નિવાસ કર્યો હતો. રાત્રીને સમયે આ સ્થળે ભજનકીર્તન આદિની ધુન લાગી રહેતી.

નવા બંધારણ પ્રમાણે આ મહાસભામાં નીચે પ્રમાણે પ્રતિનિધિઓ આવ્યા હતાઃ

| | | | |
|---|---|---|---|
| સંયુક્ત પ્રાંતો | ૮૫૭ | મદ્રાસ | ૧૫૪ |
| બિહાર | ૫૫૮ | ઉત્કલ | ૧૦૮ |
| પંજાબ | ૫૧૮ | દિલ્હી | ૯૦ |
| અજમેર મારવાડ | ૩૯૯ | સિંધ | ૬૩ |
| આંધ્ર | ૩૮૩ | વરાડ | ૫૮ |
| બંગાલ | ૩૭૩ | બ્રહ્મદેશ | ૫૬ |
| કર્ણાટક | ૩૦૪ | કેરલ | ૩૩ |
| મહારાષ્ટ્ર | ૨૬૩ | મુંબાઇ | ૧૯ |
| મધ્ય પ્રાંતો | ૨૪૯ | આસામ | ૧૮ |
| ગુજરાત | ૧૮૫ | | |
| | | કુલ | ૪,૯૨૮ |

એ સંખ્યામાં ૧૪૪ સ્ત્રીઓ, ૫૨૧ મુસલમાનો, ૭ પારસીઓ, ૬૫ શીખો, અને ૩,૯૯૧ બીજાઓ હતા. ગાંધર્વ મહા-વિદ્યાલયના સ્વયંસેવકોએ, અમદાવાદના રાષ્ટ્રીય-સ્ત્રી મંડલે, અને બ્હેન રયહાના તૈયબજીએ વંદે માતરમ્ આદિ સંગીતથી મંગલાચરણ કર્યું. પછી સ્વાગતસભાના પ્રમુખ રા. વલ્લભભાઇ ઝ. પટેલે આવકાર આપનારૂં ભાષણ હિન્દીમાં આપ્યું. પ્રારંભમાંજ તેમણે કહ્યું કે, આ વર્ષે મહાસભા જે સંયોગોમાં મળી છે, તેવી પહેલાં કદી મળી નથી, કેમકે આપણા અનેક પ્રિય અને પૂજ્ય કાર્યકર્તાઓને આપણાથી વિખુટા પાડીને સરકારી કેદખાનામાં મોકલી આપવામાં આવ્યા છે. તેમણે કહ્યું: "અમને તો એ આશા હતી કે, અમે સ્વરાજ્યની સ્થાપનાનો મહોત્સવ કરીશું અને તેથી અમે એ અવસરને યોગ્ય સ્વાગતની તૈયારીઓનો પ્રયત્ન કર્યો હતો. પરન્તુ જો કે આજે અમે એ મંગલોત્સવને લીધે અહીંયાં એકત્ર નથી થયા તથાપિ પરમ કરુણાળુ પરમાત્માએ અમારી પાસે કષ્ટ-સહનને મોકલ્યું છે; જેનાથી અમારી પરીક્ષા થઇ જાય અને અમે એ બહુમૂલ્ય પ્રસાદને માટે યોગ્ય બની જઇએ. અને આ ધડાધડ કેદો, મારપીટ, જબરાઇથી જડતી લેવી અમારાં દફતરો અને શાળાઓનાં તાળાં તોડીને ખુલાવી લેવાં-આદિ ઘટનાઓ સ્વરાજ્યના આગમનનાં નિશ્ચિત લક્ષણ છે, મુસલમાન અને પંજાબી ભાઇઓના ઘાનો ઠંડો મલમ છે. એમ સમજીને અમે હર પ્રકારની તૈયારીમાં, સંગીતના જલ્સામાં તથા આપના સ્વાગતના કોઇપણ હર્ષ સૂચક કાર્યક્રમમાં કોઇપણ પ્રકારનો ફેરફાર કે ઘટાડો કર્યો નથી." પછી તેમણે અસહકાર અને અહિંસા વિષે બોલતાં કહ્યું કે, આપણે મનસા, વાચા અને કર્મણા શાન્તિમય બન્યા રહેવાનો પ્રયત્ન કર્યો છે. આપણે આપણી અંદરની દુર્બલતા દૂર કરીને આપણી આત્મ-શુદ્ધિને માટે સાચા દિલથી અને પાકી કોશીષ કરી છે. પછી હિન્દુ-મુસલમાન એકતાની જમાવટને માટે તેમણે સંતોષ દર્શાવ્યો. ઇલકાબોના ત્યાગના વિષયમાં અને વકીલાત છોડવાના સંબંધમાં થયલી મંદ પ્રગતિ માટે શોક દર્શાવ્યો. શાળાઓના બહિષ્કારના સંબંધમાં થયલી પ્રગતિ વિષે સંતોષ દર્શાવતાં તેમણે કહ્યું કે, ગુજરાત વિદ્યાપીઠ સાથે જોડાયલી અથવા નહિ જોડાયલી



હકીમ અજમલખાન.

રાષ્ટ્રીય સંસ્થાઓમાં ભણનાર છોકરાઓ અને કન્યાઓની સંખ્યા ૩૧,૦૦૦ છે. રેંટીયાના પ્રચાર વિષે બોલતાં તેમણે કહ્યું: "બે વર્ષ પહેલાં ગુજરાતમાં ભાગ્યેજ કોઇ ચરખો ચાલતો હશે. પણ આજે કમમાં કમ ૧,૧૦,૦૦૦ ચરખા કામ કરી રહ્યા છે. એટલી મુદ્દતમાં ખાદી પણ બે લાખ રતલથી ઓછી તૈયાર નથી થઇ. સ્વદેશી પ્રચારના સંગઠનમાં અમે આશરે ૫ લાખ રૂપીયા રોકયા છે. અંહીના ભિન્ન ભિન્ન સભામંડપોમાં તથા ખાદી નગરમાં જે ખાદી વાપરવામાં આવી છે; તે મારા અભિપ્રાય પ્રમાણે, સ્વદેશી પ્રચારને માટે કરેલા અમારા પ્રયત્નોનું પ્રત્યક્ષ પ્રમાણ છે." મદ્યપાનનિષેધના સંબંધમાં પહેરાની ચળવળ તથા સ્પર્શાસ્પર્શ સંબંધી થયલી પ્રગતિ વિષે તેમણે સંતોષ દર્શાવ્યો. ગુજરાતની છેવટની કસોટી વિષે તેમણે કહ્યું: "પરન્તુ હું જાણું છું કે, કષ્ટ–સહનની જે અગ્નિપરીક્ષામાં બંગાલ, પંજાબ, સંયુક્ત પ્રાંતો તથા બીજા પ્રાંતો પસાર થઇ રહ્યા છે, તે અગ્નિપરીક્ષામાં હજી અમે ગુજરાતવાસીઓ પસાર થયા નથી. હું આશા રાખું છું કે, જે અહિંસાનો મેં ખૂબ ગર્વથી ઉલ્લેખ કર્યો છે તે અમારી અશક્તિની અહિંસા નથી પરન્તુ અમારી સ્વેચ્છાથી અખત્યાર કરેલા આત્મસંયમની અહિંસા છે. સુરત અને નડિયાદની શાળાઓનો જબરદસ્તીથી કબજો લઇને સરકારે અમને એક મોકો આપ્યો છે. અમદાવાદની સામે પણ એ સવાલ ઉભેલો છે, અને અંતે સવિનય કાયદા–ભંગ વિના તેનો નીકાલ આવી શકશે નહિ. બારડોલી અને આણંદ એ બે તાલુકા સામુદાયિક સવિનય કાયદા–ભંગની તૈયારી બહુ જોરથી કરી રહ્યા છે. હું આ મહાસભા તરફથી પ્રાર્થના કરું છું કે, પરમાત્મા અમને એટલું બલ આપે કે જેથી અમે કષ્ટ–સહનની એ અગ્નિપરીક્ષામાં પસાર થઇ શકીએ અને બીજા પ્રાંતોના ભાઇઓ સાથે ખભેખભા અડાડીને ઉભા રહીએ. સાથે સાથે હું આપને ખાત્રી આપું છું કે, શાંત અને શાંતિ–પ્રિય મનુષ્યે રાષ્ટ્રીય સન્માનના રક્ષણને માટે તથા રાષ્ટ્રીય હકોના સંરક્ષણને માટે જે કાર્ય ન કરવું જોઇએ તેવું કોઇ કામ અમે વગર વિચાર્યે કે વગર સમજ્યે નહિ કરીએ." અંતમાં તેમણે હકીમ અજમલખાનને પ્રમુખસ્થાન લેવાની વિનતિ કરી અને મહાસભાના વરાયલા પ્રમુખ દેશબંધુ ચિત્ત રંજન દાસને સરકારે મહાસભા

મળવાની હતી તે પહેલાં થોડા સમયપર કેદમાં પૂર્યા હતા, તેમની સ્તુતિ કરી.

કામચલાઉ પ્રમુખ હકીમ અજમલખાને પોતાનું ભાષણ ઉર્દુમાં આપ્યું. આ મહાસભા કેવા અપૂર્વ સંયોગોમાં મળી હતી તે વિષે તેમણે આરંભમાંજ કહ્યું: "હિન્દી રાષ્ટ્રીય મહાસભાના ઇતિહાસમાં અત્યારના જેવા સંયોગમાં આપણે પહેલીજ વાર મળીએ છીએ. હિન્દુસ્થાનમાં બ્રિટિશ સરકારની તાજામાં તાજી દમનનીતિને પરિણામે આપણા રીતસર નીમાયલા પ્રમુખ સાહેબ આજે આપણી વચ્ચે નથી. આજની મહાસભાનું કામકાજ ચલાવવા માટે દેશબન્ધુ દાસ આપણી પાસે નથી એ ભારે દિલગીરીની વાત છે. આપણું રાષ્ટ્ર જે ભારેમાં ભારે માન કોઇને આપી શકે તે તેઓશ્રીને આપીને રાષ્ટ્રનો તેમના પ્રત્યે કેટલો આદર છે તે રાષ્ટ્રે ચોકખું બતાવી આપ્યું છે એટલે હવે બંગાળના આ મહાન્ દેશભક્તની અનેક રાષ્ટ્રીય સેવાઓ ગણાવવી અથવા આપણા રાજ્યીય અને સામાજિક જીવનમાં તેઓ કેટલુંક મહત્ત્વનું સ્થાન ભોગવે છે તે વિષે મારે કહેવું એ બીનજરૂરી છે. પરન્તુ આપણે એક તરફથી તેમની ગેરહાજરી માટે દિલગીરી દર્શાવીએ છીએ, ત્યારે બીજી તરફથી આપણને સહુને મન એ ભારે સંતોષની વાત હોવી જોઇએ કે જે નરને રાષ્ટ્રે પોતાના મુખ્ય પ્રતિનિધિ તરીકે ચુંટી કહાડયા છે તેઓ પોતાની અડગ હિંમતથી, સુંદર આત્મભોગથી અને ખુશીથી સહન કરવાની વૃત્તિથી, તેમને જે મોટું માન આપવામાં આવ્યું છે તેને માટે લાયક નીવડયા છે. વળી તેમની ગિરફ્તારી આપણા વિજયને એક ડગલું આગળ લાવી છે. દેશબન્ધુ દાસ આજની મહાસભાના પ્રમુખ તરીકે કામ કરીને જેટલી સેવા બજાવત તેના કરતાં જેલમાં જઇને તેમણે વધારે ભારે સેવા બજાવી છે. તેમની ગિરફતારીએ રાષ્ટ્રીય સેવકોનાં હૃદયમાં વધારે ભારે જુસ્સો અને સંકલ્પ પ્રેર્યાં છે તથા આખા દેશને વધારે કામ કરવા અને વધારે આપભોગ આપવા કટિબદ્ધ કર્યો છે." પછી તેમણે અસહકારની હીલચાલ સારી દુનિયામાં ધીમે ધીમે કેવી વ્યાપક બનતી જાય છે તેનો ઉલ્લેખ નીચે પ્રમાણે કર્યો: "મહાસભાની છેલ્લી બેઠક પછી અસહકારની પ્રવૃત્તિનું વિગતવાર દિગ્દર્શન કરવા બેસીએ તો બહુ સમય જાય. માટે અહિં-

સાત્મક અસહકારનું મંડાણ થયું ત્યારપછી દેશ કેટલો આગળ વધ્યો છે તેનો હું ટુંકમાંજ ઉલ્લેખ કરીશ. અસહકારનો પવન આખા દેશમાં ફુંકાઇ રહ્યો છે. અને આ મહાન્ દેશના ઉંડામાં ઉંડા ખૂણામાં કોઇ સાચો હિન્દી નહિ હોય જેનું હૃદય સ્વરાજ્ય મેળવવા માટે તથા ખિલાફત અને પંજાબના અન્યાય દૂર કરવા માટે ખુશીથી સહન કરવાની અને ભોગ આપવાની વૃત્તિથી ઉભરાતું નહિ હોય. એક રાષ્ટ્ર બીજા રાષ્ટ્રને જે ભારેમાં ભારે માન આપી શકે તેવું દરિયાપારના આપણા એક બન્ધુ-રાષ્ટ્ર તરફથી તેને મળ્યું છે. આપણા ઇજીપ્તના ભાઇઓએ તેમની રાજકીય લડત લડવાને માટે અસહકાર અખત્યાર કર્યો છે. હિન્દુસ્થાન બીજાં બન્ધુરાષ્ટ્રોને માર્ગ બતાવી રહ્યું છે તે આપણે સહુને મન ગર્વનો વિષય હોવો જોઇએ. અહિંસાત્મક અસહકાર તે હવે માત્ર હિન્દી ચળવળ નથી રહી. તે ઝપાટાબંધ એશિયાઇ ચળવળ બનતી જાય છે અને તે દિવસ પણ દૂર નથી કે જ્યારે દુનિયામાં ચાલી રહેલા અન્યાય અને અસત્યની સામે સાર્વત્રિક શસ્ત્ર તરીકે તેનો ઉપયોગ કરવા જગતનો આત્મા જાગ્રત થશે. આપણા કામ કરનારાઓ દેશને માટે પોતાની રાજીખુશીથી જે આપભોગ આપી રહ્યા છે અને હસતે ચહેરે વધુને વધુ સંખ્યામાં જેલ જઇ રહ્યા છે તેમનો આનંદ જોઇ હિન્દુસ્થાનમાં અસહકારના તત્ત્વનો વિજય થયો છે એની કોણ ના પાડી શકશે? આથી એ વિશેષ તો એ છે કે આટલી સખ્ત દમનનીતિ છતાં પણ તોફાન થયું નથી. તેથી તો રાષ્ટ્રનો સંકલ્પ માત્ર બમણો દૃઢ થયો છે. સરકારે એક પછી એક દમન-નીતિનાં અનેક કાર્યો આદર્યાં. જમીયત–ઉલ–ઉલેમાના ફતવાને જપ્ત કર્યો, કરાંચીનો પ્રખ્યાત મુકદ્દમો ચલાવ્યો, ફિતુરી સભાનો કાયદો, ક્રિમિનલ લૉ એમેન્ડમેન્ટ એક્ટ તથા ક્રિમિનલ પ્રોસીજર કોડની ૧૪૪ મી કલમનો આંખો મીંચીને ઉપયોગ કર્યો અને તેમ કરી સમિતિઓ સ્થાપવાનો હક્ક, સ્વયંસેવકના સંઘ ઉભા કરવાની શાન્તિમય પ્રવૃત્તિનો હક્ક તથા પ્રજાજન તરીકેના બીજા પ્રાથમિક હક્ક ઉપર તરાપ મારી, તે બધાની માત્ર એકજ અસર થઇ છે કે પ્રજા પોતાની રાષ્ટ્રીય પ્રવૃત્તિ ચાલુ રાખવામાં અને પોતાની માગણી માટે આગ્રહ રાખવામાં વધારે દૃઢ થઇ છે. ઉત્તર હિન્દુસ્થાનના બધા પ્રાંતોમાં, મહારાષ્ટ્રમાં તથા આંધ્રમાં પ્રજાજન તરીકેના પ્રાથમિક

હકોના રક્ષણને માટે સતત જેલજાત્રા ચાલી રહી છે. જે મહાન્ લડત રાષ્ટ્રે ઉપાડી છે, તેનું વિરાટ્ અને વિકરાળ સ્વરૂપ પ્રજા આજે સમજી ગઇ છે અને ઉદાત્ત હેતુને માટે લડનારા વીર પુરૂષોને શોભે એવા ધીર નિર્ણયથી તે પોતાનું કામ ચલાવી રહી છે." પછી તેમણે ના. પ્રીન્સ ઓફ વેલ્સના આગમન સમયે તેમને આપવામાં આવેલા માનપાનનો શા માટે બહિષ્કાર કરવામાં આવ્યો હતો તે જણાવ્યું. અસહકાર નિષ્ફળ નીવડયો છે, એવી કેટલાક ટીકાકારોની ટીકાનો વિગતવાર સખ્ત રદીઓ આપ્યો, વિનીત પક્ષ પોતાની ભૂલ સમજીને ટુંક સમયમાં આપણી સાથે જોડાઇ જશે એવી આશા દર્શાવી, અને પછી મલબારના મોપલા કાણ્ડ વિષે તેમણે કહ્યું: "મલબારમાં રોજ કરૂણાજનક બનાવો બનતાજ જાય છે અને આપણા મોપલાભાઇઓની હાડમારી લંબાતી જાય છે તેનો ઉલ્લેખ કર્યા વિના આ ભાષણ મારાથી ખતમ કરાયજ નહિ. અહીં મારે સાફ સાફ જણાવી દેવું જોઇએ કે આ પ્રશ્નની બે બાજુઓ છે; એક તો સરકાર પરત્વેની અને બીજી મોપલાઓએ હિન્દુઓ સાથે જે વર્તન ચલાવ્યું તે પરત્વેની પહેલી બાબતમાં જે કંઇ પુરાવો બહાર આવ્યો છે તે ઉપરથી ન્યાય કરીએ તો એ નિર્ણય ઉપર આવ્યા વિના રહી જ નહિ શકાય કે આ તોફાનો જગાવવાની જવાબદારી પૂરેપૂરી સરકારને શિર છે. વળી તેને દાબી દેવાને માટે જે રીતો અખત્યાર કરવામાં આવી તેને તો દેશમાં એવો કોઇપણ વિચારવાન્ મનુષ્ય નહિ હોય જે ધિક્કારી ન કહાડે. આપણે સહુ જેમને અમૃતસરનો અનુભવ છે તેઓ જાણીએ છીએ કે, તેમની આ "સુલેહશાન્તિ સ્થાપવાની ક્રિયા"નું સ્વરૂપ કેવું થથરાટ છુટે એવું હોય છે. પેલો કમકમાટી ઉપજાવે એવો આગગાડીવાળો કેર તો અકસ્માત લોકોની જાણમાં આવી ગયો ! પરંતુ એવા તો કેટલાયે કાળા કેર અંધારામાંજ રહ્યા હશે તેની કોને ખબર છે ?" પછી જે હિન્દુઓને મોપલાઓએ બળાત્કારે મુસલમાન કર્યાં અથવા બીજો જુલમ સહન કરવો પડયો તેને માટે દિલગીરી દર્શાવી તેવાં કૃત્યોને વખોડી કાઢયાં. અને ભાષણના અંતભાગમાં તેમણે કહ્યું: "સન્નારીઓ અને સજ્જનો, આપણા દેશમાં અત્યારે મ્હોટા ઉત્પાત મચી રહ્યો છે, પરંતુ એ ભવિષ્ય ભાખવા માટે કોઇ પીર

પયગંબરની જરૂર નથી કે આ તે નૂતન ભારતનાં પ્રસવસમયની વેદના છે, જે નૂતન ભારત આપણા પ્રાચીન દેશની દિવ્ય પરંપરાનો પુનરુદ્ધાર કરશે અને જગતની પ્રજાઓમાં તેનું ગરવું સ્થાન ફરી પાછું લેશે."

મહાસભાના નિયમસર ચુંટાયલા પ્રમુખ દેશબન્ધુ ચિત્ત રંજન દાસને સરકારે બંદીખાનામાં પૂર્યા તે પહેલાં પ્રમુખ તરીકે આપવાનું ભાષણ તેમણે લખી રાખ્યું હતું. કામચલાઉ પ્રમુખ હકીમ અજમલખાનનું ભાષણ સમાપ્ત થયા પછી શ્રીમતી સરોજિની નાયડુએ દેશબન્ધુ દાસના ભાષણના સારરૂપ દેશબંધુ તરફનો સંદેશ અને તેમનાં પત્ની શ્રીમતી વાસંતી દેવીનો સંદેશ વાંચી સંભળાવ્યા હતા. દેશબંધુ દાસનું આખું ભાષણ મહાત્મા ગાંધીજીએ પાછળથી પ્રગટ કર્યું હતું, તેથી તે ભાષણના મહત્ત્વના ભાગ અમે નીચે આપીએ છીએ. પોતાને પ્રમુખ તરીકે ચુંટી કાઢવા માટે આભાર દર્શાવી પછી તેમણે કહ્યું: " હું ધારું છું કે સૌથી પહેલાં ચાલુ લડતની જોડે આપણું વલણ કેવા પ્રકારનું છે તેનો ખ્યાલ ચોક્કસ બાંધી લેવાની જરૂર છે. આપણું લક્ષ્ય શું છે ? આપણે કયે દેશ જઇ રહ્યા છીએ ? ઘણાંખરા લોકો સ્વીકારશે એમ હું માની લઉં છું કે, આપણે સ્વાતંત્ર્યને સર કરવા નીકળ્યા છીએ–પરદેશીઓની પરાધીનતામાંથી સ્વાતંત્ર્ય; પરદેશીઓની દખલગીરીમાંથી છૂટકારો મેળવવા સારૂ નીકળ્યા છીએ. પરંતુ " સ્વાતંત્ર્ય " એ શબ્દનો સુસ્પષ્ટ અર્થ મગજમાં ઉતારી લઇએ એ પણ એટલુંજ જરૂરનું છે... જે સ્થિતિમાં પ્રજાને માટે પોતાનું પોતાપણું પ્રકાશવાની અને પોતાનું ભાવિ ઘડવાની સુગમતા હોય તે સ્વાતંત્ર્ય. પોતાનું પ્રજાત્વ અને વ્યક્તિત્વ અખંડ અને નિષ્કલંક રહે એટલા સારૂ જૂદી જૂદી પ્રજાઓએ સ્વાતંત્ર્ય માટે કેવા કેવા મહાન પ્રયત્નો કરેલા છે તેનાં રોમહર્ષકારી કથાનકોથી માનવજાતિનો ઇતિહાસ ભરેલો છે. હમણાંનાંજ ઉદાહરણો લઇએ તો ફિનલાંડ અને પોલાંડ, આયર્લાંડ, મિસર અને હિન્દુસ્થાનનાં નામ લઇ શકાય. આમાંના પ્રત્યેક રાષ્ટ્રે પોતાની ઉપર આવીને લદાયેલી વિદેશી સંસ્કૃતિની સામે સબળ ટક્કર દીધી છે. આ સઘળી પ્રજાઓના ઇતિહાસના પ્રવાહ એક હારમાં વહ્યા છે. પારકી સંસ્કૃતિ આવીને પોતાની સ્વદેશી સંસ્કૃતિને

ગળી જવા લાગી તેની સામે દરેકનો વિરોધ એ એક વાત; રાષ્ટ્રીય કેળવણીની દરેકને લાગેલી તૃષા એ બીજી વાત; અને અમારૂં ભાવિ ઘડવાની સત્તા અમારા હાથમાંજ હોય, તેમાં કોઇ પરદેશી સત્તા આડે ન આવે, એવી જાતના એક સ્વતંત્ર દેહ તરીકે અમને સ્વીકારવાં જોઇએ એવી દરેકની માગણી એ ત્રીજી વાત. અર્થાત્ આપણે સ્વાતંત્ર્યનો ધ્વજ રોપીયે છીયે, કારણ કે આપણું પોતાનું પોતાપણું ખીલવવાને, અને આપણી પોતાની સ્વદેશી પદ્ધતિસર આપણું ભાવિ રચવાને પશ્ચિમના શિક્ષણથી ન ભમાતાં પશ્ચિમે આપણે માથે ખડકેલા રીતરિવાજોથી બાધિત ન થતાં આટલું કરવાનો આપણને હકક છે એ આપણો દાવો છે. " કવિવર ટાગોરે પશ્ચિમની સંસ્કૃતિને વધાવી લેવા વિષે કરેલી દલીલનો ઉત્તર આપતાં તેમણે કહ્યું કે, પ્રથમ રાષ્ટ્રીય ચેતનના સંચારથી હિન્દુસ્થાનની સંસ્કૃતિએ ઉછળતી થઇ જવું પડશે, ત્યાર પછી જ તેને મ્હોડે એ સંસ્કૃતિઓના સંગમની વાતો શોભશે. વિનીતદળની દલીલનો જવાબ આપતાં તેમણે કહ્યું: " હિન્દુસ્થાનની આજની હાલત–આર્થિક, નૈતિક, બૌદ્ધિક–તે હિન્દુસ્થાનમાં ચાલતા વિદેશી રાજ્ય અમલનું સીધું પરિણામ છે, એ મારૂં નિદાન જો સાચું હોય તો આ પણ સાચું ઠરે છે કે, જ્યાં સુધી આપણી પરતંત્રતા ચાલુ છે ત્યાં સુધી સ્થિતિ સુધારવાની આશા ફોકટ છે. અડખેપડખેની બાબતો તમે જરૂર હાથ ધરો, અમારો પણ તેવો યત્ન છે. લોકોની અંદર તમારી રાજદ્વારી લડતમાં તમને મદદરૂપ થાય એવો જુસ્સો તમે ભલે પેદા કરો પરન્તુ તમે માની લેજો કે મૂળરોગની જ જોડે તમારે લડવાનું છે, રોગના બાહ્ય વિકારો જોડે નહિ.

એટલે હિન્દુસ્થાન ઉપર અંગ્રેજોનો અમલ કાયમ રાખવાની સામે મારો વાંધો છે, કારણ કે મારી માન્યતા પ્રમાણે જ્યાંસુધી એ અમલ ચાલુ રહેશે ત્યાંસુધી આપણું રાષ્ટ્રીયત્વ, આપણું વ્યક્તિત્વ, આપણું સ્વત્વ સફળ થવું અશક્ય છે. આ નિર્ણય બાંધતાં અંગ્રેજી રાજ્યનો જે ખાસ સ્વભાવ છે એનો તો મેં વિચારજ કર્યો નથી. એ રાજ્ય સારૂં હો કે નરસું, કંઇક અંશે સારૂં ને કંઇક અંશે ખરાબ છે એમ કહી શકાય, પણ મારો નિર્ણય તો આ સિદ્ધાન્તપર બંધાયલો છે કે પરતંત્રતાની અંદર કંઇક એવું સ્વભાવિક તત્ત્વ રહેલું છે કે જે રાષ્ટ્રીય જીવ-

નને ઇજા પહોંચાડે છે, તેને વધવામાં વિઘ્ન કરે છે, અને સફળ થવા દેતું નથી. સલ્તનતની અંદર હોય કે બહાર, હિન્દુસ્થાને સ્વતંત્ર બનવુંજ જોઇએ, કે જેથી અંગ્રેજ લોકો તરફની મદદ કે વિઘ્ન વગર તે પોતાના વ્યકિતત્વને પ્રગટાવી શકે અને પોતાનું ભવિષ્ય ખીલવી શકે.

મને લાગે છે કે આપણી પ્રગતિ ભલે ગમે તેટલી થઇ હોય છતાં આપણે આપણો પોતાનો આંક તો જાળવવોજ જોઇએ. મને લાગે છે કે આપણે ખુલ્લી મહાસભામાં જાહેર કરી દેવું જોઇએ કે સ્વતંત્રતા એ દરેક પ્રજાનો જન્મસિદ્ધ હકક છે, અને હિન્દુસ્થાનને પોતાનું વ્યકિતત્વ ખીલવવાનો અને પોતાનું ભવિષ્ય નિર્માણ કરવાનો હકક ઇશ્વરદત્ત છેજ. બ્રિટિશ પાર્લામેંટે આપણે માટે શું ઠરાવી રાખ્યું છે અથવા તે શું ઠરાવવા માગે છે એનો વિચાર પ્રજાના હક્કની આડો નહિજ આવવો જોઇએ. મને લાગે છે કે આપણે ખુલ્લી રીતે સ્વીકારવું જોઇએ કે જે કોઇ સત્તા હિન્દી પ્રજાને પોતાનું ધ્યેય સિદ્ધ કરવામાં કે પોતાનું નિર્માણ ફળીભૂત કરવામાં વિઘ્ન નાખે છે તે સત્તા પ્રજાની શત્રુ છે, પ્રજા તેની સાથે ઝુઝશે. ઇંગ્લાંડ સાથે સહકાર કરવાને હું રાજી છું, પણ તે એક જ શરતે–હિન્દુસ્થાનનો જે જન્મસિદ્ધ હકક છે તે તેણે કબુલ રાખવો જોઇએ.

મારી વિચારસરણી આ છે: અંગ્રેજ સરકાર જોડે ઝીણી ઝીણી વિગતોમાં સમાધાની કરી લેવાની મારી ચાહે તેટલી મરજી હોય–અને હું તે ખાતર મોટા મોટા આપભોગ કરવાને યે તૈયાર છું–પરંતુ સમાધાનીને ખાતર જે સવાલને હું સિદ્ધાંતરૂપ સમજું છું તેને વિષે હું લેશ પણ નમતું આપવાને તૈયાર નથી. સ્વતંત્રતા મારો જન્મસિદ્ધ હકક છે. એ હકક સ્વીકારવામાં આવે, ટુકડે ટુકડે કે હપતે હપતે નહિ પણ આખેઆખો સ્વીકારવામાં આવે એ મારી માગણી છે. આપણી જીત થવાની છે એ વિષે મારા મનમાં તો શંકા છેજ નહિ; પણ ધારો કે આપણી હાર થઇ તો પણ કંઇ નહિ તો રાષ્ટ્રનું સ્વમાન, રાષ્ટ્રનું નાક તો આપણે અણીશુદ્ધ રાખશું જ. ગવર્મેન્ટ ઓફ ઇન્ડીયા એક્ટ જે અપમાન દશની ઉપર ઢોળી રહ્યો છે તે અપમાનને તો આપણે ઉલાળી મેલશું જ. ”

પછી તેમણે નવીં સુધારાની યોજના પર ચર્ચા કરીને પ્રધાનપદની ભઘલાળ વિષે ઇસારો કર્યો અને જ્યાં સુધી આપણે પોતાનો કારભાર આપણી મેળે ચલાવવાનો, આપણું વ્યક્તિત્વ આપણી મેળે ખીલવવાનો અને આપણું નિર્માણ આપણી મેળે સફળ કરવાનો આપણો હક્ક માન્ય રાખવામાં ન આવે ત્યાં સુધી સામા પક્ષ સાથે સુલેહ કરવાનો વિચાર પણ ન થઇ શકે, એમ સ્પષ્ટ જણાવ્યું. અસહકારની તત્ત્વચર્ચા કરતાં અસહકારની મી. સ્ટોકસે બાંધેલી વ્યાખ્યા સ્વીકારી. તે વ્યાખ્યા આ પ્રમાણે છે: "અસહકાર એટલે ટાળી શકાય તેવા પાપકર્મથી દૂર રહેવું, અસહકાર એટલે અન્યાયના સ્વીકારનો અથવા તેમાં ભાગીદાર બનવાનો ઇનકાર; અસહકાર એટલે જે દુષ્ટતા સુધારી લઇ શકાય તેને તાબે થવાનો ઇનકાર અથવા નીતિના નિયમોથી ખુલ્લી રીતે વિરૂદ્ધ હોય એવા કોઇ પણ સંયોગોને સ્વીકારી લેવાનો ઇનકાર. અર્થાત્ અસહકાર એટલે જે લોકો સ્વાર્થ કે વ્યવહારને નામે અસત્યનું આચરણ કરે છે, જે અસત્યની સ્થાપના કરે છે, તેઓની જોડે મળીને કામ કરવાનો ચોકખો ઇનકાર થયો." અસહકાર એ નૈષ્કર્મ્યવાદ છે, નિરાશાવાદ છે એ દલીલોનો પણ તેમણે સુંદર જવાબ આપ્યો: "તેનું બાહ્યસ્વરૂપ નિષેધાત્મક છે એ હું સ્વીકારૂં છું, પણ તત્ત્વતઃ તો એ ચોકખો કર્મવાદજ છે. નવું ચણતર કરી શકીએ તેટલા સારૂ આપણે જૂનું તોડીયે છીએ; સરજી શકીએ એટલા સારૂ નાશ કરીયે છીએ; સ્વીકારી શકીયે એટલા સારૂ ઇનકાર કરીયે છીએ. મનુષ્યના સમસ્ત પુરૂષાર્થનો આટલામાં આખો ઇતિહાસ આવી ગયો. પરવશ થવામાં પાપ હોય તો જે કોઇ સત્તા આપણને પોતાના નિત્ય ગુલામ કરી રાખવા માગે છે તેનાથી અસહકાર કર્યેજ છુટકો. એ રીતે નૈષ્કર્મ્યવાદ થયો ખરો. પણ સ્વતંત્ર બનવાનો આપણે નિશ્ચય કરીયે છીયે, સ્વાધીનતાને કોઇ પણ કિંમતે સર કરવાનો આપણે આગ્રહ કરીયે છીયે એ ભારે કર્મવાદ છે. અને અસહકાર નિરાશાવાદ છે એ પણ મને કબુલ નથી. તે તો આશા અને શ્રદ્ધાનો, તેના સચોટપણાને વિષે અપાર વિશ્વાસનો ધર્મ છે. માણસ જ્યાં શૂરાઓને જેલમાં લઇ જવામાં આવતા હોય ત્યાં જાય અને તેમના ચહેરા તરફ જરા નજર કરે તો તરત ભાન થશે કે જીત તો હાથમાંજ આવીને પડેલી છે. શૌકતઅલી અને મહમદઅલી જેવા બહાદુર અને બાહોશ

માણસોએ જીંદગીભર દુઃખ વેઠયાં તે ફોકટ નથી વેઠયાં; જગતનો એક ઘરો, સિંહ લજપતરાય, તેણે નોકરશાહીના હુકમને લાત મારીને વીરની પેઠે, તેને વધાવવાને આતુર બની રહેલી જેલમાં પહોંચી ગયો તે નાહક નથી. બાદશાહી ખ્વાસના મોતીલાલ નહેરૂએ પોતાની સઘળી સંપત્તિનો ત્યાગ કર્યો, પોતાને વશ કરવા આવનાર હુકમને તરછોડી નાખ્યો, છંછેડેલી સત્તા જે વિપત્તિ નાખવાની હોય તે સહી લેવાને તૈયાર થયા, એ કાંઇ ફોકટ નથી. કીર્તિપટમાં કોતરેલાં બધાં નામો તમને વાંચી સંભળાવવા જેટલો તો અત્યારે મને વખત નહિ રહે, પરંતુ મારે વિદ્યાર્થીઓનું નામ ભુલવું ન જોઇએ; તેઓમાં દેશની આશા અને દેશની કીર્તિ બેઉ સાથે વસેલી છે. મને પોતાને આપણા રાજદ્વારી જીવનપ્રવાહના કેન્દ્રભાગમાં રહેવાની તક મળેલી હોવાથી હું વિદ્યાર્થીઓએ બતાવેલાં અદ્દભુત હિંમત અને અડગ દેશભક્તિની મુક્તકંઠે સ્તુતિ કરૂં છું. લડતને વિષે રહેલું ઉત્સાહનું પુર તે તેમનું છે, અને વિજયમાળ પણ તેમના કંઠમાંજ પડશે. જે શુભ દિનની સવારી ચાલી આવે છે તેના તેઓ મશાલચી છે; મહાયાત્રાએ નીકળેલા તેઓ યાત્રાળુઓ છે. દુઃખ વેઠવાં જો આજે તેમને ભાગ્યે આવ્યાં છે, તો વિજયમાળાના પણ તેઓજ અધિકારી છે." પછી લોકો પર ચલાવવામાં આવતી દમનનીતિના સંબંધમાં વાયસરોય લૉર્ડ રેડીંગનું ધ્યાન ખેંચતાં ઉમેર્યું, કે, પ્રજાના મૂળભૂત હકોનું રાજ્ય તરફથી કેવું માન રાખવામાં આવે છે તેના ઉપરજ પ્રજાની રાજ્ય પ્રત્યેની વફાદારીનો આધાર રહેલો છે. અંતમાં તેમણે "નોકરશાહીના એલચી" ના. પ્રીન્સ ઓફ્ વેલ્સના સ્વાગતનો બહિષ્કાર કરવામાં ઈંગ્લાંડના રાજવંશ તરફ અપમાન બતાવવાનો ભાવ નથી, પરંતુ નોકરશાહી સાથે સહકાર ન કરવાનો પ્રજાનો દૃઢ નિશ્ચય જ રહેલો છે, એમ સ્પષ્ટ કહ્યું.

ઉપર જણાવ્યા પ્રમાણે દેશબંધુ દાસ અને તેમનાં ધર્મપત્ની શ્રીમતી વાસંતી દેવીના સંદેશ શ્રીમતી સરોજિની નાયડુએ વાંચી બતાવ્યા, પછી "સર ફરોશી કી તમન્ના" એ ગાયન મુન્શી અખ્તરઅલીએ આલાપ્યું, અને પ્રથમ દિવસની કાર્યવાહીની સમાપ્તિ થઇ.

૨૮ મી તારીખે મહાસભાની બીજા દિવસની બેઠક મળી. પ્રારં-

ભમાં મંગળાચરણ થયા પછી મહાત્મા ગાંધીજીએ અસહકારનો મુખ્ય ઠરાવ રજુ કર્યો. ઠરાવ અંગ્રેજીમાં વાંચતાં અને તેને હિન્દીમાં કહી બતાવતાં ૩૫ મિનિટ લાગી. પછી ઠરાવ પર અંગ્રેજીમાં વિવેચન કરતાં મહાત્માજીએ કહ્યું: " ૧૫ માસની નિરંતર પ્રવૃત્તિ પછી જો આ કોંગ્રેસમાં એકઠા મળેલા તમે પ્રતિનિધિઓ તમારા પોતાના મનની સ્થિતિ ન જાણતા હો તો મને ચોક્કસ લાગે છે કે, એ કલાકના ભાષણથી પણ હું તમને ખાત્રી નહિ કરાવી શકું. વળી જો આજે મારા ભાષણથીજ હું તમારા મનમાં ખાત્રી કરાવી શક્યો તો મને ભય રહે છે કે મારા દેશબંધુઓ પરની મારી સઘળી શ્રદ્ધા ઉડી જશે, કેમકે તેથી વસ્તુસ્થિતિ અને બનાવોનું અવલોકન કરવાની તેમની અશક્તિ માલૂમ પડશે; તેથી સુસંગતિપૂર્વક વિચાર કરવાની તેમની અશક્તિ માલૂમ પડશે; કેમકે આ સઘળો વખત આપણે કાંઇ ન કરી રહ્યા હોય, આ સઘળો વખત કાંઇ ન વિચારી રહ્યા હોય એવું તદ્દન નવીન આ ઠરાવમાં કાંઇજ નથી. આ ઠરાવમાં કાંઇ પણ ચોંકાવનારૂં નથી. જેમણે કાર્યવાહી સમિતિના દરેક માસના કામકાજ પર નજર રાખી છે, દર ત્રણ માસે અખિલ હિન્દની મહાસભા સમિતિના કામકાજ પર નજર રાખી છે અને તેમના ઠરાવોનો અભ્યાસ કર્યો છે, તેઓ એકજ નિર્ણય પર આવી શકશે કે, આ ઠરાવ છેલ્લા પંદર માસની રાષ્ટ્રીય પ્રવૃત્તિઓનું તદ્દન કુદરતી પરિણામ છે; અને જો તમે સરકારની દમનાનીતિનો પ્રવાહ નિહાળ્યો હશે તો તમે એજ નિર્ણયપર આવી શકશો કે વિષયનિર્ણાયક સમિતિએ આ ઠરાવ યોગ્યજ કર્યો છે; અને વાયસરોયના ઉદ્દગારો અને આ દેશમાં વ્યાપતા દમનનો સ્વમાન ધરાવતી પ્રજા જે જવાબ વાળી શકે તે આ ઠરાવમાં આલેખાયલો છે.

સ્વયંસેવકોને લેવાની પ્રતિજ્ઞાની ધાર્મિક સૂક્ષ્મતામાં ઉતરીને હું અંગ્રેજી જાણનારા મિત્રોનો કાળક્ષેપ કરવા ઇચ્છતો નથી, તે વિષયપર હું હિન્દુસ્તાનીમાં બોલીશ. પરન્તુ હું ઇચ્છું છું કે આ સભા ઠરાવનો મુદ્દો સમજી લે. આ ઠરાવનો અર્થ એ છે કે, નિરાધાર દશામાં અને બીજાઓ પર આધાર રાખવાની દશામાં આપણે રહ્યા નથી; આ ઠરાવનો અર્થ એ છે કે, દુનિયાં પરના એકપણ મનુષ્યની સહાય વિના અને માત્ર ઇશ્વરનીજ

સહાયથી રાષ્ટ્ર પોતાના પ્રતિનિધિઓ દ્વારા પોતાના ધ્યેયે પહોંચવાનો નિશ્ચય કર્યો છે.

પોતાના હકકો સ્થાપવાને માટે અને દુનિયામાં છાતી કાઢીને ચાલવાની શકિત મેળવવાને માટે રાષ્ટ્રનાં દુર્જેય હીંમત અને નિશ્ચય બતાવવા છતાં આ ઠરાવ નમ્રતાપૂર્વક સરકારને કહે છેઃ "તમે ગમે તે કરો, ગમે તે પ્રકારે અમને દમો, પરન્તુ એક દિવસ અમે તમને પરાણે પશ્ચાત્તાપ કરાવીશું અને અમે તમને કહી છીએ કે વેળાસર વિચાર કરો, અને તમે જે કરી રહ્યા છો તે વિષે સાવધાન રહો અને હિન્દના ત્રીસ કરોડને તમારા સદાના શત્રુ બનાવી ન દેતા."

જો સરકારને સાફ દિલથી મોકળું દ્વાર જોઇતું હોય તો આ ઠરાવ તેને દ્વાર પુષ્કળ મોકળું કરી આપે છે. જો વિનીત મિત્રોને ખિલાફતના ઝંડા હેઠળ, અને પંજાબની એટલે કે હિન્દની સ્વતંત્રતાઓના ઝંડા હેઠળ ઝઝુમવાની ઇચ્છા હોય તો તેમને માટે પણ આ ઠરાવમાં દ્વાર પુષ્કળ મોકળું રાખવામાં આવ્યું છે. જો આ સરકાર સાફ દિલથી ન્યાય આપવા આતુર હોય, જો લૉર્ડ રેડીંગ ખરેખાત ન્યાયજ આપવાને હિન્દ આવ્યો હોય અને તેથી કાંઇ ઓછું નહિ—અને આપણે કાંઇ વધારે માગતા નથી—તો ઇશ્વરને સાક્ષી રાખીને, મારા દિલમાં છે તેટલી સઘળી ઉત્સુકતાપૂર્વક આ વ્યાસપીઠ પરથી હું તેને જણાવું છું કે જો તેનો આશય શુભ હોય તો આ ઠરાવમાં તેને માટે દ્વાર ખુલ્લાં છે. પરન્તુ જો તેનો આશય અશુભ હોય તો દ્વાર ધડાધડ બંધ થઇ જશે, પછી ભલેને ગમે તેટલાં મનુષ્યોને પ્રાણ પાથરવા પડે, ભલેને આ દમન ગમે તેવું ભયાનક સ્વરૂપ પકડે.

ભિન્ન ભિન્ન મત ધરાવનારાઓની પરિષદ્ ભરવાની તેને સુંદર તક છે, પરન્તુ તે ખરેખરી પરિષદ્ હોવી જોઇએ. જો તેને એવી પરિષદ્‌ની ઇચ્છા હોય કે જ્યાં માત્ર સમોવડી માન બેસે અને જ્યાં એક પણ ભિખારી ન હોય, તો દ્વાર ખુલ્લું છે, અને તે દ્વાર સદા ખુલ્લું રહેશે. આ ઠરાવમાં એવું કાંઇ નથી કે તેથી કોઇ પણ વિનયી અને નમ્ર મનુષ્યને શરમાવું પડે. આ ઠરાવ કોઇને યુદ્ધના ઉદ્ધત કહેણ રૂપ નથી. પરન્તુ ઉધ્ધતાઇ ઉપર આરૂઢ થયલી સત્તાને કહેણ રૂપ છે. લાખો વિચારશીલ મનુષ્યના પરિપકવ અભિપ્રાયની અવગણા કરનાર

'સત્તાને' તે કહેણુ રૂપ છે. સ્વતંત્રતાનો પ્રાણવાયુ લેવાને માટે મનુષ્યને અત્યંત આવશ્યક બે ફેફસાં—અભિપ્રાય દર્શાવવાની સ્વતંત્રતાને અને મંડળોમાં હળવા મળવાની સ્વતંત્રતાને પોતાની સલામતીને ખાતર કચડી નાખવા ઇચ્છતી સત્તાને એ નમ્ર અને અમોઘ કહેણુ છે. અને બોલવાની સ્વતંત્રતાને અને મંડળોમાં હળવામળવાની સ્વતંત્રતાને જકડવાની ઇચ્છા આ દેશમાં કોઇપણ સત્તા રાખતી હોય તો આ વ્યાસપીઠ પરથી તમારા નામમાં હું કહેવા ઇચ્છું છું કે તે પશ્ચાત્તાપ નહિ કરે તો ઉચ્ચ હીંમત, ઉમદા આશય અને નિશ્ચયથી વજ્ર સમાન બનેલા હિન્દની સમક્ષ તે સત્તાનો વિનાશ થશે, પછી ભલેને પોતાને હિન્દી તરીકે ઓળખાવનાર પ્રત્યેક સ્ત્રી પુરૂષનો પૃથ્વીના પટ ઉપરથી લય થઇ જાય. મારો પ્રભુ જાણતો ભલો છે કે ભિન્ન ભિન્ન મતવાળાઓની પરિષદ્માં પ્રથમ જવાની સલાહ હું આપી શકયો હોત, કાયદાના સવિનય ભંગનો આ ઠરાવ નહિ કરવાની સલાહ આપી શકયો હોત, તો મેં તેમ કર્યું હોત.

હું શાંતિપ્રિય પુરૂષ છું. મને શાંતિ પર શ્રદ્ધા છે. પરન્તુ કોઇ પણ ભોગે શાંતિ મેળવવા હું નથી ઇચ્છતો. પથ્થરમાં જે શાંતિ તમને દેખાય છે તેવી શાંતિ હું નથી માગતો; કબ્રમાં જે શાંતિ હોય છે તેવી શાંતિ હું નથી માગતો; પરન્તુ આખી દુનિયાનાં બાણના વર્ષાદને માટે જે મનુષ્યની છાતી ખુલ્લી હોય પણ સર્વશક્તિમાન્ ઇશ્વરની સત્તાથી સુરક્ષિત હોય એવા મનુષ્યના હૈયામાં રહેલી શાંતિ તો હું માગું છું."

પછી મહાત્મા ગાંધીજીએ હિન્દીમાં ભાષણ આપતાં કહ્યું: " મેં જે કાંઇ અંગ્રેજીમાં કહ્યું છે તેજ તમને ફરીથી કહેતો નથી. જે વાત તમને કહું છું તે તમે જાણો છો અને સમજો છો. સ્વરાજ્ય મેળવતાં સુધી શાંતિથી તમે જે કામ કરી રહ્યા છો તે કરવાનું હું કહું છું. અને જે વાત વિષયનિર્ણાયક સમિતિમાં થઇ હતી તે તમને કહું છું. તમારે ઇરાદામાં પણ, વિચારમાં પણ શાંતિ રાખવી. હાથથી તો શાંતિ કાયમ રાખીએ છીએ, પરંતુ જુબાન પણ સાફ રાખવી જોઇએ. આપણી જુબાન હજી સુધી સાફ રહી નથી. આપણે પ્રતિજ્ઞા લીધી છે. ખિલાફત અને અસહકારમાં શાંતિથી કામ કરનારાઓની જુબાન પણ સાફ રહેવી

જોઇએ. આપણા દિલમાં જે ગુસ્સો છે તેને આપણે રોકીશું નહિ તો હું કહું છું કે, તમારી જુબાન અને હાથથી શાંતિ રાખવી અસંભવ છે. હરેક સ્ત્રી અને પુરૂષને કામ કરવું હોય તો હું કહું છું કે, તેમણે આ પ્રતિજ્ઞાનું પાલન કરવું અને એ પ્રતિજ્ઞા લઇને અને ગુસ્સો ત્યાગીને કામ કરો. હું તમને કહું છું કે, જો તમે હિન્દુસ્થાનને આઝાદીએ પહોંચાડવા ચાહતા હો તો જરૂર આ પ્રતિજ્ઞા લો.

જો તમે આ વાત નહિ માનો તો આ કામને ખરાબ કરશો. હિન્દુ અને મુસલમાન ખરાબ ખરાબ થઇ જશે. પાગલ હિન્દુ કહેશે કે મુસલમાનોએ સોમનાથનું મંદિર તોડયું અને એ પ્રમાણે પાગલ મુસલમાન કાંઇ બીજી વાત કહેશે. તે અફગાનિસ્તાનના બળનો વિચાર કરશે. તમે શાંતિ છોડશો તો શાંતિ રહેશે નહિ. શાંતિ રાખવાથીજ શાંતિ રહેશે. હિન્દુસ્થાનની જે દશા છે તેનો પણ વિચાર કરવો જોઇએ. તમારામાંથી જેઓ એમ જાણે છે કે હિન્દુસ્થાનમાં અમે પારસી, હિન્દુ, મુસલમાનોની સાથે મુહબ્બતથી રહેશું તો આ પ્રતિજ્ઞા લેવી પડશે, અને તલવાર ખેંચશે તો કામ નહિ લાગે. જે લોક એવા હશે તે અંગ્રેજો પાસે ચાલ્યા જશે. કેટલાક કહેશે કે અંગ્રેજી રાજ્યમાં અમે અહીંયાં બેસી તો શકતા હતા. મેં આ વાત લંબાણથી કહી. સ્વરાજ્ય લાવવાને સ્વયંસેવક સેનાને માટે તમારે જાણવું જોઇએ કે આ વાત આવશ્યક છે. એક બીજી વાત છે. વાત એ છે કે આપણે જેલ જવાને તૈયાર છીએ, મારપીટની બરદાસ્ત કરવાને તૈયાર છીએ, મોતની પણ બરદાસ્ત કરવાને તૈયાર છીએ. હવે બીજી શર્ત કેવી છે ? બીજી શર્ત એ છે કે આપણે ગુસ્સો રોકીને બરદાસ્ત કરવી, જો ગુસ્સો ન રોકીએ તો એ બરદાસ્ત બરદાસ્ત ન ગણાય. હજરત અલી પર એક આદમી થુંકયો ત્યારે તેમણે ગુસ્સો ન કર્યો. ગુસ્સો કર્યો હોત તો ઇસ્લામ આજ સુધી કાયમ ન રહેત. એ તો આપણી પુરાણી રીત છે. સબુરીથી આપણે આપણું કામ કરીશું તો પ્રભુ કહેશે કે સારૂં કર્યું. તલવાર નહિ ચલાવવી જોઇએ. જો એ પ્રકારે અમે કામ કરવા માગીએ તો સારૂં છે. હું હમેશને માટે તમારી તલવાર છીનવી લેવા નથી માગતો, અત્યારે તો છીનવી લઉંજ.

તેમાં આત્મહત્યા નથી. હિન્દુસ્થાનને માટે મરવું એ આત્મહત્યા નથી. આત્મહત્યા હિન્દુ અને મુસલમાન બન્નેને માટે ખરાબ છે. હિન્દુ ધર્મ શિખવે છે કે જો તમે કોઇ સ્ત્રીને બેઇજ્જત કરવા માગતા હો તો જુઓને દુખી મરો. આત્મહત્યા ખરાબ છે, પણ આ આત્મહત્યા ઠીક છે. તમે પંદર મહીનાથી કામ કર્યું છે. એવુંજ કામ કરવું જોઇએ.

સ્વરાજ્ય કમજોર દિલને માટે નથી. શૌકતઅલી હોત તો કહેત કે સ્વરાજ્યને માટે મરી જવું પડશે. સ્ત્રીનો ત્યાગ કરવો પડશે. સ્વરાજ્યને માટે એ મોટી વાત નથી. ”

રા. વિઠલભાઇ ઝ. પટેલે આ ઠરાવને અનુમોદન આપતાં કહ્યું કે, હું આ ઠરાવને ટેકો આપું છું એટલુંજ નહિ, પણ તે ઠરાવ રજુ કરતાં ગાંધીજીએ તે ઉપર કરેલા ભાષણના અક્ષરે અક્ષરને ટેકો આપું છું. તેમણે સ્વરાજ્યપ્રાપ્તિને માટે કાયદાના સવિનયભંગનો પક્ષ કરતાં કહ્યું: “ આ ઠરાવ જો કે લાંબો છે પણ તેનો હું એકજ અર્થ કરું છું. તે એટલુંજ કહે છે કે, આપણે દરેક સ્ત્રી અને પુરૂષે જેલમાં જવું, કે મરી જવું કે સ્વરાજ્ય લેવું. આપણે માટે એજ રસ્તા છે–જેલ જવું, મરવું કે સ્વરાજ્ય લેવું. માટે બ્હેનો અને ભાઇઓ, હું વિનવીને કહું છું કે, જો તમારામાં જેલ જવાની અને જરૂર પડે તો ખુશીથી મરવાની હીંમત ન હોય તો તમે આ ઠરાવની વિરૂદ્ધ મત આપજો. મહેરબાની કરીને તમે પોતાને અને દુનીયાને છેતરશો નહિ. પરમેશ્વર તો કોઇથી છેતરાતોજ નથી. જો અંતઃકરણથી માનતા હો કે સવિનયભંગ શિવાય એટલે કેદમાં જવા શિવાય કે જરૂર પડે તો મર્યા શિવાય બીજો રસ્તોજ નથી, એવી જો તમારી ખાત્રી થઇ ગઇ હોય તોજ લાભમાં મત આપજો. નહિ તો નકામા હાથ ઉંચા ન કરશો. તમે ઠરાવ પસાર કર્યો એટલે ઇશ્વરને માથે રાખી શાંતિથી, ખુશીથી, જેલ જવાનું, દેશને માટે મરવાનું તમે કબુલ રાખ્યું. તેમ ન કરવું હોય તો ઠરાવની વિરૂદ્ધ હાથ ઉંચા કરજો. ” પછી તેમણે બતાવી આપ્યું કે સરકારની અને આપણી વચ્ચે વાંધો નથી. સરકારે તોડેલાં વચનોની યાદ દેવરાવી, અને અંતે વિનીત વર્ગના ભાઇઓને પણ સરકાર સાથે અસહકાર કર-

કોની વિનતિ કરી. મોલાના અબ્દુલ મજીદે ઠરાવને વિશેષ અનુમોદન આપ્યું. તેમણે કહ્યું કે, આ ઠરાવને માત્ર તાળીઓ પાડીનેજ અનુમોદન આપવાનું નથી; પરન્તુ મુક્તિને માટે અડગ શ્રદ્ધા, અચળ હીંમત, અને અટળ નિશ્ચય દાખવવાની આવશ્યકતા છે. જો તમારો નિશ્ચયના બળનું યથાર્થ માપ કાઢશો તો આજે તમને કહેવાનો અધિકાર છે કે, આજનો દિવસ સ્વતંત્રતા જાહેર કરવાનો દિવસ નથી, પરંતુ યુદ્ધ જાહેર કરવાનો દિવસ છે, અને ખુદા તે દિવસ જલદી આપશે જ્યારે આપણે સ્વતંત્રતા જાહેર કરવાને તત્પર બનીશું. પછી તેમણે પંડિત મોતીલાલ નેહરૂએ મોકલાવેલો સંદેશો કહી બતાવ્યો કે, આગળ ધપવું પણ પાછા હઠવું નહિ. મહાત્મા ગાંધીજી પર અમારો સંપૂર્ણ વિશ્વાસ છે. અસહકાર આપણને બહુ અસરકારક જણાયો છે; અને આપણે જુસ્સાપૂર્વક આગળ ધપવું જોઇએ. છેવટે તેમણે કહ્યું: "અહિંસાથી જડવાદનું અભિમાન નષ્ટ થશે. જે રાષ્ટ્ર દુર્બળ હોય કે જલિયાંવાલા બાગની માફક કચડાઇ ગયું હોય છતાં તેને ઇશ્વરપર શ્રદ્ધા હોય, અને સત્યમાંથી મળતા બળપર આધાર હોય તો ગર્વિષ્ઠ અને ઉછાંછળાં રાષ્ટ્રો પોતાનાં મસ્તકો નમાવશે, અને તેમનો ગર્વ શીઘ્ર અદશ્ય થઇ જશે." મોલાના સૈયદ મહમદ ફકીરે વિશેષ અનુમોદન આપતાં કહ્યું: આ ઠરાવ ફક્ત હિન્દનેજ નહિ પરન્તુ દુનિયાને પણ માર્ગ બતાવનાર સુપ્રકાશિત આફતાબ છે. જો આજે આપણે શાંતિ અને સબુરી શિવાય કોઇ કામ કરવા નીકળીશું તો તે કામ થાય તે પહેલાં આપસઆપસમાં તકરાર થશે અને મુલક બરબાદ બની જશે. મનુષ્યનો નિશ્ચય મોટામાં મોટી સત્તાને તોડી પાડે છે. એનો માયનો એ નથી કે અમારી બહાદુરીમાં કોઇ ફરક આવે છે. બહાદુરીની એ પણ એક સુરત છે જેને આ ઠરાવમાં બતાવવામાં આવી છે. મારવું સહેલ છે, મરવું મુશ્કિલ છે. તાકાત હોવા છતાં એવી રીતે મરવામાં વિશેષ આનંદ છે કે, એક તરફથી બાણોનો વર્ષાદ વરસતો હોય, તોપના ગોળા છુટતા હોય, બંદુકની ગોળીઓ ચાલતી હોય, પરન્તુ આપણે કહીએ છીએ કે એ મચ્છરોના ગણગણાટ કે માકડના ચટકાથી વધારે નથી. હિન્દુઓ પુનર્જન્મ માને છે. મુસલમાનોનાં શાસ્ત્રમાં કહ્યું છે કે, જે કોઇ ખુદાને વાસ્તે મરે છે તે મરતો નથી. જાલિમ જાણે છે કે, મેં એની ગર્દન

કાપી નાખી, પરન્તુ તેથી જાલિમની ગર્દનપર સંકટ આવે છે." શ્રીમતી મંગલાદેવીએ ઠરાવને વિશેષ અનુમોદન આપતાં કહ્યું કે, ભારતવર્ષ અને એશિયાનું સદ્‌ભાગ્ય છે કે, "દુનિયાને રહમત શિખવાડનારા, રક્ષા કરનારા, અધ્યાત્મનું શિક્ષણ આપનારા, અહીયાં પેદા થયા છે. આ પણ એક નવો ધર્મ હિન્દુસ્થાનમાંજ ઉત્પન્ન થયો છે. આ નવી ચીજ રાજનૈતિક ક્ષેત્રમાં વિચિત્ર થઇ છે. જો આ નવી વાત માનીને તમે ચાલશો તો દુનિયામાં તમે એ ઉદાહરણ રાખી શકશો કે આ પ્રકારે રહમતથી આઝાદી, સ્વતંત્રતા અને સ્વરાજ્ય મળે છે. હવે સ્વતંત્રતા આવશે. તે આઝાદી શાંતિ રાખ્યાથી મળે છે. આ આઝાદીના યુદ્ધમાં ૩૦ કરોડ વસ્તીના હિન્દુસ્થાને શાંતિનો માર્ગ સ્વીકાર્યો છે. તે કહે છે કે, મારી પાસે કાંઇ હથિયાર નથી, બસ રહમતનીજ તાકત છે. આઝાદીને અમે એજ તાકતથી લઇશું" શારદાપીઠના જગદ્‌ગુરૂ શ્રી શંકરાચાર્યે વિશેષ અનુમોદન આપતાં કહ્યું કે, અસહકારનો કાર્યક્રમ આપણે નાગપુરની મહાસભામાં સ્વીકાર્યો તેને આજે એક વર્ષ થઇ ગયું છે. ખિલાફત અને પંજાબનાં દર્દો દૂર કરવાને બદલે અને સ્વરાજની સંતોષકારક યોજના આકારવાને બદલે ઉલટું સરકારે ખિલાફત અને મહાસભાના સ્વયંસેવકોની સામાન્ય દૈનિક પ્રવૃત્તિઓને ગેરકાયદેસર જાહેર કરી છે. એ સંયોગોમાં હવે આપણે આપણો ઉદ્દેશ સફળ કરવાને શું કરવું તેનો વિચાર કરવાનો છે. વળી ઇંગ્લાંડના ના. શહેનશાહના હિંદમાંના ન્યાયખાતાના મોટામાં મોટા પ્રતિનિધિઓએ ખુલ્લે ખુલ્લું જાહેર કર્યું છે કે, સરકારના હલકા અમલદારોના હુકમો અથવા તરંગો પણ ઇશ્વરના કાયદાથી શ્રેષ્ઠ છે, ઇંગ્લાંડના એક પછી એક ત્રણ રાજાઓના શાહી ઢંઢેરાઓથી પણ શ્રેષ્ઠ છે, અને તેમના પોતાના નિયમિત કાયદાઓથી પણ શ્રેષ્ઠ છે. તેથી ઉલટી રીતે પ્રત્યેક નીતિશાસ્ત્રમાં અને ધર્મશાસ્ત્રમાં આગ્રહપૂર્વક કહેવામાં આવ્યું છે કે, ઇશ્વરનો કાયદો હંમેશાં મનુષ્યના કાયદા કરતાં શ્રેષ્ઠ છે. આ સંયોગોમાં આપણે શું કરવું જોઇએ? આપણે આપણા અસહકારનો ત્યાગ કરી શકતા નથી. આપણે અસહકાર શરૂ કર્યો, કેમકે આપણે ખિલાફત અને પંજાબનાં દર્દો દૂર કરાવવા અને સ્વરાજની સ્થાપના કરવા માગતા હતા. આ ત્રણ

બીજેમાંથી કોઇ વાત સિદ્ધ થઇ નથી; અને તેથી ગયે વર્ષે આપણે લીધેલી પ્રતિજ્ઞાને આપણે વફાદાર રહેવા માગતા હોઇએ તો અસહકારથી આપણે એક તસુ પણ વેગળા ખસવું ન જોઇએ. ઉલટી રીતે દમનની અને ન્યાયની સામી દિશામાં પ્રગતિ થઇ છે. તેથી આગળ પગલાં ભરવાનો વિચાર કરવાનું આપણું કર્તવ્ય છે, અને ખાસ કરીને ઇશ્વરના કાયદાઓને સ્થાનભ્રષ્ટ કરવામાં આવ્યા છે, અને મનુષ્યના કાયદાઓને, કે મનુષ્યના તરંગોને ઇશ્વરના સિંહાસન ઉપર આરૂઢ કરવામાં આવ્યા છે તેથી સર્વ અધાર્મિક હુકમો સામે સવિનય કાયદાભંગનું પ્રાથમિક શસ્ત્ર સ્વીકારવાની આપણી ફરજ છે. એ બાબતમાં હિન્દમાં પોતાના પિતા અને નરેશ હિરણ્યકશ્યપુના અધાર્મિક હુકમોનો અનાદર કરનાર પ્રહ્લાદનું ઉદાહરણ આપણે જાણીએ છીએ. પછી તેમણે કહ્યું કે, સર્વ ધર્મશાસ્ત્રોમાં એ તત્ત્વનો સ્વીકાર કરાયલો છે. પછી તેમણે રાષ્ટ્રીય કાર્યમાં એકતા સાધવાને માટે, અંતઃકરણની સ્વતંત્રતાના પાલન માટે વિનતિ કરી, કાયદાના સવિનયભંગને માટે માટે માત્ર ખાદી પહેરવી અને કાંતતાં તથા વણતાં આવડવાનાં બંધનો રાખવામાં આવ્યાં હતાં તે ઢીલાં મુકવાની વિનતિ કરી, અને એવા બીજા ધાર્મિક મુદ્દાઓ બાદ કરીને ઠરાવને અનુમોદન આપ્યું. પછી ખ્વાજા અબ્દુલ રહેમાન ઘાઝી, અને સરદાર ગુરુબક્ષ સિંધે ઠરાવને વિશેષ અનુમોદન આપ્યું. શ્રીમતી સરોજિની નાયડુએ "સ્વતંત્ર હિંદના આત્મા" તરીકે વિશેષ અનુમોદન આપતાં કહ્યું કે, મને સરકાર અથવા સત્તાવાળાઓની પરવા નથી; મને ફક્ત સિદ્ધાંતો અને આદર્શોની પરવા છે. સમયાનુકૂળ થવાની મને પરવા નથી; હું ફક્ત અમર સત્ય સ્વીકારૂં છું અને તદનુસાર વર્તન કરૂં છું. પછી તેમણે આ ઠરાવમાં દમનનો જવાબ કેવી રીતે આપવામાં આવ્યો છે તે વિષે કહ્યું: જવાબ એ છે કે, સેંકડો કોમલાંગી સુંદરીઓએ પોતાના પુત્રો, પતિઓ અને પિતાઓને કેદમાં મોકલી આપીને તેમનું સ્થાન લેવાને, દેશબંધુ ચિત્ત રંજન દાસના શબ્દોમાં "મશાલ પકડી રાખવાને," રસ્તાના પથિક બનવાને અને જો પ્રાણ આપવો પડે તોયે પોતાનાં શબો ઉપર તમારી સ્વતંત્રતાનો મહાલય બાંધવાને માટે આજે અંહિયાં આવી છે. પ્રભાતમાં સૂર્યને કહો, "તું ઉગીશ નહિ" અને હિન્દને કહો,

" તારાં નિયત સ્વાતંત્ર્ય તરફ તું ગતિ ન કર " ગંગાના પ્રવાહને કહો, " તું વહી જતો બંધ થા, " અને હિન્દી સ્ત્રીઓના આત્માને કહો, " સ્વતંત્રતાના સમુદ્ર તરફ તમારો પ્રવાહ ન જવાદો. " પૃથ્વીને કહો, " વસંતમાં તું નવપલ્લવિત ન થા, " મધ્યરાત્રે આકાશના તારાઓને કહો, "તમે ન ચમકો" અને અમારા તરૂણોને કહો, "સ્વયંસેવક સેનામાં ન જોડાઓ." તરૂણ વર્ગ શું સહન કરી શકે છે તે હું નથી જાણતી ? તે શું પ્રાપ્ત કરી શકે છે તે હું નથી જાણતી ? મુંબાઇના પેલા ભયંકર દિવસોમાં આપણું સઘળું કાર્ય નષ્ટભ્રષ્ટ થઇ જશે એમ લાગતું હતું, ત્યારે કોણે હાથ દીધો ? કોણે ? ફકત સાધુના ઉપદ્રાસેજ નહિ; પરન્તુ મારા તરૂણ સ્વયંસેવકોનાં સહનશકિત, હીંમત; આત્મ-ભોગે. હિન્દના વિજયની મૂર્તિ સમા તે પોતાની આસપાસ તોફાન જામેલું હોવા છતાં, ભયનું વાદળ ઘુમતું હોવા છતાં, લોહીની છોળો ઉડતી હોવા છતાં રાત્રી અને દિવસ પોતપોતાનાં સ્થાનપર નિર્ભય ઉભા રહ્યા હતા. રા. રૂસ્તમજી કે. સીધવાએ ઠરાવને પારસીઓ તરફથી વિશેષ અનુમોદન આપતાં કહ્યું કે, જે સિદ્ધાંતથી આ લડત ચાલે છે, તેમાં પારસી કોમ તમારી સાથે હમશરીક છે. હિંદના દાદા દાદાભાઇ નવરોજીએ જેમ કલકત્તામાં સ્વરાજ્યનો ઝંડો સૌથી પહેલો ફરકાવ્યો; તેમજ જે સિદ્ધાંતને માટે આ દેશે લડત માંડી છે તેમાં પારસી કોમ દાદાભાઇની પેઠે જ તમારી સાથે ઉભશે એ ખચીત માનજો.

પછી ઠરાવ પર મત લેવામાં આવ્યા. માત્ર ૧૦ મત ઠરાવની વિરૂદ્ધ પડયા. મોટી બહુમતીથી ઠરાવ પસાર કરવામાં આવ્યો.

પછી જેઓ પૂરા અસહકારી ન હોય અથવા સહકારી હોય તેમને સ્વરાજ્ય સ્થાપવાની માગણી કરવાની, ખિલાફત અને પંજાબનાં દર્દો દૂર કરવાનો આગ્રહ કરવાની, જૂદી જૂદી કોમો વચ્ચે ઐકય સાધવાને સહાય આપવાની, અને હાથ કંતામણ તથા હાથવણાટ લોકપ્રિય બનાવવાની વિનંતિ કરનારો ઠરાવ બીજો; મોપલા બળવા વિષે ઠરાવ ત્રીજો; ગાઝી મુસ્તફા કમાલ પાશા અને તુર્કોને મુબારકબાદી આપનારો ઠરાવ ચોથો; મુંબાઇમાં ૧૭ મી નવેંબરે બનેલા બનાવો માટે શોક દર્શાવનારો ઠરાવ પાંચમો; શ્રીમાન્ બાબા ગુરૂદત્તસિંઘજી અને બીજા શીખ આગેવાનોને મુબારકબાદી આપ-

નારો ઠરાવ છઠ્ઠો; મહાસભાના બંધારણમાં કેટલાક ફેરફારો કરવાનો ઠરાવ સાતમો; ૧૯૨૨ ને માટે મહાસભાના સામાન્ય મંત્રીઓની નીમણુંકનો ઠરાવ આઠમો; મહાસભાના ખજાનચીઓની નીમણુંકનો ઠરાવ નવમો; એ સર્વ ઠરાવો પ્રમુખસ્થાનેથી રજુ કરવામાં આવ્યા, અને તે પસાર કરવામાં આવ્યા.

પછી મૌલાના હજરત મોહાનીએ મહાસભાનું ધ્યેય બદલવાનો ઠરાવ રજુ કર્યો. આ ઠરાવ વિષય નિર્ણાયક સમિતિમાં ખૂબ ચર્ચાયો હતો અને બહુમતી વિરૂદ્ધ હોવાથી ત્યાં તે ઉડી ગયો હતો, પરન્તુ મૌલાના હજરત મોહાનીએ એ ઠરાવ મહાસભાની બેઠકમાં રજુ કરવાનો ઇરાદો જાહેર કર્યો હતો, તદનુસાર એ ઠરાવ તેમણે રજુ કર્યો. એ ઠરાવ નીચે પ્રમાણે હતો.

"હિન્દી રાષ્ટ્રીય મહાસભાનું ધ્યેય સઘળાં વિદેશીય કાબુથી મુક્ત રહીને સર્વ કાયદેસર અને શાંતિના સાધનોથી હિન્દની પ્રજાએ સ્વરાજ અથવા સંપૂર્ણ સ્વાતંત્ર્ય મેળવવું એ છે."

ઠરાવ રજુ કરતાં તેમણે કહ્યું કે, આ ઠરાવથી આપણે કહીએ છીએ કે "સ્વરાજ્ય" એટલે "સંપૂર્ણ સ્વાતંત્ર્ય". નાગપુર મહાસભામાં મહાસભાના ધ્યેયનો ઠરાવ રજુ કરવામાં આવ્યો ત્યારે તેમાં "સ્વરાજ" શબ્દ દાખલ કરવામાં આવ્યો હતો. તે સમયે કહેવામાં આવ્યું હતું કે એ શબ્દની વ્યાખ્યા બાંધવામાં આવી નથી, એટલે લોકોને ગમે તેવો તેનો અર્થ કરે, અને જેઓ "સ્વરાજ" નો અર્થ બ્રિટિશ મહારાજ્યની અંદર અથવા તેની બહાર એવો કરે તેઓ મહાસભામાં ચાલુ રહે. મહાત્માજીએ કહ્યું હતું કે, જો ખિલાફત અને પંજાબના પ્રશ્નોનો આપણી ઇચ્છા પ્રમાણે નીકાલ આવે તો આપણે મહારાજ્યની બહાર જવા યત્ન નહિ કરીએ. પરન્તુ જો સંતોષકારક નીકાલ ન થાય તો મહારાજ્યની બહારના સ્વરાજને માટે આપણે યત્ન કરીશું. જ્યારે તે શરત પળાઇ નથી, જ્યારે એક વર્ષમાં ખિલાફત અને પંજાબના પ્રશ્નોનો નીકાલ થયો નથી, ત્યારે આપણા કથન અનુસાર, એક વર્ષ પછી આજે આપણે એમ શા માટે ન કહેવું જોઇએ કે, સ્વરાજ્ય એટલે "સંપૂર્ણ

સ્વાતંત્ર્ય " ? જો તમે સ્વતંત્રતા જાહેર કરવા અશક્ત હો તો, કમમાં કમ તમારે તમારૂં ધ્યેય સ્પષ્ટ રીતે દર્શાવવું જોઇએ. બાંધેલી સમય મર્યાદા પૂરી થઇ ગઇ છે. મારી દલીલ એ છે કે સંપૂર્ણ સ્વાતંત્ર્ય વિના આમાંના કોઇ પણ પ્રશ્નનો નીકાલ થઇ શકશે નહિ. પંજાબ-પ્રકરણની પુનરૂક્તિની શકયતા દૂર કરવામાં આવે ત્યારેજ પંજાબના પ્રશ્નનો નીકાલ આવી શકે, અને જ્યારે હિન્દ સંપૂર્ણ સ્વાતંત્ર્ય મેળવે ત્યારેજ તે શક્ય છે. સંસ્થાનોને આપવામાં આવેલું સ્વરાજ પણ મેળવવું મુશ્કિલ છે, અને અંગ્રેજો તે ખુશીથી નહિ આપે. ત્યારે આપણે ઉંચામાં ઉંચો આદર્શ આપણી સમક્ષ શા સારૂ ન રાખવો ? અને શા માટે આપણે એમ ન કહેવું કે અમે સંપૂર્ણ સ્વાતંત્ર્ય માટે આગ્રહ કરીએ છીએ ? જ્યાં સુધી બ્રિટિશ શાહીવાદને તોડવામાં ન આવે ત્યાં સુધી ખિલાફત પ્રશ્નનો નીકાલ થવો શક્ય નથી. જ્યાં સુધી તેમનો શાહીવાદ તોડવામાં નહિ આવે ત્યાં સુધી બ્રિટિશો ઇરાક, અરબસ્તાન, અને જઝીરત-અર્બમાંથી પાછા હઠશે નહિ, અને આખી દુનિયા તેમના દોરમાંથી મુક્ત થશે નહિ. લોકમાન્ય તિલકના શબ્દો આપણે હૃદયમાં ધારણ કર્યા છે કે, " સ્વતંત્રતા એ આપણો જન્મસિદ્ધ હકક છે અને તે મેળવવી એ આપણો ધર્મ છે " રા. આર. વેંકટરામે ઠરાવને અનુમોદન આપ્યું, સ્વામી કુમારાનંદે, રા. યાકુબઅલી ખાને, અને રા. ટી. પી. અલ્વારે વિશેષ અનુમોદન આપ્યું.

મહાત્મા ગાંધીજીએ આ ઠરાવનો વિરોધ કરતાં કહ્યું કે, હઝરત મોહાનીએ કેવો બંબગોળો ફેંકયો છે તે તમે સાંભળ્યું છે. એક વાત રાખી છે કે સંપૂર્ણ સ્વરાજ જોઇએ. આ ઠરાવ આગલા ઠરાવનો વિરોધી છે. આપણે નાના વાતો નથી કરતા અને મોટી વાતોનો વિચાર કરવા માગીએ છીએ. એવો માયનો હજરત સાહેબના ઠરાવનો છે. આપણે પ્રથમ આપણા બળનું માપ કાઢવું જોઇએ. પ્રથમ આપણું પોતાનું ઉંડાણ માપવું જોઇએ. જે પાણીનું ઉંડાણ આપણે જાણતા નથી તે પાણીમાં પગ મુકવો ન જોઇએ, અને હજરત મોહાનીનો આ ઠરાવ અગાધ ઉંડાં પાણીમાં તમને લઇ જાય છે. મનુષ્ય પોતાની મરજી પ્રમાણે

બદલી શકે એવાં વસ્ત્રો જેવાં ધ્યેયો છે શું? યુગે યુગે લોકો ધ્યેયો માટે જાન કુરબાન કરે છે, અને ધ્યેયો માટે લોકો પ્રાણ ધારણ કરી શકે છે.

મૌલાના હજરત મોહાનીએ મહાત્મા ગાંધીજીની દલીલોનો ઉત્તર વાળ્યો.

ઠરાવ પર મત લેવામાં આવ્યા, અને મોટી બહુમતીથી ઠરાવ નામંજુર થયલો જાહેર કરવામાં આવ્યો.

પછી પ્રમુખે મહાસભામાં થયલા કાર્યનો ઉપસંહાર એક ટુંકા ભાષણમાં કર્યો.

શ્રીયુત સી. વિજયરાઘવાચારીઅરે પ્રમુખનો ઉપકાર માનવાનો ઠરાવ રજુ કર્યો, સ્વામી શ્રદ્ધાનંદજીએ તેને અનુમોદન આપ્યું અને ઠરાવ પસાર કરવામાં આવ્યો.

સ્વાગત સભાના પ્રમુખનો ઉપકાર માનવાનો ઠરાવ શેઠ જમનાલાલ બજાજે રજુ કર્યો, શ્રીમતી સત્યવતી દેવીએ તેને અનુમોદન આપ્યું અને ઠરાવ પસાર કરવામાં આવ્યો. રા. વલ્લભભાઇ પટેલે તેનો યોગ્ય જવાબ આપ્યો, અને અમદાવાદ રાષ્ટ્રીય સ્ત્રી મંડળની સ્વયંસેવિકાઓએ વંદે માતરમ્ ગાયા પછી વંદે માતરમ્ અને મહાત્મા ગાંધીજીકી જયના ગગનભેદક ઘોષ સહિત મહાસભાનું કાર્ય સમાપ્ત થયું.

---

## ઠરાવો.

### અસહકાર.

છેલ્લી મહાસભાની બેઠક બાદ હિંદુસ્તાનના લોકોએ સ્વાનુભવ ઉપરથી જોયું છે કે અહિંસાત્મક અસહકાર અખત્યાર કરવાને લીધે દેશે નિર્ભયતા, આપભોગ અને આત્મમાનમાં ભારે પ્રગતિ કરી છે તેથી, તથા એ પ્રવૃત્તિથી સરકારની પ્રતિષ્ઠાને ભારે ધક્કો પહોંચ્યો છે તેથી, તથા દેશ આખો સ્વરાજ્યની દિશામાં ઝપાટાભેર પ્રગતિ કરી રહ્યો છે તેથી; આ મહાસભા કલકત્તાની મહાસભાની ખાસ બેઠકમાં પસાર થયેલો અને નાગપૂરમાં

ફરી મંજુર થયેલો ઠરાવ કાયમ રાખે છે અને જ્યાં સુધી ખિલાફતનાં તથા પંજાબનાં દુઃખોનું નિવારણ ન થાય તથા સ્વરાજ્ય ન સ્થપાય અને હિંદુસ્તાનના રાજ્યવહીવટનો કબજો બિનજવાબદાર સરકારના હાથમાંથી હિંદુસ્તાનના લોકોના હાથમાં ન આવે ત્યાં સુધી અત્યાર કરતાં વધુ જોસથી અહિંસાત્મક અસહકારનો કાર્યક્રમ દરેક પ્રાન્ત પોતાને માટે જે રીતે ચલાવવાનું ઠરાવે તે રીતે ચાલુ રાખવાનો પોતાનો મક્કમ નિશ્ચય જાહેર કરે છે.

અને વાયસરોય સાહેબે તાજેતરનાં પોતાનાં ભાષણોમાં જે બધી ધમકીઓ આપી છે તેથી, તથા તેને પરિણામે હિંદની સરકારે જૂદા જૂદા પ્રાંતોમાં સ્વયંસેવકનાં દળો વિખેરી નાખીને, ગેરકાયદે અને આપખુદ રીતે જાહેર સભાઓ તથા સમિતિ સભાઓની પણ જબરદસ્તીથી બંધી કરીને, અને કેટલાક પ્રાંતોમાં મહાસભાના કાર્યકર્તાઓને પકડીને દમનનીતિ અખત્યાર કરી છે તેથી, તથા આ દમનનીતિનો સ્પષ્ટ ઉદ્દેશ મહાસભા અને ખિલાફતની પ્રવૃત્તિને ગુંગળાવી દેવાનો તથા લોકોને તેમની મદદ મળતી બંધ કરવાનો છે તેથી આ મહાસભા ઠરાવ કરે છે કે મહાસભાની તમામ પ્રવૃત્તિઓ જેટલે દરજ્જે જરૂરી હોય તેટલે દરજ્જે મુલતવી રાખવી, અને સહુ કોઇને મહાસભા અપીલ કરે છે કે તેમણે ગઇ ૨૩ મી નવેંબરે મહાસભાની કાર્યવાહક સભાએ મુંબાઇમાં નક્કી કરેલા ઠરાવમાં જણાવેલી શરતો પ્રમાણે, આખા દેશભર જે સ્વયંસેવકસૈન્યો તૈયાર કરવામાં આવે તેમાં જોડાઇને શાન્તિપૂર્વક તથા કશી પણ હોહા કર્યા વિના પકડાવા માટે પોતાની જાતને અર્પણ કરવી. વળી નીચે જણાવેલા પ્રતિજ્ઞાપત્ર ઉપર સહી ન કરે તેને સ્વયંસેવક તરીકે સ્વીકારવો નહિ:—

ઇશ્વર સાક્ષી રાખીને હું પ્રતિજ્ઞા કરું છું કે:

(૧) હું રાષ્ટ્રીય સ્વયંસેવકસૈન્યનો સૈનિક થવા ઇચ્છું છું.

(૨) જ્યાં સુધી હું તે સૈન્યમાં રહીશ ત્યાં સુધી હું વાચા અને કર્મણા અહિંસાપરાયણ રહીશ તથા મનસા પણ તેવાજ રહેવાનો ખરા દિલથી પ્રયત્ન કરીશ, કારણ હું માનું છું કે હિંદુસ્તાનના અત્યારના સંજોગોમાં કેવળ અહિંસા જ ખિલાફત તથા પંજાબને મદદ કરી શકે અને સ્વરાજ્યની સ્થાપના કરી શકે તથા હિંદુસ્તાનની તમામ કોમો તથા જાતો, હિંદુ, મુસલમાન, શીખ, પારસી, ખ્રિસ્તિ તથા યહુદી તેમાં એકતા જમાવી શકે.

(૩) હું આવી એકતામાં માનું છું અને તેવી એકતા વધે તે માટે સતત પ્રયત્ન કરીશ.

(૪) હિંદુસ્તાનના આર્થિક, રાજકીય તથા નૈતિક ઉદ્ધારને અર્થે સ્વદેશી ખાસ આવશ્યક છે એમ હું માનું છું અને હું બીજા તમામ કાપડનો ત્યાગ કરી હાથે કાંતેલી તથા હાથે વણેલી ખાદીનો ઉપયોગ કરીશ.

(૫) હિંદુ તરીકે હું અસ્પૃશ્યતાનું કલંક દૂર કરવું, જરૂરી તથા ન્યાયયુક્ત છે એમ માનું છું. જ્યારે બની શકે તેમ હોય ત્યારે તેમના અંગત સંબંધમાં આવવાના પ્રસંગો હું શોધીશ તથા અત્યંજ જાતિઓની સેવા કરવાનો પ્રયત્ન કરીશ.

(૬) હું મારા ઉપરી અમલદારોની સૂચનાઓનું તથા સ્વયંસેવક સમિતિ અથવા કારોબારી સમિતિ અથવા તો મહાસભાએ સ્થાપેલી બીજી કોઇ સંસ્થા આ પ્રતિજ્ઞાના તત્ત્વથી વિરોધી ન હોય તેવા જે નિયમો રચશે તે તમામનું પાલન કરીશ.

(૭) મારા ધર્મ તથા દેશને ખાતર ગુસ્સો કર્યા વિના હું જેલ, મારપીટ તથા મોતની પણ બરદાસ્ત કરી લેવા તૈયાર છું.

(૮) હું જેલમાં જાઉં ત્યારે મહાસભા પાસેથી મારા કુટુંબ માટે અથવા મારા આધાર રાખનારાઓ માટે કોઇ પણ જાતની મદદ હું માગીશ નહિ.

આ મહાસભાનો વિશ્વાસ છે કે ૧૮ વર્ષનો અને તેથી ઉપરનો દરેક શખ્સ સ્વયંસેવકસૈન્યમાં તરત જોડાઇ જશે.

જાહેર સભાઓ ભરવાની બંધીનું જાહેરનામું નીકળ્યું હોવા છતાં અને સમિતિઓની સભાઓને પણ જાહેર સભાઓ ગણવાનો પ્રયત્ન થયેલો હોવાથી, આ મહાસભા સમિતિ સભાઓ તથા જાહેરસભાઓ ભરવાની સલાહ આપે છે. જાહેરસભાઓ બંધ જગામાં ટીકીટો રાખીને તથા અગાઉથી જાહેર કરીને સંશય, તેમાં બનતા સુધી પહેલેથી જેમનાં નામો જાહેર કર્યાં હોય એવા વક્તાઓ પોતાનાં લખેલાં ભાષણો કરે તથા ઉશ્કેરણી અને તેને પરિણામે લોકો તરફથી તોફાન થવાનો સંભવ એ બન્ને ટાળવાની પૂરેપૂરી કાળજી રાખવામાં આવે.

આ મહાસભાનો એવો અભિપ્રાય છે કે કોઇ પણ વ્યક્તિ અથવા સંસ્થા તરફથી પોતાની સત્તાનો આપખુદી, જુલ્મી અને મરજી મુજબ કરી લેનારો ઉપયોગ થતો અટકાવવા સારૂ બીજા બધા ઉપાયો અજમાવી લીધા પછી હથિયારબંધ બળવાની અવેજીમાં કાયદાનો સવિનય ભંગ કરવો એજ એક માત્ર સુધરેલો અને અસરકારક ઉપાય છે. તેથી આ મહાસભા દરેક કાર્યકર્તાઓ તથા બીજાઓ જેમની શાન્તિમય સાધનોમાં શ્રદ્ધા હોય અને જેઓની ખાત્રી થઇ ગઇ હોય કે ચાલુ સરકારને હિંદુસ્તાનના લોકો પ્રત્યેનો કેવળ બિનજવા-

બહાર સ્થાનેથી ઉતારી પાડવાનો કોઇને કોઇ પ્રકારના આપભોગ સિવાય બીજો ઉપાય નથી તેઓને સલાહ આપે છે કે તેમણે વ્યક્તિગત સવિનય ભંગ આદરવો અને જ્યારે તેમને લાગે કે લોકસમૂહ અહિંસાનું તથા દિલ્હીમાં મળેલી મહાસમિતિએ જણાવેલી તેને લગતી બીજી શરતોનું પાલન કરવા પૂરતો કેળવાયો છે ત્યારે સામુદાયિક સવિનય ભંગ પણ આદરવો.

આ મહાસભાનો એવો અભિપ્રાય છે કે વ્યક્તિગત અથવા સામુદાયિક સવિનય ભંગ ( તે હુમલાના સ્વરૂપનો હોય કે બચાવના સ્વરૂપનો હોય ) યોગ્ય સાવચેતી રાખીને તથા કારોબારી સમિતિ અથવા પોતાની પ્રાન્તિક સમિતિ વખતોવખત જે સૂચનાઓ કહાડે તેને અનુસરીને ઉપાડવામાં આવે તેમાં તમામ શક્તિ એકાગ્ર કરી શકાય એટલા માટે મહાસભાની બીજી તમામ પ્રવૃત્તિઓ જ્યાં જ્યાં અને જ્યારે જ્યારે જણાય ત્યાં ત્યાં અને ત્યારે ત્યારે તેટલો વખત મોકુફ રાખવામાં આવે.

આ મહાસભા ૧૮ વર્ષના તથા તે ઉપરના તમામ વિદ્યાર્થીઓને અને તેમાંય ખાસ કરીને રાષ્ટ્રીય શિક્ષણસંસ્થાઓમાં ભણતા હોય તેમને તથા તેવી સંસ્થાઓના અધ્યાપકોને ઉપર જણાવેલા પ્રતિજ્ઞાપત્ર ઉપર તુરતાતુરત સહી કરવાનું અને રાષ્ટ્રીય સ્વયંસેવક સૈન્યમાં જોડાઇ જવાનું નિમંત્રણ કરે છે.

મહાસભાના કાર્ય કરનારાઓના મ્હોટા ભાગનું પકડાઇ જવાનું હાથવેંતમાં હોવાથી આ મહાસભા પોતાનું સામાન્ય તંત્ર જ્યારે જ્યારે બની શકે ત્યારે ત્યારે તેનો હમેશની રીતે ઉપયોગ કરવાને માટે અકબંધ રહેવા દઇને મહાત્મા ગાંધીને બીજી સૂચનાઓ નીકળે ત્યાં સુધી મહાસભાના સરમુખત્યાર નીમે છે અને મહાસમિતિની તમામ સત્તા તેમને સોંપે છે. તે સત્તામાં મહાસભાની ખાસ બેઠક બોલાવવાની, મહાસમિતિની અથવા કારોબારી સમિતિની સભાઓ બોલાવવાની સત્તાનો સમાવેશ થાય છે. આવી સત્તા મહાસમિતિની કોઇ પણ બે બેઠકો થાય તેના વચલા ગાળામાં તેમને અખત્યાર કરવાનો હક રહેશે. વળી અણધાર્યે પ્રસંગે પોતાના પછીના સરમુખત્યાર નીમવાનો પણ તેમને અધિકાર છે.

એવા ઉત્તરાધિકારી સરમુખત્યાર અથવા તેમના પછી ઉત્તરાધિકારીઓ જે જે બીજા સરમુખત્યારો નીમે તે બધા સરમુખત્યારોને આ મહાસભા ઉપર વર્ણવેલી સત્તા આપે છે.

તેમાં એક શરત એવી છે કે આ ઠરાવમાં જણાવેલી કોઇ બાબતથી મહાત્મા ગાંધીને ઉપર જણાવ્યા એવા તેમના કોઇ ઉત્તરાધિકારીને હિન્દની

સરકાર અથવા બ્રિટિશ સરકાર સાથે મહાસમિતિની મંજુરી લીધા વિના તથા તે મંજૂરી તેને માટે બોલાવેલી ખાસ મહાસભા પાસે પસાર કરાવ્યા વિના સુલેહની શરતો નક્કી કરવાનો અધિકાર નથી. વળી બીજી શરત એ પણ છે કે મહાત્મા ગાંધી અથવા તેમના ઉત્તરાધિકારીને મહાસભાની પ્રથમ પરવાનગી મેળવ્યા વિના મહાસભાના ધ્યેયમાં કોઇ પણ સંજોગમાં કશો ફેરફાર કરવાની સત્તા નથી.

આ મહાસભા જે દેશભક્તો પોતાના અંતરાત્માના અવાજને ખાતર અથવા દેશને ખાતર જેલ ભોગવી રહ્યા છે તેમને મુબારકબાદી આપે છે અને માને છે કે તેમના આપભોગથી સ્વરાજ્યનું આગમન બહુ ત્વરિત થયું છે.

## રાષ્ટ્રના ઉદ્ધાર માટે.

૨. આ મહાસભા જેઓ સંપૂર્ણ અસહકારમાં અથવા તો અસહકારના સિદ્ધાન્તમાં ન માનતા હોય પરંતુ રાષ્ટ્રીય સ્વમાનને સારૂ ખિલાફત અને પંજાબનાં દુઃખોના નિવારણની માગણી કરવાનું અને તે માટે આગ્રહ રાખવાનું તથા સંપૂર્ણ રાષ્ટ્રીય આત્મપ્રગટનને અર્થે સ્વરાજ્યની એકદમ સ્થાપના માટે આગ્રહ રાખવાનું જરૂરી ધારતા હોય તેવા સહુને અપીલ કરે છે કે તેઓ જુદા જુદા ધર્મની કોમો વચ્ચે એખલાસ વધારવામાં પ્રજાને પૂરેપૂરી મદદ કરે, પીંજણ, હાથ કંતામણ તથા હાથવણાટનાં કપડાંનો ઉપયોગ કરે અને તેનો પ્રચાર કરે, સંપૂર્ણ દારૂનિષેધના કાર્યમાં મદદ કરે અને જો તેઓ હિંદુ હોય તો અસ્પૃશ્યતા દૂર કરવામાં તથા અસંજ્ઞ જાતિઓની સ્થિતિ સુધારવામાં મદદ કરે.

## મોપલા બળવો.

૩. આ મહાસભા પોતાની દૃઢ માન્યતા જાહેર કરે છે કે મોપલાઓનાં તોફાનો અસહકાર અથવા ખિલાફતની ચળવળને પરિણામે નથી થયેલાં. તેનું ખાસ કારણ તો એ છે કે આ તોફાનો થયાં તે અગાઉ છ મહિના પહેલાંથી જીલ્લા સત્તાધિકારીઓ તરફથી તોફાનવાળા ભાગમાં અસહકારીઓ અથવા ખિલાફતના ઉપદેશકોને જવા દેવામાં આવ્યા ન્હોતા. આ તોફાનો તો આ બન્ને ચળવળ સાથે કાંઇ સંબંધ નહિ ધરાવતાં કારણોથી થયેલાં છે અને અસહકારનો સંદેશો તેમને પહોંચવા દેવામાં આવ્યો હોત છતાં કેટલાક મોપલાઓએ જાનમાલની જે ખુવારી કરી તથા લોકોનો બળાત્કારે ધર્મ છોડાવ્યો તે માટે આ મહાસભા ખેદ દર્શાવે છે. તેની એવી માન્યતા છે કે મૌલાના યાકુબ હુસેન તથા બીજા અસહકારીઓએ મદદ આપવા માટે તે મુલકમાં

સરકારે સ્વીકારી હોત તથા મહાત્મા ગાંધીને મલબાર જવા દીધા હોત તો તોફાનો લાંબાં ચાલ્યાં તે ન ચાલત. વળી તેની એવી પણ માન્યતા છે કે મોપલા કેદીઓ સાથે ચલાવવામાં આવેલું ખરાબ વર્તન જેનું સ્વરૂપ ગૂંગળાવીને મારી નાખનારા બનાવ ઉપરથી જણાય છે તે આધુનિક સમયમાં નહિ સાંભળેલું એવું અમાનુષી કૃત્ય છે અને જે સરકાર પોતાને સુધરેલી કહે છે તેને ન શોભે તેવું છે.

## કમાલ પાશાને મુબારકબાદી.

૪. આ મહાસભા ગાઝી મુસ્તફા કમાલ પાશા તથા તુર્કોને તેમના વિજય માટે મુબારકબાદી આપે છે તથા તુર્ક પ્રજાની પોતાની પ્રતિષ્ઠા તથા સ્વતંત્રતા જાળવવાની લડતમાં હિંદુસ્તાનની દિલસોજી તથા ટેકો છે તેની તેમને ખાત્રી આપે છે.

## ૧૭ મી નવેંબરના બનાવો.

૫. ગયા નવેમ્બરની ૧૭ મી તારીખે મુંબાઇમાં જે બનાવો બન્યા તે માટે આ મહાસભા દિલગીર છે અને તમામ પક્ષ તથા કોમોને ખાત્રી આપે છે કે તેમના હકો પૂરેપૂરા જાળવવાની મહાસભાની ઇચ્છા અને નિશ્ચય હતાં તથા છે.

## સીખ આગેવાનોને મુબારકબાદી.

૬. આ મહાસભા શ્રીમાન્ બાબા ગુરૂદત્તસિંગ, શ્રી ગુરૂ નાનક સ્ટીમરવાળા કિસ્સાના સમર્થ યોજક જેઓ સરકારની સાત વર્ષની નિષ્ફળ શોધ પછી રાષ્ટ્રને ખાતર ભોગ આપવા સારૂ પોતાની રાજીખુશીથી પકડાયા તેમને મુબારકબાદી આપે છે; તથા બીજા સીખ આગેવાનો જેમણે પોતાના ધાર્મિક હક અને સ્વતંત્રતા ઉપર અટકાયત મૂકાય તે કરતાં જેલ વધુ પસંદ કરી તેમને મુબારકબાદી આપે છે; વળી સીખ કોમે બાબાજીના પકડાવાના સમયે તથા બીજા પ્રસંગોએ પોલિસ અને લશ્કર તરફથી પુષ્કળ પજવણી છતાં ખામોશી પકડી રાખી તે માટે તેમને પણ મુબારકબાદી આપે છે.

## મહાસભાનું બંધારણ.

૭. બંધારણમાં નીચે પ્રમાણે ફેરફારો કરવા.

૧. ચોથી કલમમાં '૨૧ વર્ષની ઉમર' ને બદલે '૧૮ વર્ષની ઉમર' એમ વાંચો.

૨. સાતમી કલમને છેડે ઉમેરો: 'શરત એ કે એકી વખતે કોઇ પણ વ્યક્તિ એકજ કોંગ્રેસની બે મહાસભાની સંસ્થાઓનો સભ્ય બનશે નહિ.'

૩. આઠમી કલમના ત્રીજા ફકરામાં ઉમેરો; ' અખિલ હિન્દની મહાસભા સમિતિના સભ્યો હોદ્દાની રૂએ મહાસભાના પ્રતિનિધિઓ બનશે, પ્રાંતિક મહાસભા સમિતિઓને જેટલા પ્રતિનિધિઓ મોકલવાનો હક્ક હોય તેમાંથી તેમના પ્રાંતમાં અખિલ હિન્દની મહાસભા સમિતિના ચુંટાયલા તથા હોદ્દાની રૂએ બનેલા સભ્યોની સંખ્યા બાદ કરશે.

૪. આઠમી કલમના ૫ મા ફકરામાંથી કૌંસ કાઢી નાખો અને ' એક ફેરવી શકાય એવા મત 'ની પછી ઉમેરો ' અથવા બીજી કોઇ રીતે. '

૫. ઓગણીસમી કલમના બીજા ફકરામાં ' થશે ' પછી ઉમેરો ' વરાયલા પ્રમુખ. '

૬. તેજ ફકરામાં ' મહાસભાના માજી પ્રમુખો' પછી ઉમેરો ' જો તેઓ મહાસભાના ધ્યેય પર સહી કરે અને કોઇપણ મહાસભા સમિતિના સભ્ય હોય તો.'

૭. ત્રેવીસમી કલમમાં 'સામાન્ય મંત્રીઓ' પછી ઉમેરો 'અને બે ખજાનચીઓ' અને બીજા વાક્યની શરૂઆતમાં 'તેઓ' શબ્દને બદલે 'સામાન્ય મંત્રીઓ' વાંચો.

સામાન્ય.

૮. આ મહાસભા પંડિત મોતીલાલ નેહરૂ, ડૉ. અંસારી અને શ્રીયુત સી. રાજગોપાલાચારીઅરને ૧૯૨૨ ના વર્ષને માટે ફરીથી સામાન્ય મંત્રીઓ તરીકે નીમે છે અને પંડિત મોતીલાલ નેહરૂ અને શ્રીયુત રાજગોપાલાચારીઅર હમણાં જેલમાં છે તેથી તેમને બદલે કામ કરવાને અનુક્રમે શ્રીયુત વિઠ્ઠલભાઇ જે. પટેલ અને ડૉ. રાજનને નીમે છે, શ્રીયુત પટેલ કાર્યવાહક મંત્રી બનશે.

૯. આ મહાસભા શેઠ જમનાલાલ બજાજ અને શેઠ છોટાણીને મહાસભાના ખજાનચીઓ તરીકે ફરીથી નીમે છે, તેમાં શેઠ જમનાલાલ બજાજ કાર્યવાહક ખજાનચી બનશે.

# પ્રકરણ ૧૦ મું.

## સાડત્રીસમી રાષ્ટ્રીય કોંગ્રેસ.

અમદાવાદની છત્રીસમી મહાસભા મળી ગયા પછી, મહાસભાએ નીમેલા "સરમુખત્યાર" મહાત્મા ગાંધીજીને સરકારે જેલમાં બેસાડ્યા હતા. ત્યાર પછી દેશમાં કેટલીક ચળવળો ચાલી. મહાત્મા ગાંધીજીના જેલ ગયા પછી અસહકારના કાર્યક્રમમાં કાંઇ ફેરફાર કરવો કે નહિ? એ પ્રશ્ન છેડવામાં આવ્યો. કાયદાનો સવિનય ભંગ કરવાની ચળવળ ઉપાડવી કે નહિ એ પ્રશ્ન પર વાટાઘાટ ચાલી. એ ચળવળને માટે દેશ તૈયાર છે કે નહિ, તેની તપાસ કરવાને એક કમિટી નીમવામાં આવી. એ કમિટીએ દેશમાં ઠામઠામ ફરી કેટલાક પુરાવા એકઠા કર્યાં, અને તે ઉપરથી એક રીપોર્ટ તૈયાર કરી પ્રકટ કરવામાં આવ્યો. એ રીપોર્ટમાં કમિટી જે નિર્ણયો પર આવી હતી, અને તેણે જે ભલામણો કરી હતી તે સઘળાની વિગતવાર ચર્ચા આ સ્થળે કરવી નકામી છે. પરન્તુ એ કમિટીમાં ધારાસભાઓમાં અસહકારીઓએ પ્રવેશ કરવો કે ન કરવો? એ પ્રશ્ન પર સમાન મતભેદ દર્શાવવામાં આવ્યો હતો. કમિટીના ત્રણ સભ્યો ધારાસભાઓમાં પ્રવેશ કરવાની તરફેણમાં હતા. ત્રણ સભ્યો તેથી વિરૂદ્ધ હતા. આ કઠિન પ્રશ્નનો નિર્ણય સાડત્રીસમી મહાસભાના ઠરાવ પર છોડવામાં આવ્યો.

સાડત્રીસમી મહાસભા ગયાજીમાં ભરવાનો નિર્ણય થયો હતો. ગયાજીથી ત્રણ માઇલ દૂર તાડો અને સરોવરથી શોભી રહેલા પ્રદેશમાં મહાસભાનો મંડપ ઉભો કરવામાં આવ્યો હતો. મહાસભાના મંડપથી થોડે દૂર પ્રતિનિધિઓ, પ્રેક્ષકો વિગેરેને માટે જે સ્થળે ઉતારાનો બંદોબસ્ત કરવામાં આવ્યો હતો તે સ્થળને સ્વરાજપુરી નામ આપવામાં આવ્યું હતું. આ સ્થળ ફલ્ગુનદીના સુરમ્ય તીરપ્રાન્તપર આંબાવાડીયામાં આવેલું છે. સ્વરાજપુરીનો દેખાવ બહુધા અમદાવાદની મહાસભાના ખાદીનગર જેવો હતો.



શોક ] દેશબંધુ ચિત્તરંજન દાસ. [ સમાલોચક.

ફેર માત્ર એટલોજ કે સ્વરાજ્યપુરીમાં ખાદીની કનાતને બદલે ઘાસની પર્ણકુટીઓ બનાવવામાં આવી હતી.

સભામંડપ ખાદીનો બનાવવામાં આવ્યો હતો તેને મુખ્ય બે દરવાજા હતા. મુખ્ય દરવાજો બૌદ્ધ શિલ્પના સુંદર નમુના રૂપ હતો. મંડપના મુખ્ય મુખ્ય દૃષ્ટિએ પડતા વિભાગો ઉપર મ. ગાંધીજીની અને બીજા આગેવાનોની છબીઓ ટાંગવામાં આવી હતી, અને પ્રમુખની બેઠકની પછવાડે તેમની સંપૂર્ણ જીવનઆકૃતિદર્શક છબી ટાંગેલી હતી. મંડપના સિંહદ્વાર ઉપર આરસપહાણના આસન ઉપર આરસપહાણની બનાવેલી મ. ગાંધીજીની મૂર્તિ પણ મુકવામાં આવી હતી.

મહાસભા સાથે સ્વદેશી પ્રદર્શનની પણ યોજના કરવામાં આવી હતી. તે ૨૫ મી ડીસેમ્બરે પૂજ્ય કસ્તુરબાને હાથે ખુલ્લું મુકાયું હતું. આ પ્રદર્શનમાં એક મોખરાના સ્થાને મહાત્મા ગાંધીજીએ યરોડા જેલમાં કાંતેલું અને જેલ સુપ્રિન્ટેન્ડેન્ટે સત્યાગ્રહાશ્રમમાં મોકલી આપેલું સુતર મુકવામાં આવ્યું હતું. વળી પ્રદર્શનમાં ઢાકાની મલમલ જેવી ઝીણી ખાદી દેખાતી હતી. સત્યાગ્રહાશ્રમ અને કલકત્તાના ડૉ. રૉયની મંડળીએ કાંતવા, પીંજવા અને વણવાના પ્રયોગો કરી બતાવ્યા હતા.

પ્રતિનિધિઓ અને પ્રેક્ષકો મળીને મહાસભામાં આશરે પંદરેક હજારની સંખ્યા મળી હતી, એવી અટકળ થાય છે. એમાં સ્ત્રી પ્રતિનિધિઓ અને કિસાન ( ખેડુત ) પ્રતિનિધિઓ પણ હતા. દક્ષિણ આફ્રિકાના ડરબનના પણ ત્રણ પ્રતિનિધિઓ હતા. આશરે એક હજાર જેટલા છૂટેલા કેદીઓ પણ હાજર હતા. પરદાનશીન બાનુઓને માટે અલગ બંદોબસ્ત કરવામાં આવ્યો હતો. બિહાર પાસેના છોટા નાગપુરના જંગલમાંથી કેટલાક જંગલી જાતનાં મનુષ્યો પણ મહાસભાનાં દર્શન કરવા ઉતરી પડયાં હતાં.

અમદાવાદ મહાસભાના પ્રમુખ તરીકે શ્રીયુત દેશબંધુ ચિત્ત રંજન દાસની ચુંટણી કરવામાં આવી હતી, પરન્તુ દેશસેવા કરતાં કરતાં તેમને જેલ જવાનો મોકો મળેલો હોવાથી તે પદ દેશબંધુ શોભાવી શક્યા ન હતા. તેથી આ સમયે પણ દેશબંધુ દાસની પ્રમુખ તરીકે ચુંટણી કરવામાં

આવી હતી. પ્રમુખ તરીકે ચુંટાયા પછી દેશબંધુ દાસે ધારાસભાઓમાં પ્રવેશ કરવાની તરફેણમાં પોતાનો અભિપ્રાય જાહેર કર્યો હતો તેથી એ પ્રશ્નને અંગે પડેલા બંને પક્ષોમાં મામલો વધારે રસ ઉપર ચડયો હતો.

૨૬ મી ડીસેમ્બરે મહાસભાની પહેલા દિવસની બેઠક મળી. પ્રારંભમાં રાષ્ટ્રગીત અને અન્ય સ્વાગત ગીતો જૂદી જૂદી ભાષાઓમાં ગવાયાં. પછી સ્વાગત સભાના પ્રમુખ બાબુ વ્રજકિશોર પ્રસાદે હિન્દી ભાષામાં આવકાર આપનારું ભાષણ આપ્યું. તેમણે પ્રારંભમાં ગયાજીની પવિત્રતાનો ઉલ્લેખ કરી કહ્યું કે, મહાત્મા ગાંધીજીની પદ્ધતિ સ્વચ્છ, સીધી, પવિત્ર અને ખુલ્લી છે, તેનો ઉદ્દેશ તમને આત્મશ્રદ્ધાળુ અને સ્વમાની બનાવવાનો છે. ચંપારણમાં મહાત્મા ગાંધીજીએ મજુરોના કરેલા ઉદ્ધારનો ઉલ્લેખ કરીને કહ્યું કે, " ૧૯૨૦ પહેલાં મહાસભાની ઢીલચાલો ઠરાવો પસાર કરવામાં, સરકારને ચાદીઓ ગોકલવામાં, અને છાપાંમાં ચળવળ કરવામાં મર્યાદિત થઇ હતી. એજ પદ્ધતિને એક વખત સર અસુતોષ ચૌધરીએ રાજદ્વારી ભિખારીપણાનું નામ આપેલું છે. લોકો સામાન્ય રીતે આ પદ્ધતિની નિષ્ફળતા કળી ગયા હતા; પરંતુ કોઇ પણ નવી અને વધારે અસરકારક પ્રથા શોધી શકતું ન હતું. જૂની પ્રણાલિકા ત્યજાવીને અસહકારની નીતિ સ્વીકારવાનું મહાસભાને સમજાવવાનું મ. ગાંધીને ભાગ્યે લખાયું હતું. " એ અસહકારનાં કેવાં સુંદર પરિણામો આવ્યાં છે, તે વિષે તેમણે ઉમેર્યું: " છેલ્લાં ૫૦ વર્ષમાં જે ન થઇ શકયું તે મહાત્મા ગાંધી મહાસભાદ્વારા દોઢ વર્ષ જેટલી અલ્પ મુદતમાં સાધી શકયા છે. દેશમાં આવેલી સામાન્ય જાગ્રતિ, લોકોમાં વ્યાપેલો ઉત્સાહ, તેમની ઉપર અમલ ચલાવતી સરકાર પ્રકૃતિથી વિદેશી છે તેની ગમગીની ભરેલી સમજણ, નિડરતા, સ્વાતંત્ર્ય અને આત્મશ્રદ્ધાની ભાવના, દેશ અને અને ધર્મની ખાતર શારીરિક કષ્ટો સહન કરવાની શાંતિ, સ્વાતંત્ર્યની દેવીને મંદિરે જવાના ઉમળકાથી કેદખાનાં તરફ જતી વખતનો આનંદ—આ સઘળી ઐતિહાસિક બાબતો છે, અને તે ફરીથી કહેવી જરૂરની નથી. અસહકારે ખરેખર આપણું જીવન બદલી નાખ્યું છે. રાજદ્વારી ચળવળ એ તડવારોની ગમ્મત મટીને પ્રજાકીય સેવાનું ગંભીર અંગ થઇ પડયું છે, આપણા રાજદ્વારી જીવનમાં

પવિત્રતા અને આધ્યાત્મિકતા દાખલ કરવાનું માન મહાત્મા ગાંધીજીને છે. " પછી તેમણે અસહકારનાં બે દરશો બતાવ્યાં, ( ૧ ) વિધેયાત્મક, ( ૨ ) ખંડનાત્મક. આ બેમાં વિધેયાત્મક બાજુ વિશેષ અગત્યની છે. એને વિષે તેમણે કહ્યું કે, ગ્રામ્ય પંચાયત એજ ખરો સ્વરાજનો પાયો છે, આવી અમુક ગ્રામ્ય પંચાયતોની યુનીયન કમિટીઓ બનાવાય અને તેમાંથી પેટા-વિભાગી, વિભાગી અને પ્રાંતિક સમિતિઓ બનાવાય. એ વિષયનું વિશેષ પ્રતિપાદન કરતાં તેમણે ઉમેર્યું: "જ્યાં સુધી આપણે ઉપર કહેલી સંસ્થાઓ ન સ્થાપી શકીએ અને એ સંસ્થાઓ સરળતાથી કામ કરતી ન થાય ત્યાં સુધી કાયદાભંગનો વિચાર કરવો પણ વ્યર્થ છે. કાયદાભંગ એટલે સંપૂર્ણ બહારવટીઆપણું એ બરાબર ધ્યાનમાં રાખવું જોઇએ. આ શરૂ કરતાં પહેલાં તમે વહીવટની લગામ હાથમાં લેવા માટે શી શી તૈયારીઓ કરી છે, તે જોવું જોઇએ, કારણકે મનુષ્ય સ્વભાવ અનુસાર ચોરી, લૂંટફાટ કે ખુનામરકી એકાએક અટકી પડશે નહિ. સંભવ એવો છે કે દરેક સમાજમાં હોય છે તેમ અહીંયાં પણ ખુનામરકીની વલણવાળાં તત્ત્વો બહાર આવી ઉશ્કેરણીના સમયનો લાભ લેશે. એટલા માટે આ મુશ્કેલીઓ તરી જવા સારૂ અગાઉથીજ અમુક પ્રકારનું બંધારણ બાંધી મુકવું જોઇએ. જો આપણી ગ્રામ્ય સમિતિઓ સંગીન રીતે સ્થપાયલી હશે તો દારૂનું વેચાણ એક દિવસમાં બંધ પડશે, અને સ્વદેશી અને ખાદીને પ્રોત્સાહન મળશે. રાષ્ટ્રીય શાળાઓની સંખ્યા અને કુશળતામાં વધારો થશે. ગ્રામ્ય પંચાયત મારફત સ્થાનિક ઝઘડાઓની સહેલાઇથી પતાવટ કરી શકાશે અને સરકારી અદાલતોની પ્રિયતા પ્રમાણમાં ઘટતી જશે. રચનાત્મક બાજુ એ આપણી હીલચાલનું અગત્યનું અંગ છે. અને બારડોલી મુકામેજ તેનો પ્રથમ વિચાર આવ્યો હતો એમ નથી. ખરી વાત તો એ છે કે બે કે ત્રણ પ્રાંતો શિવાય રચનાત્મક બાજુ તરફ કોઇ પ્રાંતે લક્ષ આપ્યું નથી. અને ચોકી પહેરા અને એવી બીજી ઉશ્કેરણીવાળી ક્રિયાઓમાં શક્તિઓનો વ્યય થયેલો છે અને તેથીજ રચનાત્મક કાર્યક્રમ ઉપર જ્યારે ભાર મુકવામાં આવ્યો ત્યારે તે પ્રાંતોએ વાંધો ઉઠાવ્યો અને કેટલાક આગેવાનો નારાજ થયા. બારડોલીનો ઠરાવ પસાર થયા પછી તુરતજ દિલ્હી મુકામે મળેલી અખિલ હિન્દ મહાસભા સમિતિમાં મિ. ગાંધીને

અન્યાય કરવામાં આવ્યો છે. તમે એ કાર્યક્રમને ખરાખર અજ-માવી જોયો છે? અને જો ન જોયો હોય તો તેમાં તમારી શ્રદ્ધા નથી એમ શા ઉપરથી કહી શકો છો? તમે કહો છો કે લોકોને તે રૂચતો નથી અને તે વડે ધ્યેય પ્રાપ્ત કરતાં વર્ષો વીતી જાય. પરંતુ મને વિવેકથી કહેવા દો કે તમે તેમાં ભૂલો છો. મને ગામડાઓમાં લોકો સાથે કેટલોક પરિચય છે તે ઉપરથી હું કહી શકું છું કે એ ખિલકુલ ઉત્સાહ ભંગ નથી. માફ કરજો, પણ ખરી વાત એ છે કે કાર્યકર્તાઓ નાસીપાસ થઇ ગયા છે અને કેટલાક આગેવાનો ઉપર એની અસર થઇ છે, અને તેથીજ તેઓ ઉત્તેજક કામગિરીની માગણી કરી રહ્યા છે. આ નાસીપા-સીનાં બે કારણો છે, એક તો તેઓ એમ માને છે કે સ્વરાજ્ય સહેલા-ઇથી મળી શકે તેમ છે અને બીજું આ કાર્યક્રમ માલ વગરનો ગણી તેઓની શ્રદ્ધા તેમાં બેઠી નથી.” પછી તેમણે સરકાર સાથે અથડા અથડીમાં આવવામાં લાભ નથી એમ કહીને સ્વરાજ્યને માટે ભગીરથના જેવો અપ્રતિહત યત્ન કરવા કહ્યું; કેટલાક અસહકારવાદીઓની અસહિ-ષ્ણુતા પર ટીકા કરી ધારાસભામાં પ્રવેશ કરવાથી રચનાત્મક કાર્યક્રમને નુકસાન થશે એમ કહ્યું, અને ધારાસભામાં પ્રવેશની તરફેણની કેટલીક દલીલોના રદિયા આપ્યા, અને છેવટે મહાસભા જે નિર્ણય ઉપર આવે તેનો સ્વીકાર કરવાની વિનંતિ કરી.

પછી દેશબન્ધુ ચિત્ત રંજન દાસે મહાસભાનું પ્રમુખસ્થાન લીધું. પોતાના ભાષણના આરંભમાં તેમણે કેદમાં પડેલા મહાત્મા ગાંધીજી માટે શોક દર્શાવ્યો અને જીસસ ક્રાઇસ્ટ અને મહાત્માજીના મુકદ્દમાઓનો મુકાબલો કર્યો. પછી ‘કાયદો અને વ્યવસ્થા’ ને નામે સરકાર જાપતાની નીતિ ચ-લાવી રહી છે તે વિષે કહ્યું: “ હાલનો સમય અણીનો છે એટલે પ્રજાને નોકરશાહી તેમજ પોતાના હિન્દી સહચારીઓથી ભિન્ન કરનારો ખરો મુદ્દો આપણે પકડવો એ અગત્યનુ છે. ગયે વર્ષે આ સમયે જાપતાનો જે યુગ પ્રવર્તવો શરૂ થયો તે યુગે આપણું ધ્યાન રોકયું. જાપતાની આ નીતિને કારોબારી રાજતંત્રમાંના વિનીત આગેવાનાએ ટેકો આપ્યો અને કેટલાક દાખલાઓમાં તો તેમણે એ નીતિને ઉશ્કેરી પણ ખરી. સરકારને

ટેકો આપનારાઓ ઉપર અપ્રમાણુકતાનો, કે સ્વદેશાભિમાનની ઉણપનો આરોપ હું મુકતો નથી. હું તો તેમને માટે એટલુંજ કહું છું કે વ્યવસ્થા અને કાયદાના રણધ્વનિથી તેઓ સઘળા દોરાઇ ગયા હતા અને હું માનું છું કે, મનનું આવું વલણ વિચારશ્રેણીના મૌલિક ગુંચવાડાથી જન્મ પામેલું છે. તેટલા માટે 'કાયદો અને વ્યવસ્થા'ના આ નિમિત્ત-દલીલની ચર્ચા કરવા હું ધારૂં છું. "કાયદો અને વ્યવસ્થા" એ દલીલનો ખરેખર આખી દુનીયા ઉપરની નોકરશાહીઓ આશ્રય લેતીજ રહેલી છે." તેમણે ઉમેર્યું: "સરકાર તરફથી 'કાયદો અને વ્યવસ્થા'ની જાળવણી, પ્રજા તરફથી અક્રિય આજ્ઞાપાલનની અને પ્રતિરોધના અભાવવાળી મનોવૃત્તિ એ નોકરશાહીની સમગ્ર રાજકીય ફીલસુફીનું રહસ્ય છે. પરંતુ શું વિજેતા નોરમન પહેલા વિલિયમ રાજાથી આરંભી બીજા ચાર્લ્સ રાજા પર્યંતના દરેક અંગ્રેજી રાજાની એ રાજકીય ફીલસુફી ન હતી? અને રોમેનોફ, હોહનઝોલર્ન અને બુર્બોન રાજવંશીઓની પણ એ રાજકીય ફીલસુફી ન હતી? અને તે છતાં જ્યાં જ્યાં સ્વતંત્રતા આવી છે ત્યાં ત્યાં 'કાયદો ને વ્યવસ્થા'ને નામે જાહેર થયલા આપ ખુદ કાયદાઓના ભંગથી આવેલી છે. જ્યાં સરકાર આપખુદ અને જોહુકમી છે, અને પ્રજાના મૌલિક, પ્રાથમિક હકકો સ્વીકારતી નથી ત્યાં 'કાયદો અને વ્યવસ્થા'ની વાત કરવી નિરર્થક છે." પછી ઇંગ્લાંડમાં સ્વતંત્રતાની લડતમાં રાજાઓ અને પ્રજા વચ્ચે કેવી અથડાઅથડી ચાલી હતી, અને તેમાં પ્રજાએ કેવી રીતે વિજય મેળવ્યો હતો તેના દાખલા તેમણે ટાંકી બતાવીને કહ્યું કે, "ઇંગ્રેજી પ્રજાએ પોતાના મૌલિક હકકોનો સ્વીકાર 'કાયદો અને વ્યવસ્થા'ના સિદ્ધાંતથી નથી મેળવ્યો, એ નિર્ણય સરળ છે. મેં ઉપર કરેલા અવલોકનમાંથી એ ફલિત થાય છે કે કોઇ નિયમ પ્રથમ લોકની સંમતિ ઉપર રચાયો ન હોય ત્યાં સુધી કાયદો ઠરતો નથી; બીજું જ્યાં એવી પ્રજાની સંમતિની ખામી હોય છે ત્યાં તેને પાળવાની લોકોની બિલકુલ ફરજ નથી; ત્રીજું જ્યાં એવા કાયદાઓ પ્રજાની સંમતિથી રચાયા નથી એટલુંજ નહિ પણ પ્રજાના મૌલિક હકકો ઉપર હુમલો કરવાને રચાયા હોય છે ત્યાં બળથી અગરતો હુમલાઓથી એ કાયદાઓ પાછા ખેંચાવી લેવરાવવાને પ્રજા હક્ક ધરાવે છે; ચોથું 'કાયદો અને વ્યવસ્થા' એ નિમિત્ત હંમેશ નિનિ-

મુક્ત સત્તા માટે આગળ ધરાયું છે અને ધરાય છે, અને છેલ્લું, કાયદાનું વાસ્તવ રાજ્ય શરૂ થાય છે તે અગાઉ કોઇ કાયદો કે વ્યવસ્થા હોઇ ન શકે." એજ નિમિત્તોનો હિન્દી રાજ્યતંત્રમાં આશરો લેવામાં આવે છે એમ કહીને ઇંગ્લાંડના સ્ટુઅર્ટ રાજાઓની અને હિન્દી રાજ્યતંત્રની સત્તાઓની સમાનતા તેમણે દર્શાવી. અને ઉમેર્યું: "હું પોતે તો 'કાયદો અને વ્યવસ્થા'ના દાવાઓની વિરૂદ્ધ ઐતિહાસિક પુરોગામી દૃષ્ટાંતના આધારે થતો નથી, પરંતુ સત્ય ઉપર ટકાવ કરવાનો અને બેકાયદેસર કાયદાઓની ઘટના સામે હઠભર્યો અવરોધ કરવાનો હરેક પ્રજાનો તેમજ હરેક વ્યક્તિનો અવિભાજ્ય હક્ક છે એ દલીલસર હું તેની વિરૂદ્ધ થાઉં છું." પછી તેમણે દઢતાથી આપણા આદર્શને વળગી રહેવાનો આગ્રહ કર્યો, અને વિશ્વવ્યાપી સુલેહની ભાવના સાથે રાષ્ટ્રીયત્વની ભાવના વિકસાવવાનો ઉપદેશ આપ્યો. પછી ફ્રેંચ રાજ્યક્રાન્તિ, ઇટાલી અને રૂશિઆની રાજ્યક્રાન્તિઓના દાખલાઓ આપી સમજાવ્યું કે, હિંસાથી સ્વરાજ્ય મેળવવું અશક્ય છે. અને અહિંસાત્મક અસહકારનો કેટલો બધો વિજય થયો છે. તે તેમણે બતાવી આપ્યું. પછી હરેક યુરોપીઅન દેશમાં અને અમેરિકામાં મહાસભાની હીલચાલ ચલાવવાને સંસ્થાઓ સ્થાપવાની આવશ્યકતા દર્શાવી અને ઉમેર્યું કે, મોટો એશિઆઇ પ્રજાસંઘ તૈયાર થતો હું જોઉં છું તેમાં હિન્દે ભાગીદાર થવું જોઇએ. પછી તેમણે સ્વરાજ્યની સ્થાપનાને માટે ગામડાંના જીવનની વ્યવસ્થા અને નાનાં નાનાં સ્થાનિક મથકોનું વ્યવહાર સ્વાયત્તતંત્ર સ્થાપવાની હિમાયત કરી. એવા રાજ્યતંત્રની યોજનાના મુખ્ય મુદ્દા તેમણે નીચે પ્રમાણે દર્શાવ્યા:

(૧) હિન્દની પુરાણી ગ્રામ્ય પંચાયતનાં ધોરણો અનુસાર વત્તે કે ઓછે અંશે સ્થાનિક મથકોની ઘટના.

(૨) આ ગામડાંનાં મથકોના અખંડ એકાકારમાંથી વિશેષ મોટાને વિશેષ મોટા સમૂહોની વૃદ્ધિ.

(૩) એકત્રિત કરનારૂં રાજ્ય આબીજ વૃદ્ધિનું પરિણામ હોવું જોઇએ.

(૪) ગામડાંનાં મથકો અને વિશેષ મોટા સમૂહો વ્યવહારૂ રીતે સ્વાયત્ત તંત્રવાળાં હોવાં જોઇએ.

( ૫ ) અંકુશની અવશિષ્ટ રહેલી સત્તા કેન્દ્રસ્થ તંત્રને હાથ રહેવી જોઇએ, પણ એવી સત્તાનો અમલ અપવાદરૂપ હોવો જોઇએ અને તે માટે યોગ્ય બંધનો રાખવાં જોઇએ જેથી કરીને સ્થાનિક મથકોની વ્યવહાર સ્વાયત્ત સત્તા જળવાઇ રહે અને સાથે સાથે કેન્દ્રસ્થ સરકાર ખરેખાત એકત્રિત કરનારૂં રાજ્ય થઇ શકે. આની મધ્યવર્તી સરકારનું સામાન્ય કાર્ય મુખ્યત્વે સલાહ આપવાનું હોવું જોઇએ.

પછી તેમણે ફેરવાયલા સંયોગો ધ્યાનમાં લઇને સરકારે સ્થાપેલી *ધારાસભાઓ તોડી પાડવાને તેમાં પ્રવેશ કરવાની હિમાયત કરી, અને* ધારાસભામાં પ્રવેશ કરવાની વિરુદ્ધ કરવામાં આવતી દલીલોના રદીયા આપ્યા. કાયદાના સવિનય ભંગ માટે દેશની તૈયારીની તપાસ કરવાને નિમાયલી કમિટીની ભલામણો પ્રતિ પોતાની સમંતિ દર્શાવી, અને અંતમાં આશાનો અને શ્રદ્ધાનો સંદેશ આપ્યો કે, " સ્વતંત્રતા મેળવવાનો ધોરી માર્ગ નથી, પણ અંધકારાચ્છાદિત અને કઠિનતા ભર્યો છે. પરંતુ તમારી હીંમત અડગ છે, અને નિશ્ચય દ્રઢ છે; અને જો કે કોઇ કોઇ વાર હાર *ખમવી પડશે, સખ્ત હાર ખમવી પડશે, તો પણ તેને પરિણામે વિદેશી* સરકારના બંધનમાંથી તમારી જલદી મુક્તિ થશે. "

પછી તે દિવસે મહાસભા મુલત્વી રહી.

૨૭ મીએ મહાસભાની બેઠક પાછી મળી. રાષ્ટ્રગીતો ગવાયા પછી મહાત્મા ગાંધીજીને અભિનંદન આપવાનો ઠરાવ પહેલો પ્રમુખસ્થાનેથી રજુ કરવામાં આવ્યો, અને સઘળી સભાએ ઉભા રહીને શાંતિથી તે ઠરાવ પસાર કર્યો.

દેશસેવા કરતાં જેઓ જેલમાં ગયા હતા તેમની કદર કરનારો ઠરાવ બીજો, અને અકાલીઓને ધન્યવાદ આપનારો ઠરાવ ત્રીજો પ્રમુખસ્થાનેથી રજુ કરવામાં આવ્યા અને તે પસાર કરવામાં આવ્યા.

ગાઝી મુસ્તફા કમાલ પાશાને મુબારકબાદી આપવાનો ઠરાવ ચોથો શ્રીમતી સરોજિની નાયડુએ રજુ કર્યો. તેમણે કહ્યું કે, કમાલપાશાએ એશિયાની ગુલામીની બેડીઓ તોડી નાખી છે, અને હિન્દ તેમના તરફ

દોસ્તીનો હાથ લંબાવે તેમાં તે પોતાની જાતને પણ માન આપે છે. જઝીરત-ઉલ-અરબ ખીન-મુસ્લીમ પ્રજાના હાથમાંથી છુટે નહિ ત્યાંસુધી લડત ચાલુ રાખવી જોઇએ, અને હિન્દની પ્રજા તરફથી દોસ્તી અને પ્રેમની હું ખાત્રી આપું છું. જ્યાં જ્યાં ઇસ્લામનાં પદભ્રષ્ટ સ્થાનો ઉપર કોઇપણ ખીન-મુસ્લીમનો હાથ લાગશે ત્યાં ત્યાં તરતજ હિન્દુઓ બિરાદરીનો નાતો યાદ કરી તેમને મદદ આપવા તૈયાર થશે. જ્યાં સુધી આ દેશમાં એક મુસ્લીમ જાન સલામત હશે ત્યાં સુધી ઇસ્લામ નાશ નહિ પામે અને તેને કચડી નાખવા પહેલાં લોહીની નદીઓ વહેશે અને તેમાં હિન્દુ મુસ્લીમનું લોહી એક સાથે વહેશે.

સરદાર દાનસિંહે ઠરાવને અનુમોદન આપ્યું. રા. હરિહર ઉત્તમરાવે વિશેષ અનુમોદન આપ્યું.

રા. શિવપ્રસાદ ગુપ્તાએ ઠરાવમાં 'ખીન-મુસ્લીમ' શબ્દને બદલે 'વિદેશી' શબ્દ મુકવાનો સુધારો રજુ કર્યો. બાબુ ભગવાનદાસે સુધારાને અનુમોદન આપ્યું.

હકીમ અજમલખાને સુધારાનો વિરોધ કરતાં જણાવ્યું કે ઇસ્લામી શરીઅત પ્રમાણે ઇસ્લામનાં પાક મથકો ઉપર ખીન-મુસ્લીમની સત્તા હોવી જોઇએ નહિ. હું હરેક પ્રજા માટે સ્વતંત્રતા જોવા માગું છું. આરબોને એ જગ્યાનો કબજો આપવામાં આવે તો તેઓ તેમાં ખીન-મુસ્લીમ સત્તા સામેલ કરી શકશે નહિ. આરબોએ અને તુર્કીએ એ સવાલ પોતાની મેળે અંદર અંદર સમજી લેવો જોઇએ.

બીજા બે સુધારામાંથી એક પાછો ખેંચી લેવામાં આવ્યો અને બીજો સ્વતઃ નિષ્ફળ ગયો.

જવાબ આપતાં શ્રીમતી સરોજિની નાયડુએ કહ્યું કે, આરબોએ ખલીફની સર્વોપરી સત્તા સ્વીકારવાનો સિદ્ધાંત ખિલાફતના સવાલમાંજ સમાયલો છે.

મત લેતાં મૂળ ઠરાવ પસાર થયલો જાહેર કરવામાં આવ્યો.

ત્યાર પછી રિસાલદાર અનુપસિંહે ઓછા પગારના સિપાઇઓની સ્થિતિ

સુધારવા માટે દલીલ કરી, અને પોતાને મળતું પેન્શન છોડી દેવાની વાત જાહેર કરી.

આટલું કાર્ય કરી તે દિવસની મહાસભાની બેઠક સમાપ્ત થઈ.

૨૯મી ડીસેમ્બરે મહાસભાની ત્રીજા દિવસની બેઠક મળી. રાષ્ટ્રગીત ગવાયા પછી, બ્રિટિશ માલનો બહિષ્કાર કરવાનો ઠરાવ રા. સત્યમૂર્તિએ રજુ કર્યો. ઠરાવ નીચે પ્રમાણે હતો: " આ મહાસભા ઠરાવ કરે છે કે સવિનયભંગ સમિતિએ બ્રિટિશ માલનો બહિષ્કાર કરવાની ભલામણ કરી છે તે સ્વીકારવી અને કયો કયો બ્રિટિશ માલ બહિષ્કૃત ગણવો તથા તેવો માલ બીજે કયે કયે સ્થળેથી મળી શકે એમ છે તે જાણવા રા. સેન, રા. જયસુખલાલ મ્હેતા, રા. એન. સી. કેલકર, રા. ઉમર સોબાની તથા રા. રૂચિરામની એક સમિતિ નીમવી અને તે સમિતિએ બે મહીનાની અંદર પોતાનો અહેવાલ રજુ કરવો.

વળી ઠરાવ કરવામાં આવે છે કે મહાસભાના ખાદીના તથા તમામ વિદેશી કાપડના બહિષ્કારના કાર્યક્રમને આ ઠરાવ કોઇપણ રીતે હરકત કરતો નથી. " ઠરાવ પર વિવેચન કરતાં તેમણે કહ્યું:—

" મારો ઠરાવ બહુ નરમ છે, કારણ તેમાં તમામ બ્રિટિશ માલના બહિષ્કારની વાત નથી. એટલું બધું શક્ય નથી. પરંતુ કયા કયા માલનો બહિષ્કાર કરી શકાય એમ છે એ કુશળ માણસોની સમિતિ આપણને નક્કી કરી આપશે એટલે તેટલું બની શકે એવું છે. અત્યારે વિદેશી કાપડના બહિષ્કારનું કામ ચાલે છે તેને મદદ રૂપજ આ ઠરાવ છે. હિંદુસ્તાનની કચડાયલી પ્રજાને સ્વતંત્રતા—જે આપણો જન્મસિદ્ધ હક્ક છે—તે મેળવવાનો આ ઠરાવ એક વધુ માર્ગ બતાવે છે. વળી દેશમાં અત્યારે જે શિથિલતા આવી ગઇ છે તે કહાડી નાંખવામાં પણ આ ઠરાવ મદદ રૂપ થશે ઇંગ્લાંડના મજુરપક્ષને જ્યારે લાગશે કે હિન્દુસ્તાનને મનાવ્યા વિના આપણો કાંઇ આરો નથી ત્યારે તે પણ બ્રિટિશ પાર્લામેન્ટને તેમ કરવા ફરજ પાડશે. બ્રિટિશ માલનો બહિષ્કાર કરવામાં દ્વેષની વૃત્તિ રહેલી છે એવું જેઓ કહે છે તેમના તત્ત્વજ્ઞાનની અને માનસશાસ્ત્રની સૂક્ષ્મ

વાદ કોટીઓ હું તો કાંઇ સમજી જ શકતો નથી. ઇંગ્લંડના લોકો જેને હૃદયથી ચાહે છે એવા તેમના યુવરાજનો બહિષ્કાર કર્યો તેના કરતાં આ બહિષ્કારમાં શું વધારે દ્વેષ રહેલો છે ? પરદેશી માલ બાળવા કરતાં અને બ્રિટિશ સામ્રાજ્યના પ્રદર્શનનો બહિષ્કાર કરવા કરતાં શું આ બહિષ્કારમાં વધારે દ્વેષ રહેલો છે ? અરે એ તો બધી નબળાં હૃદયની વાતો છે. પ્રેમ અને દ્વેષ એ કાંઇ કર્યાં કરાતા નથી, કે મહાસભાના ઠરાવો અથવા ભાષણોથી નીપજતા નથી. જો આપણા દ્વેષથી ખુનામરકી થાય તેમ ન હોય અથવા તેને ઉત્તેજન મળે એમ ન હોય તો એવો દ્વેષ તો થઇ શકે છે. જે હિંદી અંગ્રેજ પ્રજા પ્રત્યે પ્રેમ રાખવા ના પાડે તેને હું ધુત્કારી કાઢવા તૈયાર નથી. અંગ્રેજ પ્રજાએ જનરલ ડાયર જેવો માણસ પેદા કર્યો તે માટે હું કશું કહેવા નથી ઇચ્છતો. માણસથી લાગણીના આવેશમાં એવું કૃત્ય થઇ પણ જાય. પરંતુ ડાયરની કતલ થઇ ગયા પછી કેટલેય મહીને જે પ્રજા ઠંડે કલેજે ત્રીસ હજાર પાઉન્ડની રકમનું ફંડ કરીને તે કતલ કરનારને ભેટ આપે તે પ્રજા ઉપર કેમ પ્રેમ રખાય ? આ તો તમે મને દેવ બનાવવાનું અથવા તો મને જુઠો અને દંભી બનાવવાનું કહો છો. યુનાઇટેડ સ્ટેટ્સ અને આયર્લાંડે સ્વતંત્ર થવા સારૂ બ્રિટિશ માલનો બહિષ્કાર કરેલો તે દાખલા આપણી આગળ મોજુદ છે. તમે એને પ્રેમ કહો કે દ્વેષ કહો પણ બહિષ્કારનું શસ્ત્ર ઇતિહાસે નવાજેલું છે અને હું તેનો ઉપયોગ કરવા ધારૂં છું."

સ્વામી ભાસ્કરતીર્થે અનુમોદન આપતાં કહ્યું કે, આથી માન્ચેસ્ટરને જીવતું રાખવા માટે હિન્દનું ખુન વહેતું બંધ પડશે.

રા. વિજયરાઘવાચારીઅરે ઠરાવનો વિરોધ કરતાં કહ્યું કે, સઘળા બ્રિટિશ માલનો બહિષ્કાર કરવાથી બીજા દેશો પોતાનો માલ અત્રે વધારે મોંઘો વેચશે. વળી આથી બ્રિટનનો મજુર પક્ષ પણ આપણી વિરૂદ્ધ જશે.

રા. રંગા સ્વામી આયંગરે વિશેષ અનુમોદન આપતાં કહ્યું કે, "બ્રિટિશ લોકોનું બાયબલ નાણાં શાસ્ત્ર છે, તેથી સૂચવેલો બહિષ્કાર રાજદ્વારી લડતનું એક હથિયાર છે.

રા. સુંદરલાલે ઠરાવનો વિરોધ કર્યો.

રા. શિવપ્રસાદ ગુપ્તાએ તેને વિશેષ અનુમોદન આપ્યું.

રા. રાજગોપાલાચાર્યે ઠરાવની વિરુદ્ધ પડતાં જણાવ્યું કે આ ઠરાવ પસાર કરવાથી આવેશથી પાછળ પરાવું પડે એવા પગલાં ભરી બેસીશું: ઠરાવ સ્વદેશીને મદદ કરવાને બદલે આપણા દેશને ઇંગ્લાંડ સિવાય બીજા કોઇ દેશ પર આધાર રાખતો બનાવશે.

બીજા બે વક્તાઓએ વિવેચન કર્યાં પછી રા. સત્યમૂર્તિએ વિરુદ્ધ પક્ષની દલીલોનો જવાબ વાળ્યો.

ઠરાવ પર મત લેવામાં આવ્યા, અને બહુમતીથી ઠરાવ નામંજુર થયો.

ધારાસભાના બહિષ્કારનો ઠરાવ રા. રાજગોપાલાચાર્યે રજુ કર્યો. તેમણે કહ્યું:—

ઝીણી ઝીણી વિગતોમાં આપણી વચ્ચે ગમે તેટલા મતભેદ હશે. પણ ધારાસભાનો અસરકારક બહિષ્કાર કરવો જોઇએ એ મુખ્ય બાબતમાં આપણે સૌ સંમત છીયે. ધારાસભાઓનો ખરેખરો બહિષ્કાર કરવાની એક જ રીત છે કે ચુંટણીનો જ બહિષ્કાર કરવો. જો આપણે સુધારાની યોજનાને કબુલ રાખીએ તો તેથી કેટલેક દરજ્જે આ ધારાસભાનો મોભો પણ આપણે કબુલ રાખી લીધા જેવું થાય છે. પણ આપણો બહિષ્કાર એ કેવળ સ્થૂલ બહિષ્કારજ નથી. એ લોકોને ઉઘાડા પાડીને તેમનો મોભો તોડી નાખવો એ આપણો તો હેતુ છે. ધારાસભાઓની પ્રતિષ્ઠા અને મહત્વને આપણે કંઇક માન્ય રાખીશું અને પછી તેમની જોડે લડવા જશું તો આપણે હાથે કરીને બાજી ખોઇ બેસવાના છીએ. એટલે હિન્દુસ્થાનના આ બીજી ધારાસભાઓની પ્રતિષ્ઠાને બીલકુલ માન્ય રાખવી ન જોઇએ. તેમની હયાતીજ હોય નહિ એ રીતે આપણે બેપરવાઇ જ રાખવી જોઇએ. આજ સુધી મહા મહેનતે આપણે ધારાસભાની પ્રતિષ્ઠા સંબંધી જે વાતાવરણ પેદા કરી શકયા છીએ તેને જો આપણે બગાડી મારશું અને નવો જ અખતરો લઇને બેસીશું તો કર્યાં કમાણું બધું

આપણેજ હાથે ધૂળ મેળવી નવેસરથી નવી કમાઇ કરવા માંડવી પડશે. પણ એ નવો અખતરો આટલોજ ફતેહમંદ થાય એવો બહુ સંભવ નથી.

જે વાતાવરણ આપણે પેદા કરેલું છે તે કંઇ ખાલી ધુમાડાના બાચકાજ નથી. એક એક મતદાર જાણી ગયો છે કે આપણે અહીં ધારાસભાને કેવળ ફારસ રૂપ બનાવી મુકી છે; ધારાસભા એ લોકોનું પ્રતિનિધિમંડળ છે જ નહિ. કેવળ સરકારનો મેલ છે. સરકાર આ ધારાસભાઓની મારફત પોતાની મરજીનો, પોતાની બેજવાબદાર મરજીનો અમલ કરાવે છે. જ્યાં સુધી આપણે આ સરકારની સાથે મૂળ બાબતમાં સહકાર ચલાવતા રહીશું ત્યાં સુધી તેના ઢાંકણ તળે છૂપાઇને પોતાની બેજવાબદારી ઢાંકયે જવી એ સરકારની નીતિ છે. આ કારણથી આપણા પ્રતિનિધિઓએ તેમની તેવી માયાવી ધારાસભાઓમાં જઇને ન બેસવું જોઇએ. નીમેલા સભ્યો ત્યાં જઇને બેસતા હોય તો ભલે બેસતા.

ધારાસભાના બહિષ્કારની સાથે બીજી બાબતોને મેળવી દેવી, એમ કહેવું કે આપણે નથી જતા તોપણ સરકાર તો પોતાનું કામ કર્યે જ જાય છે એવી દલીલ કરવી એ સીધી વાતને ચુંથીને ગોટે ચઢાવવા જેવું છે. ધારાસભાઓનો આપણે સંપૂર્ણ ત્યાગ કરશું તો પણ તે ચાલશે તો ખરી, પણ આપણે જાણતા હઇશું કે આપણા પ્રતિનિધિઓ સરકારની મદદમાં નથી, આપણે દેખતા હોઇશું કે સરકાર પ્રતિનિધિ રાજ્યતંત્રનો પછેડો ઓઢીને ફરે છે પણ તે કેવળ જુઠાણું છે.

ધારાસભાનો બહિષ્કાર કરીને આપણે એ પછેડાને ચીરી નાંખીશું અને ખરેખરો અસહકાર કરીશું.

બહિષ્કારની આપણી પદ્ધતિમાં ફેરફાર કરવાની જે દરખાસ્ત મુકવામાં આવે છે તેના મૂળમાં એવી માન્યતા રહેલી છે કે આપણે નિષ્ફળ થયા છીએ. હું કહું છું કે આપણે નિષ્ફળ થયા નથી.

કોઇ કહેશે કે કર તો વધ્યે જાય છે, બહાર રહીને બહિષ્કાર કર્યો તેમાં શો અર્થ સધાયો ? પણ હું તેમને પૂછું છું, " શું તમે ત્યાં જઇને એવા ખરડા રજુ કરવાના છો કે અમુક કર ઘટાડવો અથવા અમુક ખર્ચમાં કાપકુપ કરવી ? " આ ઉદ્દેશથી ધારાસભામાં જવા કોઇ તૈયાર નથી.

જો આપણો આત્મા સાક્ષી પૂરતો હોય કે આપણે આ કાર્યક્રમને અજમાવી શકાય તેટલો અજમાવી છુટ્યા, આપણાથી હવે આ લડત આગળ ચલાવી શકાય તેમ નથી, તો ભલે આપણે જવું. હોય તેવું કબૂલ કરી દઇએ, અને કાંઇક બીજી પદ્ધતિ અખત્યાર કરીએ. પણ હું કહું છું કે આપણે નિષ્ફળ થયા નથી. જ્યાં સુધી આપણું ધારેલું ધ્યેય સર કરવાને જેટલો જબરદસ્ત પ્રયાસ આપણે કરવો જોઇયે તેટલો કરી રહીએ નહિ ત્યાં સુધી આપણે આપણા કાર્યક્રમથી વિરોધી એવું જરા પણ વર્તન ન કરવું જોઇએ. આપણે જેવો બહિષ્કાર કર્યો હતો તેવો જ બહિષ્કાર પાછો ચલાવવાનો નિશ્ચય કર્યેજ આપણો છુટકો છે.

સામસામા અણવિશ્વાસ રાખ્યાં કરીએ, આપણા નેતાઓનો અણ-વિશ્વાસ રાખીયે એમાં શું વળશે ? આપણે માનવું જોઇએ કે દરેક જણ પોતપોતાની સમજણ પ્રમાણે વર્તવાનો છે. કદાચ કોઇ ભૂલમાંયે હોય. પણ બુદ્ધિના ક્ષેત્રમાં કાંઇ ભૂલચૂક કરી બેસશે તેટલાથી દેશની ઉપર કશો ઉલ્કાપાત થઇ જવાનો નથી એની આપણા મનમાં આપણે ખાત્રી રાખીએ.

ડૉ. અન્સારીએ ઠરાવને રીતસરનું અનુમોદન આપ્યું અને તેની પરનું પોતાનું ભાષણ બીજા દિવસને માટે મુલત્વી રાખ્યું.

તા. ૩૦ મી એ મહાસભાની બેઠક પાછી મળી. પ્રારંભમાં બાબુ મોતીલાલ ઘોષ અને બાબુ અંબિકા ચરણ મઝુમદારનાં મૃત્યુ માટે સમસ્ત મહાસભાએ ઉભા રહીને શોક દર્શાવ્યો. પછી ધારાસભાપ્રવેશના બહિષ્કારના ઠરાવ પરની અધુરી રહેલી ચર્ચા શરૂ થઇ. પંડિત નેકીરામ શર્માએ ઠરાવને વિશેષ અનુમોદન આપતાં કહ્યું કે, ધારાસભામાં પ્રવેશ કરવો એ પાપ છે. ડૉ. અન્સારીએ બાકી રાખેલું ભાષણ આપતાં કહ્યું કે, ધારાસભાની અંદર ઘુસી તેનો બહિષ્કાર એ કરવો શબ્દપ્રપંચ હું સમજી શકતો નથી. અસહકાર નિષ્ફળ ગયો છે અને ધારાસભામાં જઇ દેશના ભલા માટે સુધારાનો ઉપયોગ કરવો છે એમ જો કહેવામાં આવે તો તે આવકારદાયક છે. મહાસભાના ઉમેદવારોને વારેવારે ફોગટ ચુંટાવા દેવામાં સમય અને નાણાં નાખી દેવાં વાજબી નથી. બે ત્રણ વર્ષ પછી થાકીને ચુંટણીમાં ઉતરવું છોડી દેવું પડે અને વિનીતોને તેમાં જવાની તક મળે

અને વળી જો અસહકારીઓ બહુમતીમાં ન ચુંટાય તો પછી અંદર બહિષ્કાર શી રીતે થઇ શકે? બેગમ હઝરત મોહાનીએ ઠરાવને વિશેષ અનુમોદન આપતાં જણાવ્યું કે જેઓ સંપૂર્ણ સ્વાતંત્ર્ય ઇચ્છે છે તેઓ અસહકાર છોડી દેવાની કલ્પના કરી શકે તેમ નથી, પરંતુ જેઓ વત્તી ઓછી સ્વતંત્રતા ઇચ્છે છે તેઓ ધારાસભાદ્વારા વધારે સુધારા મેળવવાનો પ્રયાસ કરીને તેમ કહી શકે તેમ છે. ગાંધીજીએ અમદાવાદમાં સંપૂર્ણ સ્વાતંત્ર્યના ઠરાવની વિરૂદ્ધ પડવામાં જે ભૂલ કરી છે તેથીજ પંડિત મોતીલાલ નેહરૂની આગેવાની હેઠળ આની પ્રતિક્રિયાને જન્મ મળ્યો છે. શ્રીમતી સરોજિની નાયડુએ વિશેષ અનુમોદન આપતાં કહ્યું કે, હું અબળા છું પરન્તુ સ્વરાજ્યની સિપાઇ છું. જ્યાં સુધી આ મહાસભા મહાત્મા ગાંધીના સત્યાગ્રહ અને અસહકારના સિદ્ધાંતના અનુયાયીઓ તરીકે પોતાની પ્રતિજ્ઞાને વળગી રહેશે ત્યાં સુધી અમે તે આદર્શને વફાદાર રહીશું. હું સ્વીકારું છું કે જેમ સમય બદલાય અને સંયોગો બદલાય તેમ આપણી રાજનીતિની પુનઃ રચના કરવી જોઇએ અને કાર્યક્રમોમાં ફેરફાર કરવો જોઇએ, પરંતુ જ્યાં સુધી તે રાજનીતિને પુનઃ અંકિત કરવામાં આવે, અને નવીન પ્રકારની અસહકારની મર્યાદા અને કાર્યો અને જુસ્સાની સ્પષ્ટ વ્યાખ્યા બાંધવામાં આવે ત્યાંસુધી હું જેવી વફાદાર છું તેવી રહીશ ગાંધીના અસહકારના મારી પોતાની સત્યાગ્રહ વ્યાખ્યાને વળગી રહીશ અને સરકાર સાથે રસાકસી કરવાને બદલે કાયદાના સવિનયભંગદ્વારા તેમના આદર્શને સફળ કરીશ.

રા. એસ. શ્રીનિવાસ આયંગરે એવી મતલબનો સુધારો રજુ કર્યો કે, ધારાસભાઓનો બહિષ્કાર ૧૯૨૦ ના કરતાં વધારે અસરકારક બનાવવાને આ મહાસભા મહાસભાના પક્ષના માણસોને મત આપવાની મતદારોને ભલામણ કરે છે, અને તેઓ ચુંટાયા પછી ધારાસભામાં પોતાની બેઠકો નહિ લે. આ પ્રમાણે બને પક્ષો વચ્ચે સમાધાની કરવાનો માર્ગ રા. આયંગરે બતાવ્યો. કુમારી લજ્જાવતીએ આ સુધારાને અનુમોદન આપ્યું. રા. દીપ નારાયણ સિંહે આ સુધારાને વિશેષ અનુમોદન આપ્યું.

રા. વિજયેરાઘવાચારીઅરે મૂળ ઠરાવને વિશેષ અનુમોદન આપતાં

કહ્યું કે, આપણે મહાસભામાં ભંગાણ પડશે એ વિચારથી મત આપવાનો નથી, કિન્તુ વસ્તુના ગુણદોષ જોઇનેજ નિર્ણય કરવાનો છે. જે પ્રજા કોઇ એક નેતા અગર નેતાઓને આંધળી થઇ અનુસરે તે નાશની અણી ઉપર છે. ધારાસભાપ્રવેશની તરફેણમાં નિર્ણય થયો તો સરકાર એક રાત્રિની બેઠકમાં દાખલ થવાના નિયમોમાં ફેરફાર કરી શકે તેમ છે. વળી તેમ છતાંય કદાચ બહુમતીથી ચુંટાયા તો પણ નવાં બંધારણ અનુસાર વાયસરોયને મરજી મુજબ ગમે તેટલી વાર કારણ દર્શાવ્યા વગર ધારાસભા વીખેરી નાખવાની સત્તા છે. ઉપરાંત સરકાર એમ બતાવશે કે પૂર્વવાસીઓ પાશ્ચાત્ય રાજ્યપદ્ધતિ માટે યોગ્ય નથી અને તેથી તે માટે નાણાંનો વ્યય કરવો વ્યર્થ છે. વળી યાદ રાખવું ઘટે છે કે સરકાર ધારાસભા વગર ચલાવી શકે તેમ છે અને કાયદો અને વ્યવસ્થા જાળવવા તેમજ કરો ઉઘરાવવા તેની પાસે ઘણા કાયદાઓ છે. વળી દિશામાં આવો ભારે ફેરફાર કરવાથી ગાંધીજીના કાર્યક્રમથી જનસમૂહોની મનઃસ્થિતિની થયલી પ્રગતિ અટકશે. મેં સાંભળ્યું છે કે, ધારાસભામાં પ્રવેશ કરવાની તરફેણના પક્ષના આગેવાનો ઠરાવ ઉડી જશે તો મહાસભાની પ્રવૃત્તિઓમાં સક્રિય ભાગ લેતા બંધ પડશે. જો તે આગેવાનો એમ કરશે તો મને દુઃખ થશે પરન્તુ હું કહું છું કે, વ્યક્તિઓની ખાતર મહાસભાએ પોતાના વિચારસ્વાતંત્ર્યનો ભોગ ન આપવો. તેણે ઇશ્વર પર શ્રદ્ધા રાખવી જોઇએ.

આ સમયે લોસેન પરિષદ્‌થી ઉભી થયલી ગંભીર સ્થિતિ જોતાં તાત્કાલિક કાયદાભંગ શરૂ કરવાનો વિચાર કરવા ચાલતી ચર્ચાને મુલતવી રાખવાની દરખાસ્ત રા. અબ્દુલ રહેમાને રજુ કરી, પરન્તુ મહાસભાએ મોટી બહુમતીથી એ દરખાસ્ત નામંજુર કરી.

રા. સી. એસ. રંગાઆયરે રા. આયંગરના સમાધાની કરાવતા સુધારાને વિશેષ અનુમોદન આપ્યું.

પછી પંડિત મોતીલાલ નેહરૂએ નીચે પ્રમાણે સુધારો રજુ કર્યોઃ "કાયદાભંગ તપાસ સમિતિના હેવાલને અનુસરી એવું ઠરાવવામાં આવે છે કે પંજાબ અને ખિલાફતના અત્યાચારો દૂર કરાવવા અને અહિંસા-

એક અસહકારના સિદ્ધાંત અનુસાર તાત્કાલિક સ્વરાજ પ્રાપ્ત કરવા અસહકારીઓએ ધારાસભાની ચુંટણીમાં ભાગ લેવો અને બહુમતીમાં ચુંટાવા માટે બનતો દરેક પ્રયાસ કરવો. વિશેષમાં ઠરાવવામાં આવે છે કે નવી ધારાસભાઓ ૧૯૨૪ના જાન્યુઆરી માસમાં મળનારી હોઇને ૧૯૨૩ ની ઓક્ટ ડીસેંબરના છેલ્લાને બદલે પહેલા અઠવાડીઆમાં ભરવી અને ફરીથી આ બાબત સંયોગાનુસાર વાજબી લાગે તે નિર્ણય કરવા માટે મહાસભા સમક્ષ ફરીથી રજુ કરવી. "

આ સુધારાનું વિવેચન કરતાં પંડિત મોતીલાલ નેહરૂએ કહ્યું કે, ચોકખાં હથિયારથી સ્વરાજની લડત લડવાની મારી નેમ છે અને અસહકારમાં સંપૂર્ણ શ્રદ્ધા સહિત હું મારી એ નેમ સાધવા માગું છું.

રા. રાજેન્દ્રપ્રસાદે મૂળ ઠરાવની તરફેણમાં પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

રા. શ્રી પ્રકાશમે રા. આયંગરના સુધારાને વિશેષ અનુમોદન આપ્યું.

પંડિત મદન મોહન માળવીયે ધારાસભાપ્રવેશની તરફદારી કરતાં કહ્યું કે, ધારાસભાની અંદર જવાથી દેશનું ભલું કરી શકાશે, જાપ્તાની ગાંડપણ ભરેલી નીતિ અટકાવી શકાશે, મહાત્મા ગાંધી અને બીજા આગેવાનોનો છુટકારો મેળવી શકાશે, કાપકૂપ કરવા, ખર્ચ ઘટાડવા અને કરનો બોજો ઘટાડવા સરકારને ફરજ પાડી શકાશે. જેલમાં જઇ દુઃખો સહન કરવાથી સરકારનું હૃદય પીગળ્યું નથી. ચોકીદાર ઉંઘતો હોવાથી સરકાર ગાંડી બની છે અને ધારાસભામાં દાખલ થયા કે તરતજ સરકારનાં કામો દેશને લાભકર્તા થઇ પડે એવું કરીશું. રચનાત્મક કાર્યક્રમ પણ સાથે સાથે અજમાવી શકાશે. જેવી રીતે અમુક સંયોગોમાં વૈદ્યે આપેલું ઓષડ પાછળથી સંયોગો બદલાતાં ફેરવવું જોઇએ તેમ વૈદ્યની ગેરહાજરીમાં તેના ચેલાઓ તે ફેરવવાની ના પાડે તે ઇચ્છવા યોગ્ય નથી. મહાત્મા ગાંધી પણ વૈદ્યજ કહી શકાય. એક વર્ષમાં સ્વરાજ મેળવવા દોરેલા કાર્યક્રમના એક ભાગ તરીકેજ ધારાસભાનો બહિષ્કાર કરવામાં આવ્યો હતો. પણ હવે જ્યારે તે વર્ષ વીતી જવા છતાં સ્વરાજ મળ્યું નથી ત્યારે આપણે કાર્યક્રમ ફેરવવો જોઇએ. પંડિત મોતીલાલ નેહરૂનો સુધારો રા. આયંગરના સુધારા કરતાં સારો છે, કારણ કે અભિ-

ષ્યમાં શું કાર્યક્રમ ઘડવો તે નક્કી કરવા માટે ખાસી ૧૨ મહીનાની મુદત રહે છે. અંતમાં પંડિતજીએ કહ્યું: મારા વૃદ્ધ માણસના શબ્દ યાદ રાખજો; જો તમે હમણાં તેનો અસ્વીકાર કરશો તો તમારે પાછળથી પસ્તાવાનો વખત આવશે.

પછી રા. રાજગોપાલાચાર્યે પોતાના ઠરાવની વિરૂદ્ધ થયલી દલીલોનો જવાબ વાળ્યો.

ઠરાવ અને સુધારાઓ પર મત લેતાં સુધારાઓ રદ ગયા અને મૂળ ઠરાવ મંજુર થયલો જાહેર કરવામાં આવ્યો, અને તે દિવસે મહાસભાની બેઠક મુલતવી રહી.

૩૧ મીએ મહાસભાની છેલ્લા દિવસની બેઠક ભરાઇ. પ્રારંભમાં મજુરોની સ્થિતિ સુધારવાનો ઠરાવ રા. દીપ નારાયણ સિંહે રજુ કર્યો. તેમણે કહ્યું: હિન્દની વસ્તીનો ૯૦ ટકા ભાગ કિસાન એટલે ખેડુતો અને મજુરોનો છે અને જો મહાસભાને તેઓનો ટેકો હોય તો તેની માગણીનો અસ્વીકાર ન થાય. તેથી મજુરવર્ગને સાથે લીધા વગર મહાસભા સ્વરાજ મેળવી શકશે નહિ.

ડૉ. કે. ડી. શાસ્ત્રીએ ઠરાવને અનુમોદન આપ્યું; રા. કે. પી. સેન સિંહાએ વિશેષ અનુમોદન આપ્યું. સમાજવાદી રા. સીંગારા વેલુ ચેટીએ વિશેષ અનુમોદન આપતાં કહ્યું કે, મહાસભાએ મજુરો પાસે સીધા અને નહિ કે ટ્રેડ યુનીયન કોંગ્રેસદ્વારા જવાનું છે અને એ પ્રમાણે મજુરો સાથે એક થઇ પ્રજાકીય હડતાલ પાડવી કે જેથી સરકાર અને ધનવાન વર્ગ બંનેના અંકુશમાંથી છુટાય. આ દુનીયામાં જેટલાં દુઃખો છે તેટલાં મજુરોનેજ સહેવાં પડે છે; જેવાં કે દુષ્કાળ, રોગ, ભૂખમરો, વસ્ત્ર અને ઘરબાર વગરના થઇ પડવું વિગેરે સમાજવાદી હોવા છતાં હું અહિંસાત્મક અસહકારથી સ્વરાજ્ય પ્રાપ્ત થશે એવી માન્યતા ધરાવું છું.

ઠરાવ સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો.

.... કેળવણીની સરકારી સંસ્થાઓનો બહિષ્કાર ચાલુ રાખવાનો ઠરાવ

રા. રાજેન્દ્ર પ્રસાદે રજુ કર્યો, બાબુ શિરીશ ચંદ્ર ચેટરજીએ તેને અનુમોદન આપ્યું અને તે પસાર કરવામાં આવ્યો.

મહાસભાના ધ્યેયમાં ફેરફાર કરવાનો ઠરાવ બાબુ પી. કે. મઝુમદારે રજુ કર્યો. તે ઠરાવ નીચે પ્રમાણે હતોઃ

" હિન્દી રાષ્ટ્રીય મહાસભાનું ધ્યેય સ્વરાજ છે, સ્વરાજ એટલે સઘળાં શુદ્ધ અને વાજબી સાધનો વડે હિન્દના લોકોએ પરદેશ સાથે સંબંધ વગરનું સંપૂર્ણ સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરવું તે. "

રા. સીંગારા વેલુ ચેટીએ ઠરાવને અનુમોદન આપ્યું. રા. સી. રાજગોપાલાચાર્યે અને રા. સુંદરલાલે ઠરાવનો વિરોધ કર્યો. રા. ફઝલુર રહેમાને ઠરાવને વિશેષ અનુમોદન આપ્યું. બાબુ મઝુમદારે વિરૂદ્ધ દલીલોનો જવાબ આપ્યો. મત લેવામાં આવતાં ઠરાવ નામંજુર થયલો જાહેર કરવામાં આવ્યો.

હિન્દના પ્રજાકીય દેવાનો અસ્વીકાર કરવાનો ઠરાવ રા. રાજગોપાલાચાર્યે રજુ કર્યો. તેમણે કહ્યું: " છેલ્લાં ચાર વર્ષોમાં હિન્દી સરકારની તિજોરીમાં ૯૦ કરોડનો ખાડો પડયો છે, અને તે ખાડો ઉછીનાં નાણાં લઇને અને પાયાવગરનું કાગળનું ચલણ વધારીને પૂરવામાં આવ્યો છે. આ ખાડાનું કારણ લશ્કરી ખર્ચ છે અને આ ખર્ચ આટલી હદે રાખવામાં આવે છે તેનું કારણ એ છે કે કોઇ પણ વિદેશી સરકાર તેની પ્રજાની વફાદારી ઉપર વિશ્વાસ મુકી શકે નહિ અને તેથી તેને ખર્ચાળ લશ્કર નિભાવવું પડે છે. ધારાસભામાં જઇએ તો પણ સરકારને આપણા ઉપર વિશ્વાસ રાખતી કરી શકાય તેમ નથી તેમજ લશ્કરી ખર્ચ ઘટાડી શકાય તેમ નથી, કારણ કે એ રકમ ઉપર મત આપવાનો આપણને હક્ક નથી. હું જાણું છું કે, મારો ઠરાવ બડાઇ મારવા જેવો લેખાશે. પરંતુ જો આપણે સ્વરાજપ્રાપ્તિમાં પ્રમાણિક વિશ્વાસ ધરાવતા હોઇએ તો આપણે આ ઠરાવ સ્વીકારવો જોઇએ. "

રા. વિજયરાઘવાચારીઅરે આ બાબત વિચારણા માટે મહાસભાની આવતી બેઠકમાં હેવાલ રજુ કરવા માટે અખિલ હિન્દ મહાસભા

સમિતિને સોંપવાનો સુધારો રજુ કર્યો; રા. વલ્લભભાઇ પટેલે સુધારાને અનુમોદન આપ્યું. રા. રાજગોપાલાચાર્યે એ સુધારો સ્વીકારવાની સંમતિ દર્શાવી. રા. એચ. સર્વોત્તમરાવે ઠરાવનો વિરોધ કર્યો. મત લેવામાં આવતાં રા. વિજયરાઘવાચારીઅરનો સુધારો ઉડી ગયો, અને મૂળ ઠરાવ મંજુર કરવામાં આવ્યો.

પછી રા. રાધાકૃષ્ણ ભાર્ગવે એવી દરખાસ્ત મુકી કે મહાસભાની હવેની બેઠકો ડીસેંબરને બદલે માર્ચમાં ભરવી, પરંતુ કેટલીક ચર્ચા થયા બાદ એ દરખાસ્ત નામંજુર કરવામાં આવી.

કાયદાભંગની તૈયારીઓ કરવા માટે ૨૫ લાખ રૂપિયા અને ૫૦ હજાર સ્વંયસેવકો મેળવવાનો ઠરાવ રા. અબ્બાસ તૈયબજીએ રજુ કર્યો. શ્રીમતી સરોજિની નાયડુએ ઠરાવને અનુમોદન આપ્યું. રા. વસન્ત કુમાર મઝુમદારે પ્રાંતિક સમિતિઓની દેખરેખ હેઠળ એકદમ કાયદાભંગ શરૂ કરવાનો સુધારો રજુ કર્યો. રા. ફઝલુર રહેમાને કાયદાભંગની સૂચવેલી તૈયારીઓ ત્રણ મહીનામાં પૂરી કરવાનો સુધારો રજુ કર્યો. બાબુ શિરીશચંદ્ર ચેટરજીએ એ સુધારાને અનુમોદન આપ્યું. રા. બાબુરામ વર્માએ નીચેનો ઠરાવ સુધારા તરીકે રજુ કર્યો:

"આ મહાસભા એવો મક્કમ અભિપ્રાય ધરાવે છે કે મોટા પાયા ઉપર કાયદાભંગની લડત કરવાનો સમય આવી પહોંચ્યો છે, અને સંયુક્ત પ્રાંતો અને આસામમાં હજી પણ ફોજદારી કાયદામાં સુધારેલા કાનુનનો અમલ ચાલુ હોવાથી ત્યાં મોટા પાયા ઉપર વ્યક્તિગત કાયદાભંગ શરૂ કરવાનું યોગ્ય સ્થળ છે તેથી ઠરાવવામાં આવે છે કે આખા હિન્દમાંથી ૭૦ હજાર સ્વયંસેવકો એકદમ ભેગા કરી અને તરતજ આસામ અને સંયુક્ત પ્રાંતોમાં જઇ અખિલ હિન્દ મહાસભા સમિતિની દેખરેખ હેઠળ વ્યક્તિગત કાયદાભંગની લડત આદરવી."

કેટલીક ચર્ચા થયા પછી સઘળા સુધારા ઉડી ગયા, અને રા. અબ્બાસ તૈયબજીનો મૂળ ઠરાવ પસાર થયો.

રા. રાજગોપાલાચાર્યે વ્યક્તિગત બચાવના હક્કનો ઠરાવ રજુ કર્યો અને તે પસાર કરવામાં આવ્યો.

નજીકના પૂર્વની ગંભીર પરિસ્થિતિ જોતાં ખિલાફતની કાર્યવાહી સમિતિની સાથે મળીને મહાસભાની કાર્યવાહી સમિતિએ પગલાં લેવાનો ઠરાવ રા. રાજેન્દ્ર પ્રસાદે રજુ કર્યો અને તે પસાર કરવામાં આવ્યો.

પછી જોહાન્સબર્ગ (નાતાલ)ની બ્રિટિશ ઇન્ડીઅન એસોસીએશન, ડરબનની ઇન્ડીઅન કોંગ્રેસ કમિટી, ડર્બનની ઇન્ડીઅન એસોસીએશન, કેપટાઉનની બ્રિટિશ ઇન્ડીઅન લીગ, અને કાબુલ કોંગ્રેસ કમિટીને મહાસભા સાથે જોડી દેવાની માગણી સ્વીકારવાનો ઠરાવ કરવામાં આવ્યો. તેમાં દક્ષિણ આફ્રિકાની ચાર સંસ્થાઓને મહાસભામાં સામટા ૧૦ પ્રતિનિધિઓ મોકલવાની અને કાબુલ કોંગ્રેસ કમિટીને ૨ પ્રતિનિધિઓ મોકલવાની છુટ આપવામાં આવી હતી.

પછી ફારક થતા સામાન્ય મંત્રીઓ પંડિત મોતીલાલ નેહરૂ, ડૉ. અન્સારી અને રા. રાજગોપાલાચાર્યની સેવાઓની કદર કરનારો ઠરાવ અને તેમને સ્થાને રા. મુઆઝમઅલી, રા. વલ્લભભાઇ પટેલ અને રા. રાજેન્દ્ર પ્રસાદને આવતા વર્ષ માટે સામાન્ય તંત્રીઓ તરીકે નીમવાનો અને શેઠ જમનાલાલ બજાજ અને શેઠ છોટાણીને ખજાનચીઓ તરીકે ફરીથી નીમવાનો ઠરાવ પસાર કરવામાં આવ્યા.

રા. નાગેશ્વર રાસે મહાસભાની આવતી બેઠક આંધ્રમાં ભરવાનું આમંત્રણ આપ્યું, જેનો સ્વીકાર કરવામાં આવ્યો.

સ્વાગત સમિતિ તરફથી રા. દીપનારાયણસિંહે પ્રમુખનો ઉપકાર માન્યો, પ્રમુખે તેનો વળતો જવાબ આપ્યો, અને મહાસભાની સાડત્રીસમી બેઠક સમાપ્ત થઇ.

---

## ઠરાવો.

### મહાત્મા ગાંધીજીને અભિનંદન.

૧. શ્રી. ગાંધીજીએ શાન્તિ અને સત્યના પ્રચારથી માનવજાતિની જે સેવા કરેલી છે તેની આ સભા કૃતજ્ઞતાપૂર્વક નોંધ લે છે, અને જાહેર કરે છે

કે હિન્દુસ્તાનના લોકોના હક્કો ખરા કરવા ખાતર તેમણે જે અહિંસાત્મક અસહકાર ઉપાડયો છે તેના સિદ્ધાન્તમાં આ સભાની શ્રદ્ધા પ્રથમ જેવી જ કાયમ છે.

## જેલ વાસીઓની સેવા.

૨. જે જે શૂરવીર પ્રજાજનોએ મરજીયાત દુઃખસહનના કાર્યક્રમને અનુસરીને દેશના હિતને અર્થે સંકટો વેઠયાં છે અને જેઓ મહાસભાની સલાહને માન આપીને બચાવ કે જામનગીરી કશું ન આપતાં ઓછી કે વધુ મુદતના જેલવાસ ભોગવી આવ્યા છે કે આજે ભોગવી રહ્યા છે તે સર્વ પ્રજાજનોની સેવાની આ સભા પૂરેપૂરી કદર બૂજે છે. આ સભાનો સારા દેશને આગ્રહ છે કે આપભોગનો આવો જ જુસ્સો કાયમ રાખવો અને આપણા સ્વાતંત્ર્યયુદ્ધની ઝુંબેશ અસ્ખલિત ચલાવ્યે જવી.

## અકાલી શહીદોને મુબારકબાદી.

૩. અકાલી શહીદોએ જે બહાદુરી બતાવી છે તેનો જોટો નથી. તેમણે અહિંસાધર્મનું એવું સુન્દર અને ભવ્ય પાલન કરી બતાવ્યું છે કે તે માટે મગરૂરી થાય છે. અને તે માટે આ સભા પોતાનાં આદર અને કદર વ્યક્ત કરે છે.

## ગાઝી કમાલ પાશાને અભિનંદન.

૪. ગાઝી કમાલ પાશાને તથા તુર્કી પ્રજાને તેમની હમણાં જ થયેલી જીત માટે આ સભા મુબારકબાદી આપે છે. તુર્કી પ્રજા સ્વતંત્ર સ્વાધીન દરજ્જો ભોગવતી થઇ જાય તે સારૂ અને પોતાના રાષ્ટ્રીય જીવનનો વિકાસ કરતાં કોઇ તેને અટકાવી ન શકે, ઇસ્લામનું રક્ષણ તે બરાબર કરી શકે તેવી જાતની અનુકૂળ પરિસ્થિતિ કરી આપવા સારૂ જ્યાં સુધી બ્રિટિશ સરકાર પોતાની પૂરી સત્તા વાપરશે નહિ, પોતાની તરફનાં સર્વ વિઘ્નોને દૂર કરશે નહિ, જ્યાં સુધી જઝિરત-ઉલ-અરબને બિનઇસ્લામી કબજામાંથી છૂટું કરવામાં આવશે નહિ ત્યાં સુધી આ ઝુંબેશ ચાલુ રાખવાનો હિન્દુસ્તાનના લોકોનો નિરધાર છે એવું આ સભા જાહેર કરે છે.

## ધારાસભાઓનો બહિષ્કાર.

૫. ૧૯૨૦ ની ચુંટણીઓ વખતે કરવામાં આવેલા ધારાસભાના બહિષ્કારને પરિણામે જે સંસ્થાઓ ઉપર પોતાની સત્તા મક્કમ કરીને સરકાર બિનજવાબદાર રાજ્યતંત્ર ચલાવવાની કોશિશ કરે છે તેનું નૈતિક બળ નાશ પામ્યું છે એટલા માટે; અને ધારાસભાની ચુંટણીમાં ભાગ ન લેવો એ અહિંસાત્મક અસહકારના કાર્યક્રમનું મુખ્ય અંગ હોઇને આવતા વર્ષની ચુંટણીઓમાં પણ હિન્દુસ્તાનની

પ્રજા કોઇ પણ જાતનો ભાગ ન જ લે એ જરૂરનું છે એટલા માટે: આ મહાસભા એવી સલાહ આપવાનો ઠરાવ કરે છે કે મહાસભાના કોઈપણ સભ્યે ધારાસભાના ઉમેદવાર તરીકે ઉભા રહેવું નહિ અને મહાસભાની સલાહ વિરૂદ્ધ ધારાસભાની ઉમેદવારી કરનારા કોઇ નીકળે તેમને કોઇપણ મતદારે મત આપવો નહિ, અને આ બાબતમાં મહાસમિતિ સૂચનાઓ આપે તે રીતે તેમણે પોતાના બહિષ્કારનું સ્વરૂપ રાખવું.

### મજુરોના સંઘ.

૬. આ મહાસભા એવો અભિપ્રાય ધરાવે છે કે મજુરોને સુધારવા અને તેમનું કલ્યાણ કરવાના ઇરાદાથી અને તેઓના વાજબી હકો અપાવવા અને વળી હિન્દી મજુરોનો અને હિન્દી સાધનોનો ખોટો લાભ લેવાતો અટકાવવા હિન્દી મજુરોને વ્યવસ્થિત બંધારણમા મુકવા જોઇએ, તેમ ઠરાવવામાં આવે છે કે આ મહાસભા ઓલ ઇંડીઆ ટ્રેડ યુનીયન કોંગ્રેસ અને જૂદી જૂદી કિસાન સભાઓએ હિન્દના કામદારોને વ્યવસ્થિત કરવાની હીલચાલ કરી છે તેનો આદર કરવાની સાથે ખેતીવાડીમાં અને ઉદ્યોગોમા કામે લાગેલા હિન્દી મજુરોને વ્યવસ્થિત કરવા માટે ઓલ ઇંડીઆ ટ્રેડ યુનીયન કોંગ્રેસની કારોબારી સભાને મદદ કરવાની સાથે નીચેનાઓની એક કમિટી નીમે છે:

મેસર્સ સી. એફ. એન્ડ્રુઝ, જે. એમ. સેનગુપ્તા, અને એસ. એન. હલદર, સ્વામી દિનાનંદ, ડૉ. ડી. ડી. સાઠયે. રા. સાઠયે, રા. સીંગારી વેલુ ચેટીઅર અને રા. ઇ. એલ. ઐયર.

### કેળવણીની સરકારી સંસ્થાઓનો બહિષ્કાર.

૭. સરકાર હસ્તકની અગર સરકારની મદદ મેળવતી અગર સરકાર સાથે સંબંધ ધરાવતી શિક્ષણસંસ્થાઓના બહિષ્કાર સંબંધમાં આ મહાસભા જાહેર કરે છે કે, બહિષ્કાર ચાલુ રાખવો જોઇએ અને વિશેષમાં ઠરાવે છે કે દરેક પ્રાંતને ત્યાંની હયાતી ધરાવતી શિક્ષણસંસ્થાઓને સારી આર્થિક સ્થિતિમાં મુકવાનું અને દરેક શક્ય માર્ગે તેની નિપુણતા સુધારવાનું કહેવું.

### અદાલતોનો બહિષ્કાર.

૮. આ મહાસભા ઠરાવે છે કે વકીલોએ અને અસીલોએ અદાલતોનો બહિષ્કાર ચાલુ રાખવો અને તેમણે પંચાયતો સ્થાપી તેની તરફેણમાં લોકમત કેળવવા વધારે પ્રયાસો કરવા જોઇએ.

## પ્રજાકીય દેવાનો અસ્વીકાર.

૯. ગેરવાજબી લશ્કરી ખર્ચ અને બીજા ઉડાઉ ખર્ચોથી સરકારે પ્રજાકીય દેવું એટલી હદ સુધી વધારી દીધું છે કે તે ભરપાઇ કરી શકાય તેમ નથી તેથી; અને બહુમતીના મત વગરની અગર મત આપનારાઓની સારી સંખ્યાના મત વગરની બનેલી ધારાસભાઓ, અને તે પ્રજામત દર્શાવવાની સત્તા ધરાવતી નથી એવુ જાહેર કર્યાં છતાં, આવી ધારા સભાઓની સત્તાના ઓઠાં હેઠળ સરકાર ઉડાઉપણાંની એજ નીતિ હજુ ચાલુ રાખે છે તેથી; અને જો સરકારને આ નીતિ ચાલુ રાખવા દેવાની છુટ આપવામાં આવે તો પ્રજાની આબરૂ અને સુખ સાચવીને હિન્દની પ્રજા કદિ પણ પોતાનો વહીવટ ચલાવી શકે નહિ તેથી; અને તેટલા માટે બીનજવાબદારી ભરેલું વર્તન અટકાવવું જરૂરી થઇ પડવાથી; આ મહાસભા હૈયાતી ધરાવતી ધારાસભાઓને તેમજ એ સંસ્થાઓનો પ્રજાએ બહિષ્કાર કર્યો હોવા છતાં હવે પછી જે ધારાસભાઓ સરકાર તરફથી રચવામાં આવે તેને ભવિષ્યમાં પ્રજાની ખાતર લોન કાઢવાની સત્તા અગર બીજી કોઇ જોખમદારી વહોરવાની સત્તા હોવાનો ઇનકાર કરે છે અને દુનિયાને જાહેર કરે છે કે સ્વરાજ્ય મેળવ્યા પછી સરકારે અત્યારસુધી વાજબી અગર ગેરવાજબી દેવું કર્યું હશે અને જવાબદારીઓ વહોરી હશે તે માટે હિન્દની પ્રજા જવાબદાર રહેવા છતાં પ્રજાએ બહિષ્કાર કરેલો હોવા છતાં કહેવાતી ધારાસભાઓના સત્તા અગર મંજુરીથી આજની તારીખે અને હવે પછીથી સરકાર જે દેવું કરશે અને જવાબદારીઓ વહોરી લેશે તે ભરપાઇ કરવાને બંધાયલી ગણતી નથી.

## કાયદાભંગની તૈયારીઓ.

૧૦. આ મહાસભા પોતાનો ફરીથી મત પ્રદર્શિત કરે છે કે જ્યારે જોહુકમી ભરેલો, જુલ્મી અને નામર્દ બનાવે એવી સત્તાનો ઉપયોગ અટકાવવા માટે બીજા સઘળા ઉપાયો અજમાવવામાં આવ્યા હોય ત્યારે હથિયારબંધી બળવાને બદલે કાયદાભંગ એ માત્ર એકજ સુધરેલું અને કાર્યસાધક સાધન છે તેથી, અને સ્વરાજ તાત્કાલિક મેળવવાની જરૂરીઆતની લાગણી લોકોમાં પૂરી પ્રસરેલી હોઇને અને પ્રજાનું ધ્યેય જલ્દીથી પ્રાપ્ત થાય એવા ઇરાદાથી કાયદાભંગ કરવાની સામાન્ય માગણી અને જરૂરીઆત જોતાં અને સઘળા પ્રકારની સતાવણી છતાં જરૂર પૂરતું અહિંસાત્મક વાતાવરણ જળવાઇ રહ્યું છે તે જોતાં, આ મહાસભા સઘળા મહાસભાના કાર્યવાહકોને કાયદાભંગ શરૂ કરવાની તૈયારીઓ પૂર્ણ કરવાનું કહે છે અને તે માટે રાષ્ટ્રીય બંધારણ મજ-

મત કરવું અને વિશાળ બનાવવું અને તિલક સ્વરાજ ફાળા માટે રૂપીયા ૨૫ લાખ ઉઘરાવવા અને અમદાવાદમાં નક્કી કરેલી શરતો મુજબ ઓછામાં ઓછા ૫૦ હજાર સ્વયંસેવકો મેળવવા તાત્કાલિક પગલાં લેવાં.

આ કાર્ય કરવાની મુદ્દત નક્કી કરવાની સત્તા અખિલ હિન્દ મહાસભા સમિતિને આપવામાં આવે છે અને આ ઠરાવનો વ્યવહાર અમલ થવા માટે જરૂરની સૂચનાઓ બહાર પાડવાની એ કમિટીને સત્તા આપવામાં આવે છે.

## વ્યક્તિગત બચાવનો હક.

૧૧. આ મહાસભા જાહેર કરે છે કે જ્યારે અસહકારીઓ મહાસભાનું કામ ન કરતા હોય ત્યારે અગર એ કાર્યમાંથી સીધી રીતે ઉભા થતા પ્રસંગોમાં ન સંડોવાયા હોય ત્યારે સામાન્ય મારફાડ ન થાય એવી શરતે તેઓ વ્યક્તિગત બચાવ કરવાને છુટા છે. ગંભીર ખટલાઓ-જેવા કે ધર્મને અપમાન, સ્ત્રીઓ ઉપર અત્યાચાર, અગર છોકરાંઓ અને માણસો ઉપર હીચકારા હુમલાઓ, આવા પ્રસંગોમાં વ્યક્તિગત બચાવ કરવા માટે કોઇપણ રીતે શરીરબળ વાપરવાની મના નથી.

## નજીકના પૂર્વની સ્થિતિ.

૧૨. નજીકના પૂર્વની ગંભીર પરિસ્થિતિ કે જેથી ખિલાફતની સ્વતંત્રતા અને તુર્કીની સરકાર ક્ષયમાં આવી પડવાની દહેશત છે તે જોતાં અને આ હાનિ અટકાવવાનો હિન્દુ મુસલમાન અને બીજા લોકોનો નિશ્ચય છે તે જોતાં આ મહાસભા ઠરાવે છે કે આવા કોઇ અન્યાયી કારણસર હિન્દનો ખોટો લાભ લેતાં અટકાવવા અને પરિસ્થિતિને પહોંચી વળવા હિન્દુ મુસલમાન અને બીજાઓની એકસંપીભરેલી મદદ મેળવવા ખિલાફતની કાર્યવાહી સમિતિ સાથે મળીને મહાસભાની કાર્યવાહી સમિતિએ પગલાં લેવાં.